# કિશોરસિંહ

કિંવા

# દુ:ખનો પહાડ !

## પ્રથમવિભાગ

પ્રયોજક,
ત્ર્યંબકલાલ જીવરાજ જોશી
પીરમશાહ રોડ-અમદાવાદ.

પ્રકાશક,
મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.
બુકસેલર એન્ડ પબ્લીશર,
ત્રણ દરવાજા-અમદાવાદ.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.

ખ્રિસ્તાબ્દ ૧૯૧૮. વિક્રમાબ્દ ૧૯૭૪.



અમદાવાદ-સલાપોસ રોડ,
ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

મૂલ્ય રૂ. ૨-૪-૦

## રા૦ ત્ર્યંબકલાલ [illegible]રાજ જોશીકૃત ઉત્તમ નવલકથાઓ.

| | | | |
|---|---|---|---|
| ૧ | મુરાદેવી (પ્રથમ ખણ્ડ) | મૂલ્ય રૂ. | ૨—૦—૦ |
| ૨ | ,, (દ્વિતીય ખણ્ડ) | ,, ,, | ૧—૮—૦ |
| ૩ | ,, (તૃતીય ખણ્ડ) | ,, ,, | ૧—૮—૦ |
| ૪ | સંસાર સંગ્રામ (પ્રથમ ખણ્ડ) | ,, ,, | ૧—૮—૦ |
| ૫ | ,, (દ્વિતીય ખણ્ડ) | ,, ,, | ૧—૮—૦ |
| ૬ | કમલાદેવી (ઐતિહાસિક) | ,, ,, | ૧—૮—૦ |
| ૭ | ભવાનીનો ભોગ (પ્રથમ વિભાગ) | ,, ,, | ૧—૪—૦ |
| ૮ | ,, ,, (દ્વિતીય વિભાગ) | ,, ,, | ૧-૧૨-૦ |
| ૯ | પરાક્રમની પતાકા (ડિટેક્ટિવ) | ,, ,, | ૨—૦—૦ |
| ૧૦ | સંતપ્ત શયતાન (પ્રથમ વિભાગ) | ,, ,, | ૧-૧૨-૦ |
| ૧૧ | ,, (દ્વિતીય વિભાગ) | ,, ,, | ૧-૧૨-૦ |
| ૧૨ | ,, (તૃતીય વિભાગ) | ,, ,, | ૧-૧૨-૦ |
| ૧૩ | કિશોરસિંહ (પ્રથમ વિભાગ) | ,, ,, | ૨—૪—૦ |
| ૧૪ | ,, (દ્વિતીય વિભાગ) | ,, ,, | ૨—૪—૦ |
| ૧૫ | કલંદરની કટાર (પ્રથમ ખણ્ડ) | ,, ,, | ૨—૦—૦ |
| ૧૬ | ,, (દ્વિતીય ખણ્ડ) | ,, ,, | ૨—૪—૦ |
| ૧૭ | ,, (તૃતીય ખણ્ડ) | ,, ,, | ૨—૦—૦ |
| ૧૮ | તારાસુંદરી (ઐતિહાસિક) | ,, ,, | ૨—૪—૦ |
| ૧૯ | ભેદી ખજાનો (ડિટેક્ટિવ) | ,, ,, | ૨—૪—૦ |
| ૨૦ | બાગે શયતાન ( ,, ) | ,, ,, | ૨—૦—૦ |
| ૨૧ | શયતાનસદન ( ,, ) | ,, ,, | ૨—૦—૦ |
| ૨૨ | ગેબી ખૂન ( ,, ) | ,, ,, | ૨—૦—૦ |
| ૨૩ | રાક્ષસોની રતિક્રીડા | ,, ,, | ૨—૦—૦ |
| ૨૪ | ભેદી શાહજાદી (ઐતિહાસિક) | ,, ,, | ૧-૧૨-૦ |
| ૨૫ | અઠંગ ઉઠાવગીર | ,, ,, | ૨—૪—૦ |
| ૨૬ | ગુરુ ગોવિંદસિંહ (જીવન ચરિત્ર) | ,, ,, | ૨—૦—૦ |
| ૨૭ | રમણીની રણભૂમિ (ઐતિહાસિક) | ,, ,, | ૨—૮—૦ |
| ૨૮ | કરુણા કુમારી ( ,, ) | ,, ,, | ૨—૯—૦ |

મળવાનું ઠેકાણું:—મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

ત્રણ દરવાજા—અમદાવાદ.

રણશૂરી રમણીઓની રણપ્રિયતા, અદ્ભુત વીરતા અને એકાગ્ર ધર્મ-
પરાયણતાથી ભરેલી, ભયાનક યુદ્ધ-વિગ્રહો અને પ્રચંડ પરાક્રમને
પૂર્ણપણે દર્શાવનારી, આત્મભોગ અને સ્વદેશપ્રેમનો સંપૂર્ણ સાક્ષા-
ત્કાર કરાવનારી, અબળાનો સિંહણસમી સબળારૂપે પરિચય
કરાવનારી, પ્રણયના પવિત્ર રહસ્યને સુંદરતાથી સમજાવ-
નારી, હૃદય-મનને મોહાવનારી, ભીષણ ભેદભરમોથી
ભરેલી આદર્શ, અનુપમ, ઉત્તમ અને અગ્રગણ્ય નવીન

ઐતિહાસિક નવલકથા!

# રાજા દેવીદાસ

અથવા

# રમણીની રણભૂમિ.

લખનારઃ—ત્ર્યંબકલાલ જીવરાજ જોશી.

ક્ષણભંગુર સંસારની માયામાં લુબ્ધ થઇને મનુષ્ય કેવાં કેવાં કુકર્મો કરે છે. જાતિ, ધર્મ, નીતિ અને કુળનું સન્માન ગુમાવીને પર-ધર્મમાં પ્રવેશ કરી પોતાની જાતિનો વિધ્વંશ કરવામાં કેવી કારમી કુટિલતા દર્શાવે છે, જગત જે નારીજાતિને અબળા કહીને બોલાવે છે, તે અબળા રણમાં મદોન્મત્ત થઇ શત્રુઓનો સંહાર કરવામાં કેવી દક્ષતા દેખાડે છે, રણશૂરા રજપૂતો રણભૂમિમાં ઝંપલાવી કેવી રીતે કેસરીયાં કરી તૂટી પડે છે, પાપીઓના પાપનું કેવું ભીષણ પરિણામ આવે છે, આદિ સર્વ સુંદર વિષયોને ઉજ્જવલ રીતે દર્શાવવા ઉપરાંત, રાજબાલા સુંદરીની વિસ્મયકારક વીરતા, રાજબાલાની ભયંકર પ્રતિજ્ઞા, અમીનાની દુર્દાન્ત દુષ્ટતા, ઇસમાઇલની ક્રૂરતા, ધર્મભ્રષ્ટતા, ક્ષત્રિયો અને પઠાણોની પ્રચંડ જાદવાસ્થળી, મારામારી અને હૃદયદ્રાવક ખૂનરેજી, સુલ્તાનની ભયાનક દુષ્ટતા, ઉમાનો અપૂર્વ આત્મત્યાગ, નરાધમ નવાબની નાલાયકી, હિન્દુઓનાં મંદિરોને તોડનાર દુષ્ટ દાનવોનાં કુકૃત્યો, વીરબાલાનો રણવિહાર, સતીધર્મને પાલન કરવાની અનુપમ દક્ષતા, દેવતા અને દાનવોના ભીષણ રણસંગ્રામ, દેવી અને દાનવીની ભયાનક સમતોલના, સન્યાસીની સમશેર, કલુખાંના કાળાં કામ આદિ અનેક અવનવા ચમત્કારિક બનાવોથી આ વાર્તા ભરપુર છે. ગુપ્ત ભેદ ભરમો, ભયંકર ભામિનીના ભયંકર કારસ્થાનો, સતી સાધ્વીની શૂરવીરતા અને બહાદુર બહારવટીઓની બહાદુરીવાળા પ્રસંગોથી આ વાર્તાનું પાને પાનું ભરેલું છે. વધારે વિવેચન કરવા કરતાં અમો દરેક વાંચકને વાંચવાની ખાસ ભલામણ કરીએ છીએ. મૂલ્ય રૂ. ૨-૮-૦. મળવાનું ઠેકાણું:—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, ત્રણ દરવાજા-અમદાવાદ.**

**ભેદભરમોના ભંડારરૂપ, અનેક અવનવા બનાવોથી ભરપૂર, અદ્‌ભુત રસાત્મક, મહા હૃદયગ્રાહિણી, મનોહારિણી અને આંગ્લ વિદ્વાન રેનોલ્ડઝના નામાંકિત પુસ્તક 'કેનેથ'ના હૃદયભેદક પ્લોટ પરથી ઉપજાવી કાઢેલી નવરસ-પરિપ્લુત નવીન નવલકથા**

# કિશોરસિંહ

કિંવા

## દુઃખનો પહાડ !

લખનારઃ–**ત્ર્યંબકલાલ જીવરાજ જોશી.**

ભેદી રાજસંસારના ભેદજનક કારસ્થાનો, રાજમહાલયમાં ભમતી ભેદી આકૃતિના અદ્‌ભુત ચમત્કારો, શૂરવીર લૂટારા સરદારોના હૃદયને સ્તંભિત કરનારી લડાઇઓ, ગુપ્ત રાજકુમારપર તુટી પડતા દુઃખના પહાડો, કિશોરસિંહની દૃઢતા, વીરતા, એકાગ્રતા અને સ્વામીભક્તિનાં ઝળહળતાં દૃષ્ટાંતો, જાગીરદારબાલાના પ્રેમની પરાકાષ્ટા, યુદ્ધખાતાના દીવાનની દુર્દશા, દીવાન પુત્રનું ગુમ થવું, તેના મૃત્યુના ખોટા આરોપથી કિશોરસિંહનું કારાગૃહવાસી થવું, દીવાનીના આકારમાં રહેલી અદ્‌ભુત અબળાએ આવી તેનો ઉદ્ધાર કરવો, રાજા ભૂપસિંહની ભયાનક ભ્રમણા, દીવાન દોલતસિંહની દુષ્ટતા, યોગીનું યોગબળ, સાધુનું સાધુત્વ, નિરાધારનો આધાર ઇશ્વર, વગેરે એક પછી એક હૃદયને આકર્ષનારી ઘટનાઓથી આ નવલકથા પરિપૂર્ણ છે, કે જેનું યથાર્થ વર્ણન પણ કરી શકાય તેમ નથી. નવલકથાઓના સમ્રાટ રેનોલ્ડઝ સાહેબની નવલકથામાં શી ન્યૂનતા હોય ? શૃંગાર, વીર, હાસ્ય, રૌદ્ર, ભયાનક અદ્‌ભુત આદિ નવે રસથી આ વાર્ત્તા ભરેલી છે. આ વાર્ત્તાની ઉત્તમતા માટે અમારે માત્ર એટલુંજ કહેવું પડે છે કે વાંચીને 'વાહ વાહ' શબ્દથી પુસ્તકકારને ધન્યવાદ આપ્યા વિના રહેવાય તેમ નથી. મૂલ્ય ૨–૪–૦.

# પ્રકાશકનું નિવેદન



ઇશ્વરકૃપાથી આ છેલ્લા બે વરસમાંજ મારા તરફથી કેવળ નવલકથાઓનાં વિષયનાંજ લગભગ ૫૦ થી ૬૦ પુસ્તકો પ્રકટ કરી ગુજરાતી સાહિત્યની સેવા બજાવવાને હું સમર્થ થયો છું અને હજી પણ મારી અભિલાષા નવી નવી નવલકથાઓ, ધાર્મિક અને શિલ્પ વિજ્ઞાનમાં ઘણાં પુસ્તકો પ્રકટ કરવાની છે, પરંતુ એ અભિલાષા પૂર્ણ થવી તે પરમકૃપાળુ પરમાત્માના હાથમાંજ છે.

આ પુસ્તક અંગ્રેજી ભાષાના વિશ્વવિખ્યાત નવલકથાકાર રેનોલ્ડઝના 'કેનેથ' નામક પુસ્તક પરથી રૂપાંતર કરાવીને પ્રકટ કરવામાં આવ્યું છે અને એનો પ્રથમ વિભાગ હું આજે વાંચકબંધુઓના કર-કમળમાં સુપ્રત કરી શકયો છું, બાકીના વિભાગો પણ વેળાસર પ્રકટ થાય એવી વ્યવસ્થા કરવામાં આવી છે.

રેનોલ્ડઝની દરેકે દરેક નવલકથા અતિ ઉત્તમ, રસદાયક અને બોધપ્રદ હોવાથી મારી ઇચ્છા, તેની સર્વ નવલકથાઓનો ગુજરાતીમાં અનુવાદ કરાવીને પ્રકટ કરવાની છે, અને એ સંબંધી મેં બનતો પ્રયાસ પણ આરંભી દીધો છે, એ પ્રયાસના પરિણામે મારા તરફથી રેનોલ્ડ-ઝની, 'ફૉસ્ટ', 'બ્રૉન્જ સ્ટેચ્યુ' 'કેનેથ' 'રાઈ હાઉસ પ્લોટ' નામક ચાર નવલકથાઓ લગભગ પ્રકટ થઈ ચૂકી છે અને ચાર નવલક-થાઓ અત્યારે લખાય છે બાકીની સર્વ અનુક્રમે પ્રકટ થાય એવો પ્રબંધ પણ કરી દીધો છે. કદાચિત્ રેનોલ્ડઝની નવલકથાઓ અન્યત્ર પ્રકટ થશે, તોપણ મારા તરફથી હું મારા પ્રયાસને લેશ માત્ર પણ શિથિલ ન થવા દેતાં મક્કમ રીતેજ જારી રાખીશ તથા તેની 'મિ-સ્ટ્રીજ ઑફ લંડન' તથા મિસ્ટ્રીજ ઑફ ધિ કૉર્ટ ઑફ લંડન' નામની બે વિશ્વવિખ્યાત પ્રચંડ નવલકથાઓને પ્રકટ કરવાનું સાહસ કરવામાં પણ સંકુચિત થઇશ નહિ; મારા આ સર્વ સાહસનો આધાર કેવળ તે પરમ પ્રેમમય પરમાત્માપર તથા મારા પ્રિય ગુર્જર વાંચકો પરજ અવલંબેલો છે. અસ્તુ.

અંતે પ્રેમમય પ્રભુ મારી એ શુભ મહત્વાકાંક્ષાને પૂર્ણ કરે એવી તે દયાળુને પ્રાર્થના કરી મારા નિવેદનને અહિંજ સમાપ્ત કરૂં છું."

કૃપાકાંક્ષી,

**ગોવિન્દ મહાદેવ રામચંદ્ર બાગુલે.**

# અનુક્રમણિકા







# પ્રસ્તાવના



કર્મમય જગત્‌માં જન્મ ધારણ કરી મનુષ્ય નાના પ્રકારનાં કર્મોમાં પ્રવૃત્ત થાય છે, આર્યશાસ્ત્રોમાં વર્ણવેલા દૈવી અને આસુરી બન્ને પ્રકારના જીવોમાંથી દૈવી સ્વભાવવાળા જીવો સુકર્મને સ્વીકારે છે અને આસુરી પ્રકૃતિવાળા જીવો કુકર્મમાં પ્રવૃત્ત થાય છે.

આ નવલકથામાં એવા પ્રકારના ઉભય પ્રકૃતિવાળા મનુષ્યોનું તાદૃશ્ય ચિત્ર આલેખવામાં આવ્યું છે. નીતિ અને અનીતિ, ધર્મ અને અધર્મ, ન્યાય અને અન્યાય, પાપ અને પુણ્ય એ સર્વેનો પરસ્પર વિષમ સંઘર્ષ થવાથી વિશ્વમાં તથા વિશ્વવાસીઓમાં કેવું અદ્‌ભુત પરિવર્તન થઈ જાય છે, એ સૂત્રને યથાર્થ રીતે દર્શાવવાનોજ આ નવલકથાનો સર્વેથી પ્રધાન આશય છે.

પ્રસ્તુત પુસ્તકમાં વારંવાર દૃષ્ટિગોચર થતી અદ્‌ભુત આકૃતિઓ અને અવનવા ચમત્કારોના સંબંધમાં અનેક મનુષ્યના મનમાં શંકાનો સંચાર થાય, તો તે સ્વાભાવિકજ છે; પરંતુ એ વિષયમાં અધિક આશ્ચર્યાન્વિત થવાની કશી પણ આવશ્યકતા નથી; આપણા પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાં, તથા પાશ્ચાત્ય અંગ્રેજી સાહિત્યમાં એ વિષયને અનુસરતાં અનેક પુસ્તકો લખાયાં છે. રાજા વિક્રમાદિત્યના સંબંધમાં લખાયલાં અનેક પુસ્તકો અને દંતકથાઓપરથી, કથાસરિત્સાગરની કેટલીક કથાઓ આદિ અનેક વિષયો પરથી એ વિષયને સંપૂર્ણ અનુમોદન મળે છે. મનુષ્યના મૃત્યુ સમયે તેની કોઇ પણ પદાર્થમાં લેશ માત્ર પણ વાસના રહી જાય છે, તો તેને પુનર્જન્મ ધારણ કરવો પડે છે, એવી આપણા અનેક શાસ્ત્રકારોની માન્યતા છે અને એ પ્રમાણેજ આ નવલકથામાં પણ એવીજ અદ્‌ભુત આકૃતિઓના અવનવા કાર્યોનું આલેખન કરવામાં આવ્યું છે.

આર્યજનોમાં યોગવિદ્યા એ એક મહા ઉત્કૃષ્ટ વિદ્યા ગણાય છે અને એ વિદ્યાથી અસાધ્યમાં અસાધ્ય કાર્ય પણ સહજમાંજ સાધ્ય કરી શકાય છે. આ પુસ્તકમાં પણ એ અદ્‌ભુત, અલૌકિક યોગવિદ્યાનો મહિમા દર્શાવવામાં આવ્યો છે, પરંતુ આ પ્રથમ ખણ્ડમાં એ યોગવિદ્યા સંબંધી અધિક ઉલ્લેખ કરવામાં ન આવેલો હોવાથી, હાલ તરત આ સ્થળે એનો ઉલ્લેખ કરવાની આવશ્યકતા જણાતી નથી.

આ વાર્તા મૂળ અંગ્રેજી ભાષાના વિશ્વવિખ્યાત નવલકથાકાર

જ્યૉર્જ ડબલ્યુ. એમ્. રેનૉલ્ડઝના 'કેનેથ' નામક પુસ્તક પરથી બંગભાષાના સુપ્રસિદ્ધ અનુવાદક બાબૂ ભુવનચંદ્ર મુખોપાધ્યાયના લખેલા એક પુસ્તકના આધારેજ મુખ્યત્વે આધાર લઇને લખવામાં આવી છે; છતાં પ્રસંગોપાત અગત્ય જણાતાં મૂળ અંગ્રેજી પુસ્તકનો પણ આધાર લીધો છે. ભુવન બાબૂના પુસ્તકનો આધાર લેવાનું કારણ મુખ્યત્વે એજ છે કે, તેમણે તે પુસ્તકનું આર્યસંસારને અનુસરતું રૂપાંતર કરી, અંગ્રેજી ભાષાથી અનભિજ્ઞ વાંચકોને માટે અત્યંત સુવિધા કરી આપી છે. એથી મને પણ એ પુસ્તક સર્વ સાધારણ વાંચકોને માટે સરળ થઇ પડે એમ લાગવાથી, એ પુસ્તકનો આધાર લેવાનું ઉચિત લાગ્યું છે.

તેમ છતાં પણ તેમનાં પુસ્તકનાં અમુક અમુક પાત્રોનાં નામોમાં તથા અમુક અમુક પ્રસંગોમાં કાંઇક પરિવર્ત્તન કરવાની આવશ્યક્તા જણાવવાથી મેં તેમ કરવાની છૂટ લીધી છે.

મરાઠી ભાષામાં પણ રા. નાથ માધવ નામક એક લેખકે 'વીરધવલ' નામક એક પુસ્તક એ 'કેનેથ' પરથી લખેલું છે, મેં એ પુસ્તકને પણ સમ્પૂર્ણ રીતે વાંચ્યું છે; પરંતુ એ 'વીરધવલ'ની શૈલી તથા ઘટનાપરમ્પરા કરતાં રા. ભુવન બાબૂના પુસ્તકની શૈલિ, અને ઘટનાપરમ્પરા વિશેષ સુંદર અને હૃદયગ્રાહક લાગવાથી મને રા. ભુવન-બાબૂના પુસ્તકનો આધાર લેવાનુંજ અધિક ઉચિત લાગ્યું છે, અને એ બદલ હું તેમનો આભાર માનું છું.

મૂળ પુસ્તક 'કેનેથ'ના લખનાર રેનોલ્ડજનું પ્રત્યેક પુસ્તક અત્યંત મનોહર, રસદાયક અને આકર્ષક છે, એ વાત તો હવે સર્વ સંસારમાં નિર્વિવાદજ થઇ ચૂકી છે, એટલે તેમના સંબંધમાં અધિક વિવેચન કરવાની આવશ્યકતા જણાતી નથી. વળી એ વિષયમાં અહીં (અમદાવાદ)ના સુપ્રસિદ્ધ પુસ્તકપ્રકાશક સ્વર્ગીય મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે તરફથી પ્રકટ થયેલા રેનોલ્ડઝના ફૉસ્ટ નામક પુસ્તકના અનુવાદ 'ભયંકર ભેદ' નામક પુસ્તકમાં યથાર્થ ઉલ્લેખ થયેલો હોવાથી, આ સ્થળે એનો અધિક પરિચય કરાવવાની જરૂર નથી.

અંતે જે અનંતનામી અવિનાશીના અનુપમ અનુગ્રહથી આ પુસ્તકના પ્રથમ વિભાગની પ્રસ્તાવના પરિપૂર્ણ કરવાને હું સમર્થ થયો છું, તે પરમ પ્રેમમય પિતાનો અંતઃકરણપૂર્વક ઉપકાર માની અહીંજ આરી પ્રસ્તાવનાને પૂર્ણ કરું છું. ઇત્યલમ્.

**અમદાવાદ.**
તા. ૧૫-૧૦-૧૮. } ત્ર્યંબકલાલ જોશી



શ્રીયુત હીરાલાલભાઈ રણછોડદાસ.

લક્ષ્મી આર્ટ, ભાયખલા, મુંબઈ.

# અર્પણ પત્રિકા

મહામાન્ય શ્રીમાન સાહિત્યાનુરાગી,

બહુગુણાન્વિત શેઠ શ્રી

## હીરાલાલ રણછોડદાસ શાહ.

શુભનિવાસ—અમદાવાદ.

આપશ્રીનો અપૂર્વ સાહિત્યાનુરાગ, ઉદાર સ્વભાવ, પરોપકારવૃત્તિ, સ્વદેશભક્તિ, ગુર્જર સાહિત્યને ઉન્નત જોવાની ઉચ્ચ અભિલાષા, અલૌકિક ગુણગ્રાહકતા તથા અનેક શુભ ગુણોથી આકર્ષાઇને, તેમજ આપ મને સાહિત્યદેવીની શુભ સેવા બજાવવાનું જે યોગ્ય પ્રોત્સાહન આપો છો, ઉદારતા દર્શાવો છો, તથા મારાપ્રતિ જે સ્નેહ દર્શાવો છો, તેના ઋણમાંથી કિંચિત્ મુક્ત થવાની અભિલાષાથી, હું આ નીતિ—અનીતિના સંઘર્ષમાં પરિણામે નીતિના વિજયથી વિભૂષિતા થયેલી નવરસપરિપ્લુત નવલકથા પરમ પ્રેમ અને શ્રદ્ધાસહિત આપના વિનય—નમ્ર—સરલ—મધુર ચારિત્ર્યયુક્ત સુનામની સાથે સંલગ્ન કરીને કૃતાર્થ થાઉં છું, તથા પરમ પ્રેમમય પરમાત્મા આપની સર્વ શુભાભિલાષાને પૂર્ણ કરે, એવી તે વિશ્વનિયંતાને વિશુદ્ધ હૃદયથી પ્રાર્થના કરૂં છુ. અસ્તુ.

આપનો નિરંતર શુભાકાંક્ષી,

ત્ર્યંબકલાલ જોશી.

" Ceun This suspense,
This horrid fear–I can no longer bear it
For heaven's sake, tell me, what has taken place."
Coteridge:—The Death of Walleustein.
*Act. I Scene IX.*

"This is the man should do the bloody deed;
The image of a wicked heinous fault
Lives in his eye; that close aspect of his
Does show the mood of a much-troubled-breast."
*Dodd's "Beauties of Shakspear."*

" Who never ate his bread in sorrow;
Who never spent the midnight hours.
Weeping and waiting for the morrow,
He know's ye not; ye heavenly powers."
—*Goethe, translated by Carlyle.*

ॐ तत्सत् परमात्मने नमः

# કિશોરસિંહ
## કિંવા
## દુઃખનો પહાડ !

### ઉપોદ્‌ઘાત

વૈશાખ માસ હતો, મધ્યાન્હનો સમય વીતી ગયો હતો. દિનકરના પ્રચંડ તાપથી જળ, સ્થળ શૂન્યમાન ભાસતાં હતાં, સર્વ સંસાર જાણે અગ્નિમય બની ગયો હતો. ભૂચર, ખેચર અને જળચર આદિ કોઇને ક્યાંય પણ શાંતિ નહોતી. રસ્તામાં, મેદાનમાં કે ક્યાંય પણ જન–પ્રાણીનો અવાજ સંભળાતો નહોતો. આખું જગત્ જાણે તદન નિઃસ્તબ્ધ બની ગયું હતું. પિપાસાથી વ્યાકુલ થયેલા ચાતકોના કંઠમાંથી નીકળતા નિનાદ સિવાય બીજો કોઇ પણ શબ્દ શ્રુતિગોચર થતો નહોતો.

આવા ભયાનક સમયે સુરંગપૂરના સુવિસ્તીર્ણ નિર્જન મેદાનમાંથી એક પૂર્ણયૌવના રમણી ધીમે ધીમે થાકયા–પાકયા પગથી રતિગંજ તરફ ચાલી જતી હતી. યુવતીની ઉમ્મર આશરે પચીસ વર્ષથી કાંઇક વિશેષ હતી. તે રમણીના પોશાકમાં માત્ર એક ફાટયું તૂટયું મલિન વસ્ત્ર જોવામાં આવતું હતું. તેની ગોદમાં એક નાનું બાળક હતું. બાળક પૂરા બે માસનું હશે કે કેમ, એ પણ એક શંકાનોજ વિષય હતો.

રમણી એ બાળકના ભારને વહન કરીને ધીરે ધીરે તે મહા વિશાળ મેદાનમાંથી ચાલી જતી હતી. પ્રથમ સૂર્યનાં પ્રખર કિરણોથી રમણીના પ્રાણ કંઠે આવી જવા આવ્યા હતા, પિપાસાથી તાળૂ સૂકાઇ ગયું હતું. બે ત્રણ દિવસના અનાહારથી તેનું શરીર અવસન્ન થઇ ગયું હતું. મેદાનમાં એવું એક સામાન્ય વૃક્ષ પણ જોવામાં આવતું નહોતું કે જેની છાયા તળે બેસીને રમણી થોડી વાર વિશ્રામ પણ કરે. આથી નિરુપાય થઇને મહા દુઃખથી રમણી ચાલવા માંડી હતી.

ગોદમાંના બાળકે ખુલ્લા અવાજથી રડવા માંડયું હતું. તેના રડવાથી પાષાણ હૃદય પણ જાણે દ્રવીભૂત થઇ જાય, તેવો ભાસ થતો હતો, પરંતુ તેથી તે રમણીનું હૃદય લેશ માત્ર પણ વિચલિત થતું નહોતું, બાળકના જીવન–મરણ પ્રતિ તેનો કાંઇ દૃષ્ટિપાત પણ નહોતો.

રમણીનું કઠિન હૃદય જાણે કોઇ આંતરિક ચિંતાના પ્રબળ પ્રવાહમાં ડૂબી ગયું હતું. તેનાં વિશાળ ચક્ષુઓની નમ્રતાહીન રુક્ષ દૃષ્ટિજ તે વિષયનો પરિચય પ્રદાન કરી રહી હતી.

ત્યારે શું એ રમણી બાળકની ગર્ભધારિણી નહિ હોય ? તેના મનમાં એ બાળકનું હૃદયભેદક રોદન સાંભળીને દયા પણ નહિ આવતી હોય ! તેની જાતિના સન્માનની રક્ષા કરવા જતાં, તેમ ન થવાનોજ સંપૂર્ણ સંભવ હતો !

રમણી પરમ રૂપવતી હતી, પરંતુ તે આજે નહિ, પણ ઘણા દિવસ પહેલાં એક દિવસે એ રૂપવતી હતી. હમણાં તેનું તે રૂપ તથા લાવણ્ય રૂપાંતરને પ્રાપ્ત થયું હતું. તેના વદનની કાન્તિ શોકની કાળાશથી છવાઇ ગઇ હતી. વિશાળ નયનો સૂકાઇ ગયાં હતાં અને શોક કિંવા દુઃખથી જાણે કોઇ વાર બિન્દુ માત્ર પણ અશ્રુનું વારિ નીકળી પડ્યું હોય નહિ ! એવો ભાસ થતો હતો. તેનાં કુટિલ કટાક્ષો વિષમ વિષવાળાં હતાં. આંખોની જ્યોતિ પ્રતિહિંસાના સળગતા અનલથી પ્રદીપ્ત થયેલી હતી. રમણી જાણે દીવાની હતી. તેનો લાંબો કેશઝ્ઝાળ છૂટો છવાયો હતો, અને બન્ને ખભાપર જેમ તેમ છવાઇ ગયો હતો. એ રમણી સધવા કે વિધવા હતી, એનો નિર્ણય પણ કરી શકાતો નહોતો.

બાળક મોટેથી રડતો હતો, છતાં પણ રમણી તેના તરફ કશું પણ ધ્યાન આપ્યા વિના બેધડક ચાલી જતી હતી. છેવટે તે ભયંકર મેદાનને પાર કરીને રમણીએ એક નાના ગામમાં પ્રવેશ કર્યો. ગામમાં પ્રવેશ કરવાના રસ્તાની એક બાજૂએ એક મોટું પીપળાનું ઝાડ આવેલું હતું; તે ઝાડની છાયા તળે બેસી થોડીવાર આરામ લઇ થાક દૂર કરવાની તથા રડતા બાળકને છાનું રાખવાની ઇચ્છાથી એ રમણી વૃક્ષની છાયા તળે આવી ઉભી રહી; થોડીવાર સુધી ઉભી રહ્યા પછી તે તે વૃક્ષનાં થડ પાસે બેસી ગઇ. બાળક આથી રડતું રહી ગયું, વૃક્ષની શીતળ છાયા મળવાથી બાળકને સહજ તન્દ્રા આવી ગઇ. ધીમે ધીમે બાળક થાક્યા પાક્યા શરીરે અવસન્ન થઇને રમણીની ગોદમાં ઊંઘી ગયો. રમણી ઉન્માદનયનથી બાળકના મુખપ્રતિ એકીટસે થોડીવાર સુધી જોઇ રહ્યા પછી ઉન્માદભરેલા અવાજથી બોલી ઊઠી કેઃ—“ બિચારા ગરીબ બાળક ! મારા વ્હાલા બાળક ! શું તારી આવી હાલત ! સબૂર કર, તારી આ હાલત બદલ તે દુષ્ટને—તે અમાનુષ પાષાણ હૃદયી ચંડાળને પણ હું પૂરેપૂરૂં ફળ ચખાડી આપીશ.”

આમ કહી થોડીવાર સુધી ચૂપ રહ્યા પછી તે રમણી વળી પાછી બાળકના મ્હોં સ્હામું જોતી કહેવા લાગી કેઃ—“ મરી ગયો

છે! ઠીક, એ પણ સારૂં જ થયું છે! ભગવાન કરે ને તેમજ થાઓ; હું મારા હૃદયને કાબૂમાં રાખીને મારા પોતાના હાથે આને કદાપિ મારી શકત નહિ! એ અત્યાચારની–જુલ્મની વાત યાદ આવતાં તે મને જાણે રાક્ષસી બનાવી દે છે. અહા—"

આમ કહેતી કહેતી રમણી અટકી પડી. તેના તે વિશાળ અને વિશુષ્ક નયનોમાંથી જાણે વીજળીનો અગ્નિ બહાર નીકળી પડયો! રમણી પગથી માથા સુધી કંપી ઊઠી, ગોદમાં પડેલાં બાળક તરફ ફરી વાર તેની નજર પડી. ધીરે ધીરે બાળકના શરીરપરના વસ્ત્રને અળગું કરી તેણે તેની છાતીપર હાથ મૂક્યો. હાથ મૂકીને તેણે તપાસી જોયું કે, બાળક મર્યો નથી; ક્ષુધાથી, તૃષ્ણાથી અને સૂર્યના અસહ્ય તાપથી અવસન્ન થઇને છેવટે પીપળાના વૃક્ષની શીતળ છાયાનો સ્પર્શ થવાથી તે પોતાની મેળેજ ઊંઘી ગયો છે. રમણી શૂન્ય મનથી એકી ટસે બાળકના તે પરમ સુંદર મુખ તરફ ઘણી વાર સુધી જોઇ રહી. જોઇ જોઇને અકસ્માત્ તેના અંતરમાં પહેલાની ભાવનાનું પરિવર્ત્તન થઇ ગયું. તેના બાળક પ્રતિ ઉચ્ચારેલાં કઠોર વચનો કોમળતાના રૂપમાં બદલાઇ ગયાં. રમણી એક ગંભીર ઊંડો નિઃશ્વાસ મૂકીને બોલી ઉઠી કેઃ—"અહા! મારો બાળક ઊંઘી ગયો છે!"

રમણી પાછી અટકી પડી. કેટલીક વાર સુધી વળી પાછો કાંઇક વિચાર કર્યો. છેવટે એક ઉંડો નિઃશ્વાસ મૂકીને તે પોતાના મનમાં ને મનમાંજ કહેવા લાગી કેઃ–"મારા સુખનું સ્વપ્ન ભાંગી ગયું છે! શાંતિની સુકોમળ ગોદમાં વિધાતા મને હવે આ જીવનમાં આવી રીતે ઊંઘવા દેશે નહિ. ઓહ! આ સ્થળે અમારો પ્રથમ મેળાપ થયો હતો! આ સ્થળે મેં મારા પ્રાણેશ્વરને પ્રથમ જોયા હતા! આ પીપળાનાં મૂળ પાસે અમારૂં પ્રથમ પ્રેમ–સંભાષણ થયું હતું. પરંતુ આજે તેને ઘણા દિવસો વીતી ગયા છે. એક દિવસે આજ વૃક્ષ તળે હું એકીસાથે સપ્ત સ્વર્ગને હાથ કરી શકી હતી, અને આજે આજ વૃક્ષ તળે હું રસ્તાની રખડતી રઝળતી ભિખારિણી છું! હું કોણ? હું કોણ હતી અને શું થઈ ગઈ? મારા સુખના માર્ગમાં કોણે કાંટા નાખ્યા? હું એક દિવસ માતા પિતાની પરમ આદરની કન્યા હતી, તે આદરનું શું આવુંજ વિષમ પરિમાણ આવ્યું? ઓહ! મારાં તે સ્નેહનાં માતા–પિતા અત્યારે કયાં હશે? આ દુઃખિની કન્યા શું અત્યારે તેમના સ્મરણમાં હશે? ના—ના. તેમણે તો પવિત્ર સ્વર્ગધામમાં ગમન કર્યું છે અને હું મહાપાપિણી છું. અનંત નરકમાં પણ મને જાણે સ્થાન મળશે નહિ."

આમ કહેતી કહેતી બાળકને ગોદમાં લઇને તે રમણી ચકિત થયેલાં મનુષ્યની માફક ઉઠીને ઉભી થઇ. ઉભી ઉભી તે ચારે તરફ જોઇને બોલી ઉઠી કે:–"હું ક્યાં જાઉં છું? શહેરમાં! શા માટે? ઘેર ઘેરથી મુઠ્ઠી ભિક્ષા માગવા માટે! ના, ના, આ જીવમાં જીવ હશે, ત્યાં સુધી તો તેમ થઇ શકશે નહિ!"

ત્યાર પછી તે રમણી નાના બાળકને સ્નેહસહિત ગોદમાં ધારણ કરીને સુરંગપૂરના જે મેદાનમાંથી આવી હતી, તેજ મેદાન તરફ પાછી ચાલી નીકળી. તે શ્વાસભેર ચાલવા માંડી. બે ત્રણ દિવસની ભૂખથી દેહ જે દારુણ દુઃખ ભોગવી રહ્યો હતો, તેની ઉપેક્ષા કરીને, તે વિશ્વને દહનારા પ્રચંડ માર્ત્તણ્ડનાં કિરણોને ભેદીને–તે જન કે વન વિનાના શૂન્ય વિસ્તીર્ણ મેદાનના જે માર્ગેથી તે આવી હતી, તેજ માર્ગ પકડીને તે ઉન્માદિનીની પેઠે શ્વાસભેર દોડવા માંડી. દૂધથી પોષાતો બિચારો કોમળ બાળક પહેલાંની પેઠેજ તેની ગોદમાં પડી રહ્યો.

આકાશમાં અત્યારે ચન્દ્રમાનો ઉદય થઇ ગયો હતો. પુણ્યસલિલા ભાગીરથીના નિર્મળ વક્ષમર કૌમુદિના ઢગલાને ઢગલા અબાધિત રીતે ક્રીડા કરી રહ્યા હતા, યથેચ્છ વિહાર કરી રહ્યા હતા. વિશ્વજગત્ સુષુપ્તિની ગોદમાં વિશ્રામ લઇ રહ્યું હતું.

× × × × ×

રાત્રિ બીજા પ્રહરમાં પ્રવેશ કરવાને તૈયાર થઇ રહી હતી, એવામાં બાળકને ગોદમાં લઇને તે રમણી તે દીન વેશમાં ઘણાજ દુઃખની સાથે સુરંગપૂરના તે સુવિસ્તીર્ણ મેદાનમાંથી રતિગંજ તરફ ફરીવાર ચાલી જતી જોવામાં આવી; તે બિચારી મરણતોલ મનુષ્યની પેઠે લથડતા પગથી ચાલી જતી હતી. તેના પગમાં હવે ચાલવાની જરાપણ શક્તિ રહી નહોતી. તે ક્યાં ચાલી જાય છે, એનો તેના મનમાં કશો પણ નિશ્ચય નહોતો. રમણી તેમ છતાં પણ તે મેદાનને ઓળંગી જવાની આશાથી, તે સર્વ દુઃખ વેઠીને પણ ચાલી જતી હતી. ધીમે ધીમે તેણે તે મેદાનને પાર કરીને છેવટે રતિગંજની એક નાની ગલીમાં પ્રવેશ કર્યો. ગામમાં પ્રવેશ કર્યા પછી તે રમણી ત્યાંથી ક્યાં ગઇ અને તેણે શું કર્યું, તેનો કાંઇ પણ નિર્ણય કરી શકાયો નહિ.

બિચારા દુઃખી બાળકનું શું થયું, તે મરી ગયો કે જીવતો રહ્યો, તે વિષયમાં પણ કશું જાણવામાં આવ્યું નહિ.

## પ્રથમ પ્રસંગ

### સૂચના

ઉપોદ્ઘાતમાં વર્ણવેલા બનાવ પછી બીજાં તેવીસ વર્ષ વીતી ગયાં; સમય રૂપી ચક્રના આવર્તનથી ધરાધામમાં શરત્‌ઋતુનો આવિર્ભાવ થયો.

અમો જે સમયની આ વાર્તા લખીએ છીએ, તે સમયે બંગ રાજ્યમાં એક પ્રકારની અંધાધુંધી છવાઇ ગઇ હતી. દેશના સર્વ વિભાગો છૂટા છવાયા થઇને જૂદા જૂદા રાજાઓના અધિકારમાં વહેંચાઇ ગયા હતા. રાજા અમરકુમાર હજી રાજ્યપ્રાપ્તિને માટે પુખ્ત ઉમ્મરનો થયો નહોતો; એથી મંત્રિસભાના હાથમાં રાજકાર્યનો ભાર સોંપવામાં આવ્યો હતો. પ્રજાજનોના દુઃખનો છેક અવધિ આવી ગયો હતો. દેશના જૂદા જૂદા જાગીરદારો સર્વ પોતપોતાના અધિકારી બની બેઠા હતા. તેમાંનો દરેકે દરેક જાગીરદાર સ્વેચ્છાચારી હતો, દરેક અત્યાચારી હતો. દિલ્હીના સામ્રાજ્યનું પતન થવાની શરૂઆત થઇ ગઇ હતી. દરેક સુબા અને સુબેદારો વિલાસપ્રિય બની ગયા હતા, પોતાના કર્તવ્યનું ભાન પણ ભૂલી ગયા હતા. કોઇ કાંઇ સંભાળ રાખતું નહોતું, કોઇ કોઇનું કહેવું પણ માનતું નહોતું. યથેચ્છાચારના પ્રબળ પ્રવાહમાં સમગ્ર ભારતવર્ષ ડૂબી જવા આવ્યો હતો. પ્રજાજનોમાં હાહાકાર વ્યાપી ગયો હતો. ઘેર ઘેર રડારોળ વર્તી રહી હતી. રૈયતની આબાદીનો કશો પણ ઇલાજ રહ્યો નહોતો. 'મારે તેની તલ્વાર અને બળીઆના બે ભાગ' વાળી કહેવત સંપૂર્ણ રીતે ચરિતાર્થ થઇ રહી હતી. તે ઉપરાંત આખા હિન્દુસ્તાનમાં વળી પાછો એક ધર્મનો દારુણ વિપ્લવ—બળવો ઉપસ્થિત થયો હતો. ચૈતન્યદેવના*

---

* ચૈતન્ય દેવના સંબંધમાં મેં મારા લખેલા 'રાજા દેવીદાસ' નામક પુસ્તકમાં યથાર્થ પરિચય કરાવ્યો છે, છતાં પણ આ પુસ્તકના વાંચક બંધુઓને તે મહા પ્રતાપી પુરુષનો પરિચય કરાવી તેમની જિજ્ઞાસા વૃત્તિનું નિવારણ કરવાનું મને અધિક ઉચિત જણાય છેઃ—

"બંગાળામાં હાલમાં જે વૈષ્ણવધર્મ પ્રવર્તેલો છે, તેના એક મુખ્ય પ્રચારક ચૈતન્યદેવ હતા. વૈષ્ણવો એમને પૂર્ણબ્રહ્મ અને સ્વયં શ્રીકૃષ્ણ રૂપે માને છે. અન્ય ઘણાના મત પ્રમાણે પણ તેઓ ઇશ્વરના અંશાવતાર રૂપે મનાય છે. એ મહા પુરુષે ઇ. સન ૧૪૮૫ માં બંગાળાની છેલ્લી રાજધાની પવિત્ર નવદ્વીપ ધામમાં પંડિત જગન્નાથ મિશ્રના ઔરસથી તથા તેમની પત્ની શચીદેવીના ગર્ભથી જન્મ ધારણ કર્યો હતો. એમનાં ઘણાં

નવા ફેલાવેલા ધર્મનો પ્રવાહ બંગાળાની ચારે બાજૂએ પ્રબળ વેગપૂર્વક પ્રવાહિત થઇ રહ્યો હતો. તે પ્રવાહથી અનેક જનોનાં હૃદય ઉછળી ઉડયાં હતાં, અનેક જનોનાં હૃદય ભાંગી ગયાં હતાં, ઘણાઓના હૃદયમાં વિદ્વેષનો વિષમ ઝંઝાવાત ઉત્પન્ન થયો હતો. ઘેર ઘેર ધર્મનો વિરોધ અને ઝગડો જામી ગયો હતો.

તે સમયે જે સર્વ આબરૂદારજનો મહાત્મા શ્રી ચૈતન્યદેવના આ ઘણા નવા ધર્મનું પોષણ કરતા હતા કિંવા પુષ્ટિ આપતા હતા, તેમાં શંકરપૂરનો સુપ્રસિદ્ધ જાગીરદાર રણધીરસિંહ સર્વથી મુખ્ય અને આગળ પડતો પુરુષ હતો. એ યુવરાજ અમરકુમારના પિતાનો યુદ્ધસચિવ હતો.

---

નામો હતાં. પ્રથમ તેઓ તેમની માતાનું મરણ થવાથી નિમાઇ નામથી ઓળખાતા હતા. પછી અન્નપ્રાશન સમયે તેમનું નામ વિશ્વંભર રાખવામાં આવ્યું. તેમનો રંગ ઉજ્જવલ અને ગૌર હોવાથી કેટલાક તેમને ગૌરાંગ પણ કહેતા હતા, પાછળથી સંન્યાસ ગ્રહણ કરતી વેળાયે એમને ચૈતન્ય નામ પ્રાપ્ત થયું. એ છેવટના નામથીજ તેઓ જગવિખ્યાત થયા હતા.

બાલ્યાવસ્થામાંજ ચૈતન્યદેવે અસામાન્ય બુદ્ધિ અને અલૌકિક પ્રતિભાનો પરિચય પ્રદાન કરાવ્યો હતો. ઘણી નાની ઉમ્મરમાંજ તેમણે વ્યાકરણ, સાહિત્ય, અલંકાર, પુરાણ, સ્મૃતિ, ન્યાય, વેદાન્ત આદિ અનેક શાસ્ત્રોમાં પ્રગાઢ કુશળતા પ્રાપ્ત કરી હતી. ત્યાર પછી પાઠશાળાનો પરિત્યાગ કરવા છતાં પણ તેઓ સતત અધ્યયનમાં મગ્ન રહેતા હતા. એ સમયે તેમના મોટા ભાઇ વિશ્વરૂપ ગૃહ ત્યાગ કરીને સંન્યાસી થવાથી, ચૈતન્યના હૃદયપર અત્યંત દુઃખનો દારુણ આઘાત થયો. એ બનાવ પછી કેટલાક દિવસે એમના પિતાનો વિયોગ થવાથી. ચૈતન્યદેવ શોકાતુરા માતાના એક માત્ર આધાર અને સ્નેહના સ્થાનરૂપ થઇ પડયા. ત્યાર પછી શચીદેવીની ચેષ્ટાથી વલ્લભાચાર્યની કન્યા લક્ષ્મીની સાથે એમના વિવાહ થયા. થોડા દિવસ પછી લક્ષ્મીનું મૃત્યુ થવાથી વિષ્ણુપ્રિયા નામની અન્ય એક સુશીલા કન્યાની સાથે એમનાં લગ્ન થયાં.

એકવીસમું વર્ષ વીતીને બાવીસમું વર્ષ બેસતી વેળાયે ચૈતન્યદેવ પોતે પાઠશાળા સ્થાપીને વિદ્યાનું અધ્યયન કરાવવા લાગ્યા. ઘણાજ અલ્પ સમયમાં એમના ગંભીર પાંડિત્ય અને અસાધારણ પ્રતિભાની ખ્યાતિ આખા દેશમાં ફેલાઇ ગઈ. વિખ્યાત વિખ્યાત સર્વ પંડિતો વિવાદમાં એમની પાસે પરાસ્ત થવા લાગ્યા; પરંતુ એમના સૌજન્ય અને સરલ સાધુ વ્યવહારથી કોઇ પણ એમનાપ્રતિ દ્વેષ કરી શક્યા નહિ. ધીમે ધીમે તેઓ એક દેશ વિખ્યાત મહા પંડિત થઇ પડયા.

એક દિવસ રૂપેરી શ્વેત ચાંદનીવાળી રાત્રે પુણ્યમયી ભાગીરથીના કિનારાપર તેઓ શિષ્યો સાથે બેસીને શાસ્ત્રાલાપ કરતા હતા, એવામાં એક દિગ્વિજયી પંડિત આવીને બોલ્યો કેઃ—“અરે નિમાઇ, હું તને પો-

વૃદ્ધ રાજાના મૃત્યુ પછી પણ તે સેનાપતિના પદપરજ કાર્ય કરતો આવતો હતો. તે પોતે પણ એક અતિ વિચક્ષણ, સજ્જન અને પ્રજારંજક પુરુષ હતો. અત્યાર સુધી કોઈ પણ બાબતમાં કોઇ તેનો કશો પણ દોષ કાઢી શકતું નહોતું. રાજ્યમાં રણધીરસિંહની સારી સત્તા અને પ્રભાવ હતો. પરંતુ અદૃષ્ટ વિરુપ થવાથી ડગલે ને પગલે દુઃખમાં આવી પડવું પડે છે. દુષ્ટ જનોના કારસ્થાનથી સાધુજનો પણ અસાધુની પંક્તિમાં ગણાવા માંડે છે. દશચક્રથી ભગવાનભૂત, એવી જે એક વાત કહેવામાં આવે છે, એ વાત લેશ માત્ર પણ અસત્ય તો નથીજ.

પરમ વૈષ્ણવ નિર્દોષ વૃદ્ધ રણધીરસિંહની પણ છેવટે તેવીજ દશા થઇ. તેના ભાગ્યનો પ્રવાહ આખરે જૂદી દિશામાં પ્રવાહિત થયો. તેના સૌભાગ્યપર કુગ્રહની નજર પડી. રણધીરસિંહના ભાગ્યના ફૂટવાની શરૂઆત થઇ ગઇ.

વૃદ્ધ રણધીરસિંહ અત્યારે નવીન ધર્મનો ઉપાસક બન્યો હતો, નવીન ધર્મનો પ્રતિપોષક થયો હતો. ખરૂં કહેવામાં આવે, તો તેણે એ નવીન ધર્મના એક સાચા પ્રચારકનું સ્વરૂપ ધારણ કરી લીધું હતું. એ ધર્મના તત્ત્વને લઇને ધીમે ધીમે મંત્રિસભાના બીજા સભાસદોની સાથે તેનો ઘણી બાબતોમાં મતભેદ થવા માંડયો. એ મતભેદ ગૃહભેદમાં બદલાઇ ગયો, આખી મંત્રિસભા આખરે તેના વિપક્ષમાં એકી સાથે મળીને ઉભી રહી. રાજ્યના બીજા કેટલાક ઊંચી પદવીના આબરૂદાર પુરુષોમાંના ઘણાખરા તેના શત્રુ થઇ પડયા. ઘણા માણસો તેના સંબંધમાં ઘણી ઘણી નિંદા કરવા લાગ્યા, તેનો પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે તિરસ્કાર કરવા લાગ્યા. તેને લઇને સમસ્ત સુરંગપૂરમાં એક પ્રકારની તુમુલ હીલચાલ મચી ગઇ. તેની વિરુદ્ધમાં તરેહ તરે-

---

તાને મહા પંડિત તરીકે ઓળખાવે છે ખરૂં ને વારૂ?" નિમાઇએ (ચૈતન્યે) અતિ વિનીત ભાવથી ઉત્તર આપ્યો:—"હું શું જાણું; આપ એક મહા વિખ્યાત પંડિત અને કવિ છો, માટે કૃપા કરીને ગંગાના મહાત્મ્યનું વર્ણન કરી બતાવો, એથી અમો સુખી થઇશું." આગંતુક પંડિતે તરતજ કેટલાક શ્લોકો રચીને વાંચી સંભળાવ્યા. એ શ્લોકોના દોષો ન બતાવતાં શ્લોકના સારાંશ અને અલંકારનો ચૈતન્યે દોષ બતાવી દીધો, એથી આત્માભિમાની પંડિતરાજ અત્યંત ઝાંખો પડી ગયો અને ચૈતન્ય દેવને સરસ્વતીના પુત્ર હોવાનું કહીને ચાલ્યો ગયો. (આ ઉપરાંત વિશેષ વિવરણ 'રાજા દેવીદાસ' માંથી પાઠકોને મળી શકશે.)

પ્રયોજક

હનં કાવત્રાં રચાવા લાગ્યાં અને કેટલાક રાક્ષસી હૃદયના ધર્માંધ માણસો તેના પ્રાણ લેવાના પ્રયત્નો કરવામાં પણ બિલકુલ કુણ્ઠિત ન થયા.

જેને જેમ ફાવે તેમ તેના સંબંધમાં સહુ કોઇ બોલવા લાગ્યા. કોઇએ કહ્યું:–રણધીરસિંહ જાતિહીન છે, જાતિ ભ્રષ્ટ છે.” કોઇ એમ કહેવા લાગ્યાં કે:–“ રણધીરસિંહનો કોઇ ધર્મજ નથી.” કોઇએ એવી અફવા ફેલાવી દીધી કે:–“ રણધીરસિંહ વૃદ્ધાવસ્થામાં મ્લેચ્છ થઇ ગયો છે.” આ પ્રમાણે જેને જે મનમાં આવવા લાગ્યું, તે મુખમાંથી પણ બહાર નીકળવા લાગ્યું. કોઇ પણ પ્રકારે રણધીરસિંહના અસ્તિત્વનો લોપ થાય, એવો સુરંગપૂરની મંત્રિસભા તરફથી પ્રબંધ થવા લાગ્યો. ધર્મના ઝગડાઓમાંજ મહા આનંદ માનનારા કેટલાક નવરા નખ્ખોદીયા માણસોએ તો તેના કુળની કુલબાલાઓપર પણ અસત્ય આરોપ મૂકી તેની નિંદાનો અવધિ કરવા માંડયો. છેવટે તેનાં સગાં–વહાલાં, ભાઇબંધ–દોસ્તો સુદ્ધાં તેની સાથેના આહાર–વ્યવહારને બંધ કરીને તેને અત્યંત અપમાનિત કરવા માંડયાં, તેના પર ધિક્કારની વૃષ્ટિ વરસાવવા લાગ્યાં. જોત જોતામાં રણધીરસિંહ સમાજમાંથી બહાર મૂકાઇ ગયો. અત્યાચારી, અવિચારી અને અંધઅનુકરણના ખોટા પ્રવાહમાં તણાતા અન્યાયી સમાજે તેનો બહિષ્કાર કર્યો.

આફત પર આફત આવવી એ આ જગતનો એક સ્થાયી નિયમજ છે. કેવળ સમાજચ્યૂત થવાથીજ નિર્દોષ વૃદ્ધ રણધીરસિંહનો છૂટકો થયો નહિ. ગેરઇન્સાફથી મંત્રિસભાદ્વારા તે યુદ્ધસચિવના માટે અયોગ્ય હોવાના, રાજ્યકાર્ય તરફ દુર્લક્ષ રાખવાના તથા વૃદ્ધાવસ્થાના યોગે તેની શક્તિનો ક્ષય થવાના જૂઠા અપરાધથી અપરાધી ઠર્યો. વાદી તરીકે મંત્રિસભા ઉભી રહી અને વિચારક પણ મંત્રિસભાજ ઠરી. એથી સહજમાંજ અપરાધ સાબીત થયો; તરતજ દંડની આજ્ઞા ફરમાવવામાં આવી કે:–“ સુરંગપૂરના યુદ્ધસચિવ રણધીરસિંહ રાજ્યાજ્ઞાથી છ માસને માટે રાજ્યમાંથી દેશાંતરિત થશે. રાજધાની સુરંગપૂરની ચારે સીમાની કોઇ દિશામાં ત્રીસ કોશની અંદર આવેલા કોઇ પણ સ્થાનમાં તેઓ વસી શકશે નહિ, એક અઠવાડિયાંની અંદર આ રાજાજ્ઞાનું પાલન ન કરવાથી તેઓ પોતાના કુટુંબ સહિત કેદમાં પડશે અને તેમની બધી મિલ્કતને રાજ્યના ખજાનામાં ખાલસા કરવામાં આવશે.”

આ સમાચાર સાંભળવાથી માત્ર ઘણા થોડા માણસોજ રાજી થયા હતા. જેઓ રાજી થયા હતા, તેમાંના ગામના ઘણાખરા આજ્ઞફદાર માણસો હતા અને ઘણાખરા તેમની ઉન્નતિ જોઇને બળનારા

તેના હરીફો હતા. પરંતુ ઇતર લોકોમાંનો મોટો ભાગ આ અફસોસકારક સમાચારથી ઘણો દિલગીર થવા છતાં પણ, કેવળ જીવજાન અને ધનમાનથી અકારણ આફતમાં આવી પડવાના ભયથી, આ અન્યાય ભરેલી સજાના હુકમની વિરુદ્ધમાં કોઇ પણ કહેવાને સાહસી થઇ શકતો નહોતો. વૃદ્ધ રણધીરસિંહ સર્વ પ્રકારે લોકપ્રિય થઇ પડયો હતો; દેશવિદેશમાં અનેક જનો તેનાથી ડરતા હતા, ભક્તિ તથા શ્રદ્ધાની નજરથી જોતા હતા અને તેને એક મહાપુરુષ તરીકે માનતા હતા. અનેક કારણોથી અનેક માણસો હમેશાને માટે તેની પાસે બંધાઇ ગયા હતા. ઘણાં માણસો તો તેના મતને પણ ટેકો આપતાં હતાં. પરંતુ રાજ્યની સજાના ભયથી કોઇ કંઇ પણ વાતને જાહિર કરી શકતું નહોતું. તેને માટે અનેક સ્ત્રી–પુરુષોએ ગુપચૂપ આંખોમાંથી આંસૂ વરસાવ્યાં, અને અનેક માણસો અંતરમાં ને અંતરમાં જ રડવા લાગ્યાં.

રાજ્યના ઉંચી પદવીવાળા બીજા બધા અમલદારોના કરતાં મનસ્વી રણધીરસિંહ ધનમાં, ઇજ્જત આબરૂમાં, શીલમાં, કુળમાં, વિદ્યા અને બુદ્ધિમાં તથા બધી બાબતોમાં સહુથી શ્રેષ્ટ અને ચઢિયાતો હતો. તેના શરીરની તાકાત પણ અજબ હતી, હથિયાર ચલાવવામાં પણ તે કાંઈ કાચો પોચો નહોતો. પરંતુ, આ તરફ એનાથી તદ્દન વિરુદ્ધ પ્રકાર જ જોવામાં આવતો હતો. અભિમાનની જવાળાઓ પ્રચંડતાથી પ્રદીપ્ત થઇને સમગ્ર વિશ્વનો ભક્ષ કરવાની આતુરતા દર્શાવી રહી હતી, માત્ર થોડોક ઘસારો થવાથીજ તે સળગી ઉઠે તેમ હતી. ખરા જિગરથી કોઇ પણ બાબતને માટે કદાપિ કોઇ કોઇની પાસે કોઇ પણ પ્રકારની ન્યૂનતા સ્વીકારી શકે તેમ નહોતું. આખી મંત્રિસભામાં આવો પ્રકાર વ્યાપી ગયો હતો, એથી સત્યના હિમાયતી, ધર્મના પક્ષકાર અને નીતિના પોષક રણધીરસિંહથી મંત્રિસભાના સભાસદોના એ સ્વેચ્છાચારને કોઇ પણ પ્રકારે જોઇ શકાય તેમ નહોતો. સત્યનું સંરક્ષણ અને અસત્યનો અધઃપાત કરવાનું તેના મનમાં મહા અભિમાન હતું. કોઇની ખોટી ખુશામત કરવાની તેને ટેવજ નહોતી. કોઇની પણ અવિચારી કે ગેરઇન્સાફથી ભરેલી મતલબને ટેકો આપી સત્યને છુપાવવાનો અથવા પોતાના માનનો ભંગ કરી અન્યના અવિચારમાં મળી જવાનો હજી સુધી તેની જિન્દગીમાં કોઇ પ્રસંગ પણ આવ્યો નહોતો. વિના અપરાધે સ્વેચ્છાચારી મંત્રિસભાદ્વારા કોઇપણ પાપ ભરેલા પ્રતિવિધાનમાં તે પ્રવૃત્ત થઈ શકતો નહોતો. તે સારી રીતે

સમજી શકયો હતો કે, ધર્મના સંબંધમાં પોતાના મતનો પરિત્યાગ કરીને રાજ્યના સચિવોના મતને પુષ્ટિ કિંવા ઉત્તેજન આપવાથી, તેમના મત પ્રમાણે ચાલવાથી, તેને દેશવટાની જે સજા મળી હતી, તે અટકી શકે તેમ હતી. પરંતુ કાપુરુષ ખુશામતીઆઓની ખોટી અને નઠારી ખુશામતવાળું કાર્ય કરવાની તેની ઇચ્છા થઇ નહિ. સ્વેચ્છાચારના કાદવ કીચડવાળા પાપી પંથે ચાલવાનું, તેને માટે ઘણુંજ તિરસ્કારભરેલું થઇ પડયું. તે અબોધ અને અન્યાયી રાજયદંડને શિરપર ધારણ કરી ધન, જન, પદવી અને ગૌરવનો પરિત્યાગ કરી પરિવાર સહિત સુરંગપૂર નગરને છોડી ચાલ્યા જવાને એકદમ તૈયાર થઇ ગયો.

પ્રસ્તુત થયો ખરો, પરંતુ જવું કયાં? કયા દેશમાં જઇને વસવું? આ ચિંતાથી વૃદ્ધ રણધીરસિંહ અત્યંત ચિંતાતુર થઇ પડયો. સુરંગપૂરની ચારે સીમાના ત્રીસ ગાઉના કોઇ પણ સ્થાનમાં વસી શકાય તેમ નથી, ત્યારે હવે કયાં જઇને વસવું? તેની પોતાની જાગીરનું શહેર શંકરપૂર સુરંગપૂરથી પચીસ કોસના અંતર પર આવેલું હતું, એથી ત્યાં રહી શકાય તેમ પણ નહોતું. હવે શો ઉપાય! કયાં જવું! કયાં જઇને વસવું?"

વૃદ્ધ રણધીરસિંહ વિષમ ચિંતાથી ચિંતાતુર બની ગયો, કે હવે કયાં જવું? એક સપ્તાહના ટુંક સમયમાં દેશ છોડીને ન ચાલ્યા જવાથી કુટુંબસહિત કારાગૃહમાં કેદ થવું પડશે. જોતજોતામાં એક અઠવાડિયાના સાત દિવસો તો વીતી જશે; હવે માત્ર ચારજ દિવસ બાકી રહ્યા છે. એ ચાર દિવસની અંદરજ તેને સુરંગપૂર તજીને બીજા દેશમાં દેશવટો ભોગવવાને ચાલ્યા જવું પડશે. હવે ઉપાય શો? જવું કયાં?"

ધનમાં કુબેર જેવો રણધીરસિંહ રાજ્યના ફરમાનથી દેશવટો ભોગવવાને જતો હોવાથી સારા નરસા અનેક માણસો તેની સાથે મુલાકાત કરવા આવ્યા. કોઇએ મોઢેથી અને કોઇએ ખરા જિગરથી તેની પાસે પોતપોતાની લાગણી દર્શાવી, મિત્રતા કે આત્મીયતાને પ્રકટ કરી બતાવી. જે વ્યક્તિ તેની પડતીનો ઇરાદો ન કરતાં જિન્દગીમાં કદાપિ તેનું પાણી પણ પીતી નહોતી, વ્યથાથી જાણે ઘણીજ વ્યથિત અને મરણતોલ થઇ પડતી હતી, તેવી વ્યક્તિઓએ પણ તેની પાસે આવીને તેવાજ ભાવથી તેના દુઃખના સંબંધમાં પોતાની લાગણીઓ પ્રકટ કરી, સહાનુભૂતિ દર્શાવી. પરંતુ તેની પાસેથી વિદાય

થતી વેળાયે મનમાને મનમાંજ તેવા સ્વભાવવાળાં મનુષ્યો મંત્રિ-સભાને લાંબા સમય સુધી જીવવાનો આશીર્વાદ આપ્યા વિના રહી શક્યાં નહિ. ગમે તેમ હો—આ સમયે દેશી—પરદેશી, આત્મીય કે અનાત્મીય, ધનવાન કે નિર્ધન, નાના કે મોટા સકળ સંપ્રદાયોના સકળ પ્રકારના લોકોએ અકારણ દેશવટો પામેલા સુરંગપૂરના સુપ્રસિદ્ધ યુદ્ધસચિવ રણધીરસિંહને ત્યાં એક એકવાર અનુગ્રહ સહિત પોતાની ચરણરજ પધરાવી હતી. તેમની સાથેજ આનંદપૂરનો રાજા ભૂપસિંહ પણ એકવાર આવ્યો હતો, અમો જે સમયની વાર્તા કહીએ છીએ, તે સમયે રાજા ભૂપસિંહ બંગાળાના બીજા કેટલાક સ્વતંત્ર નાના હિન્દુ રાજાઓમાં બધી બાબતમાં એક શક્તિશાળી પુરુષ હતો. તે દીવાન દોલતસિંહના ઉપર પોતાના રાજ્યનો સઘળો કાર્યભાર સોંપીને લગભગ તેવીસ ચોવીસ વર્ષ થયાં સુરંગપૂરમાં આવીને વસતો હતો. પરંતુ સુરંગપૂરના રાજ્યતંત્રની કોઇ પણ બાબતમાં તે કદાપિ લિપ્ત થતો નહોતો. સુરંગપૂરમાં ઉપસ્થિત થયેલા ધર્મના બળવામાં પણ તે પોતાનો કોઇ પણ પ્રકારનો મત કિંવા અમત પ્રકટ કરતો નહોતો. એથી કરીને, રાજ્યના સર્વ સમ્પ્રદાયના, સર્વ પ્રકારના લોકોની સાથે તેનો ખૂબ મેળાપ હતો. પોતે બીજા બધાના માન અને મનની રક્ષા કરીને ચાલતો હતો. નિઃસ્વાર્થભાવથી સહુનું ભલું કરવાને તે તન-મનથી કોશિશ કર્યા કરતો હતો. પરંતુ કોઇ પણ વેળાયે કોઇ વિષયને માટે પોતાના ખભાપર કશી પણ જવાબદારી વ્હોરી લેતો નહોતો. જે, જે સ્વભાવનો માણસ હોય, તેની સાથે તેવીજ રીતે તે વર્ત્તતો હતો, મળી જતો હતો, એટલા માટે શાક્ત, વૈષ્ણવ, આસ્તિક, નાસ્તિક, રાજા, પ્રજા, ધનવાન અને નિર્ધન આદિ સર્વ પ્રકારનાં માણસો તેને ચહાતાં હતાં, તેના તરફ શ્રદ્ધા અને ભક્તિની ભાવના દર્શાવતાં હતાં.

દેશવટાની સજાનું ફરમાન જાહિર થયા પછી ચોથે દિવસે સંધ્યા સમયે વૃદ્ધ રણધીરસિંહ એકલો આરામગૃહમાં બેસીને અત્યારે ઉપસ્થિત થએલા કર્ત્તવ્યનું નિરુપણ કરવાના ઇરાદાથી ઘોર ચિંતામાં પડી ગયો હતો, એવામાં રાજા ભૂપસિંહે તે ઘરમાં આવીને પ્રવેશ કર્યો. રાજબંધુને પોતાને ત્યાં આવેલો જોઇ રણધીરસિંહે તરતજ માનસહિત આસનપરથી ઉઠી ઉભો થઇ તેનો યથાવિધિ સત્કાર કરી આસન લેવાનો તેને અનુરોધ કર્યો. રાજાભૂપસિંહ પણ રીતિ પ્રમાણે સ્હામા પ્રણામ કરી નજીકની બીજી એક કુરસીપર બેઠો.

હમણાં ઉપસ્થિત થયેલા કર્ત્તવ્યાકર્ત્તવ્યના સંબંધમાં બન્ને મિત્રોની વચ્ચે ઘણી સલાહ–મસલત થયા પછી છેવટે રણધીરસિંહ પોતાના કુટુંબ સહિત રાજા ભૂપસિંહના આનંદપૂરના રાજદુર્ગમાં જઇ એ છ માસનો અવધિ પૂરો થતાં સૂધી ત્યાં વસવાને કબૂલ થયો. તેણે ધાર્યું કે, ત્યાં સારી સ્વતંત્રાથી રહી શકાશે, કોઇ પણ બાબતમાં કશી અડચણ કે ખામી આવશે નહિ.

દુઃખના દરિયામાં ડુબેલો રણધીરસિંહ એક પ્રકારની વિષમ ચિંતાના ભારી બોજાથી મુક્ત થયો. બીજે દિવસે સહુએ જાણ્યું કે, રાજ્યના હુકમથી ચૈતન્યદેવના પરમ ભક્ત રણધીરસિંહે પુત્ર–પુત્રી, દાસ–દાસીસહિત સુરંગપૂરનો પરિત્યાગ કરીને આન્દપૂર પ્રતિ પ્રસ્થાન કર્યું છે.

અભદ્ર ભાદ્રમાસના પહેલા અઠવાડિયામાં ગ્રહચક્રના પરિવર્ત્તનથી વૃદ્ધ રણધીરસિંહ આવી રીતે વિના કારણ વિનાદોષે પરિવાર સહિત દેશવટો પામ્યો.

સુરંગપૂરનાં અનેક કુટુંબો થોડા દિવસને માટે પિતૃહીન, રક્ષકહીન અને પ્રતિપાલક વગરનાં થઇ પડયાં. ઘણાના આંખોના આંસુ વરસાવી વરસાવીનેજ દિવસો વીતવા લાગ્યા. અનેકનાં વક્ષો વિષમ શલ્યના આઘાતથી વીંધાઇ ગયાં. અનેકે ધાર્યું કે, અનાથબાંધવ, ધર્મરાજે પાપી કુરુરાજની કુમંત્રાણાથી–ગેરઇન્સાફથી આજે વનવાસનો આશ્રય લીધો છે.

---

## દ્વિતીય પ્રસંગ

### આનંદદુર્ગ

સુરંગપૂરથી લગભગ પચાસેક કોશ પૂર્વ તથા દક્ષિણ દિશામાં આનન્દપૂરની સુવિસ્તીર્ણ અને ગગનચુંબિત પર્વતમાળા આવેલી હતી. તે પર્વતની હારમાંના એક પર્વતસમૂહના મધ્યવિભાગમાં આનંદપૂરનો રાજદુર્ગ આવેલો હતો. દુર્ભેદ્ય કિલ્લાની ચારે બાજૂએ પાણીની ઊંડી ખાઇઓ આવેલી હતી. દુર્ગની ચારે બાજૂએ મોટા મોટા લોઢાનાં બારણાં વાળા ચાર મોટા દરવાજા આવેલા હતા. દરેક દરવાજાની સ્હામેની ખાઇઓ પર એકેકો લોઢાનો બનાવેલો પૂલ હતો. પ્રત્યેક દરવાજા પર આઠ આઠ હથિઆરબંધ ઘોડેસ્વારો રાત્રિદિવસ પહેરો ભરવા માટે નિયુક્ત થયા હતા. સ્હામેના દરવાજા પર એ આઠ પ્રહરીઓ ઉપરાંત બીજા ચાર અશ્વારોહી પ્રહરીઓ હાજર રહેતા અને તેઓ હર ઘડીએ શંકાશીલ

રહેતા હતા. સ્હામેનો દરવાજો વટી ગયા પછી તરતજ વિશાળ આંગણું જોવામાં આવતું હતું, અને એ સૈન્યના પ્રદર્શન જેવું સ્થાન જણાતું હતું. આંગણાની દક્ષિણ દિશામાં એક મોટી ઇમારતોની હાર આવેલી હતી. એ સર્વે મકાનોમાં રાજાના ઠરાવેલા પગાર વાળા સિપાહીઓ વસતા હતા. સિપાહીઓના આવાસની પછવાડે બીજું એક આંગણું અથવા ચૉક દષ્ટિગોચર થતો હતો. તે ચૉકને ઓળંગીને રાજમહાલયમાં જવાતું. મહાલયના મધ્ય ભાગમાં ભગવાન બુદ્ધદેવના પવિત્ર યોગમંદિરના ગગનસ્પર્શી શિખરપર પીળા રંગની પતાકા ફરફર શબ્દ કરતી ઉડી રહી હતી અને સર્વજનોને ભગવાન બુદ્ધની અક્ષય કીર્તિનું સ્મરણ કરાવી તેમના ગૌરવનો દશે દિશામાં વિસ્તાર કરી રહી હતી. આનંદપૂરનું રાજકુટુંબ બૌદ્ધધર્મનું ઉપાસક હતું.

મહાલયની પાછળના ભાગમાં અતિ રમ્ય અને મનોહર પુષ્પકાનન આવેલું હતું; તરેહ તરેહનાં પુષ્પ વૃક્ષો અને વિવિધ પ્રકારની વેલીઓથી એ કાનન સર્વદા સુશોભિત રહેતું હતું. એ ઉપવનમાં બે મોટાં સરોવરો હતાં. સરોવરોમાં વિવિધ જાતનાં માછલાંઓ નિરંતર નિર્ભયતાથી તરતાં વિચરણ કરી રહ્યાં હતાં. તે સુંદર અને દિલપસંદ બગીચામાં મલ્લિકા, માલતી, જાઇ, જૂઇ, ગુલાબ વગેરે સુગંધવાળાં ફૂલોનો સમૂહ ખીલીને લેશ માત્ર પણ સંકોચ કે કૃપણતા દર્શાવ્યા વિના છૂટા હાથે નિરંતર પરિમલને વહેંચી રહ્યાં હતાં. દાડમ, કેળ, જામફળી, ખજૂર, આંબા આદિ સુરસાલ ફળવાન વૃક્ષો આદરસહિત તરેહ તરેહવારના સુરીલાં પક્ષીઓને આશ્રય આપતાં હતાં. તે સમસ્ત પક્ષીઓ મીઠા અને મૃદુતા ભરેલા અવાજથી બગીચાની બહાર કાંઇક જૂદીજ જોવામાં આવતી હતી; આખો બગીચો નિરંતર એ મંજુલ કંઠવાળાં કોકિલા, પપૈયા, મયૂર આદિ મોહક પક્ષીઓના મૃદુકંઠથી ગુંજાયમાન રહેતો હતો, મનુષ્યના મનને મોહિત કરતો હતો.

એ બગીચાની હદ પૂરી થતાંજ દુર્ગનું પાછળનું દ્વાર નજરે પડતું હતું. તે દ્વારની પાછળ આવેલા દરવાજાની છેક નજીકમાંજ એક ઘોર ઘટાદાર જંગલ દેખાતું હતું અને એ જંગલ પ્રથમ જણાવેલા દરવાજાની આગળના પ્રદેશની સાથે જોડાઇ જતું હતું. દુર્ગની બીજી ત્રણ બાજૂની આસપાસનો પ્રદેશ ખેતીથી પોતાનું ગુજરાન ચલાવી ખાનારા ખેડુતો તથા સાધારણ મજૂરોથી વસેલો હતો, અને તેમના ઝૂંપડાંઓથી ભરેલો હતો. ખેડુતો સિવાય રાજધાનીમાં બીજા કોઈ ધનવાન કે આબરૂદાર માણસોનો વાસ નહોતો.

સારાંશ કે, આનંદપુર નગર આનંદમયી પ્રકૃતિની અપૂર્વ છબિનું એક સુંદર જીવતું જાગતું દૃશ્ય હતું. રાજધાનીની જે દિશામાં દૃષ્ટિ કરવામાં આવે, તે દિશામાં અપૂર્વ અને ખરી સુંદરતા જોવામાં આવતી હતી. કોઇ સ્થળે ખેતીકારોની મહેનતથી ઉપજેલા સ્વાભાવિક—સુંદર લીલોતરીવાળાં અનાજનાં ખેતરોની આંખને ઠંડી કરનારી શોભા; કોઈ સ્થળે પોતાની મેળે ઉત્પન્ન થયેલાં ઝાડ તથા વેલીઓથી ઢંકાયલાં દુર્ભેદ્ય અરણ્ય તથા નજરને અટકાવનારાં દારુણ દૃશ્યો નજરે પડતાં હતાં. કોઇ સ્થળે સ્વચ્છસલિલા સરિતા મરકત સમાન શસ્ય ઉપરથી ઝર ઝર શબ્દનો ધ્વનિ કરી ધીમા પ્રવાહથી વહી રહી હતી. કોઇ સ્થળે ભીષણ જળધોધ ગંભીર ગર્જનાથી દિગન્તરને કંપાવી—કાનને બહેરા કરી પોતાના મિલનના સ્થાન પ્રતિ પ્રબળ વેગપૂર્વક દોડયા જતા હતા. કોઇ સ્થળે સુંદર હરિયાળીવાળી કન્દરાઓ—ગુહાઓ વિશ્રામશીલા સુન્દરી બાલાની પેઠે ધવલ તુષારથી ઢંકાયલા બે ગિરિરાજોના શૃંગની વચ્ચે શોભાયમાન થઇ રહી હતી; કોઇ સ્થળે ભીમના જેવાં ભીષણ દર્શન કરાવનારાં અભ્રભેદી વનવૃક્ષો જગતની ક્ષણભંગુરતા અને નશ્વરતાનું સંદર્શન કરાવવાના ઇરાદાથી જાણે ઉંચા મસ્તકથી ગર્વની સાથે ઉભેલાં હતાં અથવા જે દિશામાં દૃષ્ટિ દોડાવવામાં આવતી હતી તે તરફ તેવાજ સ્વભાવની અને તેવાજ પ્રકારની ભીષણ ભ્રૃકુટિનો ભાસ થતો હતો, પ્રકૃતિનું પ્રાકૃત દૃશ્ય, કવિના ચિત્તને મુગ્ધ કરનારૂ તથા પાપીના હૃદયનો દ્રોહ કરનારૂં સૌન્દર્ય સર્વત્ર સમાનતાથી છવાયલું દૃષ્ટિએ પડતું હતું.

આનંદપુરનો અરણ્યપ્રદેશ નાનાજાતિનાં જંગલી પશુ—પક્ષીઓના કલરવથી સર્વદા પરિપૂર્ણ રહેતું હતું. કોઇ સ્થળે વરૂ, કોઇ સ્થળે વાઘો, કોઇ સ્થળે નરભક્ષક વનવિહારી કેસરીઓ, કોઇ સ્થળે નયનરંજક મૃગબાલો નિર્ભયતાથી અને સ્વાધીનભાવથી સર્વદા વિચરણ કરતાં ફરતાં હતાં. મતલબ કે, આનંદગિરિનો પહાડી પ્રદેશ ભય તથા અજાયબીની આવાસભૂમિ જેવો હતો. પરંતુ એક દિવસ એ ભયાનક પહાડી પ્રદેશ પણ આર્ય સંતાનોના વીરતાભરેલા ગર્વથી ગર્વિષ્ટ હતો, વીરતાના પ્રચંડ નિનાદથી કંપિત હતો. એ પ્રદેશમાં આર્યબાલો સનાતન અને સત્ય ઇશ્વરના નામનું સ્મરણ કરી શુદ્ધ અને સાત્વિક મંત્રોનો પ્રચાર કરી રહ્યા હતા. યશની રશ્મિઓથી એ પ્રદેશ ઝળહળી ઉઠયો હતો, આર્યોના ગૌરવથી ગૌરવવાળો થયો હતો. સ્વતંત્રતા, કિંવા સ્વાધીનતા, એ પ્રદેશમાંજ આવીને વસી હતી.

એ પ્રદેશને જોતાં એવોજ ભાસ થઇ આવતો હતો કે, સાક્ષાત્ પ્રકૃતિદેવીએ આવીને તે પ્રદેશમાં પોતાનું શયનમંદિર સ્થાપ્યું છે, સૌન્દર્ય દેવે પોતાનું વિશ્રામસ્થાન બનાવ્યું છે અને શોભાદેવીએ પોતાની ક્રીડાનું સ્થાન સ્થાપી દીધું છે !

ગમે તેમ હો, પણ હવે અમો અમારા વર્ણન કાર્યને પતાવી દઇશું અને જે વિષયની આ વાર્તા લખવાને પ્રવૃત્ત થયા છીએ, તેના સૂત્રને ધારણ કરીશું. તથા તે સૂત્ર પકડીનેજ આગળ વધીશું. જેને માટે આ વાર્તા લખવામાં આવી છે, તે તત્ત્વનીજ હવે સંભાળ લઇશું. જે ચર્ચાનો અમોને અધિકાર નથી, તેવી ચર્ચા કરવાથી શો લાભ ?

પહેલેથીજ જણાવવામાં આવ્યું છે કે, લગભગ ચોવીસ વર્ષ થયાં આનંદપૂરનો હાલનો રાજા ભૂપસિંહ રાજદુર્ગનો પરિત્યાગ કરી સુરંગપૂરમાં આવી વસ્યો હતો. કિલ્લામાં કેવળ તેનો વિશ્વાસુ કર્મચારી દોલતસિંહ માત્ર કેટલાક સૈનિકો અને અનુચરો સહિત વસતો હતો. કોણ જાણે શા કારણથી એ ચોવીસ વર્ષની લાંબી મુદ્દતમાં રાજા ભૂપસિંહે પોતાની રાજધાની આનંદપૂરમાં એક દિવસ પણ આવીને પગ મૂક્યો નહોતો. આમ કરવાનું કારણ શું હતું, એ અમારાથી પણ બરાબર કહી શકાય તેમ નથી. તેમ છતાં પણ લોકો કહેતા હતા કે તેના વડીલ સહોદર દેવેન્દ્રસિંહના અકાળ મૃત્યુથી, તેના વિષમ શોકથી તેણે આનંદપૂર રાજધાનીમાં વસવાનું છોડી દીધું હતું અને ત્યારથી દોલતસિંહજ રાજ્યનાં સર્વ કાર્યો કરતો આવતો હતો. દોલતસિંહજ ખરૂં કહેવામાં આવે તો આનંદપૂરના અધીશ્વર તરીકે રાજ્યનું તંત્ર ચલાવતો હતો. વળી રાજ્યમાં પણ અત્યાર સુધી કશો ઉપદ્રવ કે અત્યાચાર નહોતો. યુદ્ધવિગ્રહ કે ઝગડા થવાની કાંઇ સંભાવનાજ નહોતી. આ સર્વ કારણોથી રાજા ભૂપસિંહને આનંદપૂર આવવાની એવી કાંઇ ખાસ જરૂર પડી નહોતી.

ઘરમાં ઘરનો માલિક ન રહેવાથી, ઘરના શણગારની વસ્તુઓની હાલત કદી પણ સારી રહેતી નથી. આનંદપૂરના રાજમહાલયના સંબંધમાં પણ આ નિયમનો લેશ માત્ર પણ વ્યતિરેક થયો નહોતો. રાજ્યસંસારમાં અનેક દાસદાસી અને અનેક અન્યાન્ય અનુચરો હતા, તથાપિ વ્યવહાર અને અધિકારીના અભાવે ગૃહશોભાનો સર્વ સામાન, સર્વ વસ્તુઓ સંભાળ લીધા વિનાની વસ્તુઓની પેઠે તેજહીન–ઝાંખી અને મલિન થઇ પડી હતી. અસ્ત્ર, શસ્ત્ર, ઢાલ, બખ્તર વગેરે સઘળો લડાયક સામાન પણ કાટ ચઢવાથી તેમજ ધૂળ લાગવાથી

ઘણોજ બેડોળ બની ગયો હતો. મહેલ ઠેકાણે ઠેકાણે—ઘણી જગાએ પોતાની મેળે—કુદરતી રીતે ઉગેલી વેલીઓ તથા તરેહ તરેહવારનાં ઘાસોથી ઘેરાઇ ગયો હતો. દૂરથી તે ઘનશ્યામગિરિના અંગતુલ્ય, વૃક્ષના અંગથી મંડિત થયેલો મનોહર મહેલ જોવાથી સહજમાંજ એવો ભાસ થઇ આવતો હતો કે, જાણે નીલાકાશની નીલિમા સાથે વાદળાંવાળી અમાવાસ્યાની રાત્રિના અંધકારની ઘોર ઘટા મળી રહી છે.

લગભગ એકાદ પખવાડિયાં થયાં વૃદ્ધ રણધીરસિંહ પોતાના પરિવાર સહિત આનંદપૂરના એ રાજમહેલમાં આવીને વસતો હતો. રાજા અમરકુમારના દેશવટો પામેલા વૃદ્ધ યુદ્ધ સચિવ રણધીરસિંહના કુટુંબમાં કેવળ એક પુત્ર અને એક પુત્રીજ હતી. પુત્રનું નામ વરુણસિંહ અને પુત્રીનું નામ સુશીલસુંદરી હતું. પુત્રની ઉમ્મર વીસ વર્ષથી કાંઇક વિશેષ હતી; એટલી નાની ઉમ્મરમાંજ વરુણસિંહ સુશિક્ષાના પ્રસાદથી શૌર્ય, વીર્ય અને વિદ્યા—બુદ્ધિમાં સર્વ પ્રકારે પોતાના પિતાના સર્વ ગુણોનો અધિકારી થઇ પડયો હતો. કન્યા સુશીલસુંદરીએ હજી માત્ર પંદરમા વર્ષની સીમામાં પગ મૂકયો હતો. સુશીલસુંદરી રૂપ—ગુણમાં એક આદર્શ કન્યા હતી. સામાજિક ખળભળાટથી તેમજ ખુશામતીયા જાતિલાના જુલમથી વૃદ્ધ રણધીરસિંહ કન્યાના વિવાહનો કશો પણ યોગ્ય પ્રબંધ કરી શકયો નહોતો, અને તેમ કરવાનો તેને માટે તેવો કોઇ સરળ ઉપાય પણ રહ્યો નહોતો. સમસ્ત જાતિ તરફથી ત્યજાયલા રણધીરસિંહના માત્ર એકજ ઘરની કન્યા સાથે લગ્ન કરીને પોતાની જાતિ ગુમાવવાનું અથવા તો જાતિ તરફથી જાતિ બહાર મૂકવાનું કોણ પસંદ કરે વારૂ?"

રણધીરસિંહનું ઘર સૂનું હતું. સુશીલસુન્દરીને જન્મ આપી તેની ગર્ભધારિણી—માતા સૂતિકાગૃહમાં જ ક્ષયરોગથી પ્રાણ ત્યાગી આ અસાર સંસારમાંથી પરલોકમાં સિધાવી ચૂકી હતી. ત્યાર પછી રણધીરસિંહે ફરી બીજીવાર લગ્ન કર્યાં નહોતાં.

પોતાનાં પુત્ર—પુત્રી ઉપરાંત રણધીરસિંહને બીજો એક પોષ્ય કિંવા પાલિત પુત્ર હતો, તેનું નામ કિશોરસિંહ હતું. કિશોરસિંહની ઉમ્મર અત્યારે લગભગ ચોવીસ વર્ષની હતી. કિશોરસિંહ જેવો રૂપવાન તેવોજ ગુણવાન પણ હતો. તેનામાં જેવો વિનય વસેલો હતો, તેવુંજ અપૂર્વ સાહસ પણ હતું. મતલબ કે, કિશોરસિંહ એક ખરો વીર અને પરાક્રમી પુરુષ હતો, સર્વ સદ્‌ગુણોના આધારરૂપ દેવતુલ્ય મનુષ્ય હતો. ચંદ્રમામાં પણ કલંકનો દોષ છે; પરંતુ કિશોરસિંહના

શરીરમાં કશો દોષજ નહોતો. કિશોરસિંહનું ચારિત્ર્ય નિર્મળ હતું; રૂપ અનુપમેય હતું. વિશ્વના શિલ્પી વિધાતાએ એકી સાથે સકળ ગુણોનું એકજ પાત્રમાં દર્શન કરાવવાની ઇચ્છાથીજ જાણે કિશોરસિંહની રચના કરી હતી.

અજાણ્યા કુળવાળો કિશોરસિંહ જિન્દગી સુધી ઉદાર સ્વભાવના રણધીરસિંહના સ્નેહ તથા સંભાળ તળે ઉછર્યો હતો. રણધીરસિંહનેજ તે પોતાનો પિતા જેવો માનતો હતો. વરુણસિંહની સાથે તે એકત્ર રહીને પોષાયો હતો, તેણે શિક્ષણ પણ વરુણસિંહની સાથેજ રહીને મેળવ્યું હતું. એથી તેમના બન્નેના હૃદયમાં અકૃત્રિમ શુદ્ધ સ્નેહનો સંચાર થયો હતો. કિશોરસિંહ વરુણસિંહને સર્વદા મોટા ભાઇની પેઠે સ્નેહભરી લાગણીથી જોતો હતો; તનમનથી નાના ભાઇની પેઠે ચહાતો હતો; ગુણવાન વરુણસિંહ પણ કિશોરસિંહને પોતાનો વડીલ ધારીને હમેશાં ભય, ભક્તિ અને માન્ય કરતો હતો. કોઇવાર કોઇ વિષયમાં કિશોરસિંહથી છૂટો થઇને વર્તતો નહોતો; વર્તી શકે તેમ પણ નહોતો. કિશોરસિંહ સુશીલસુંદરીનો ગૃહશિક્ષક હતો, એથી સુમતિ સુશીલા પણ તેનાપર અનહદ વ્હાલ દેખાડતી, ભક્તિભાવ દર્શાવતી હતી. વરુણસિંહ કિશોરસિંહને ભાઇ કહીને બોલાવતો હતો. પરંતુ સુશીલસુંદરી તેને ભાઇ કહીને બોલાવતી નહોતી; બોલાવી શકતી નહોતી. ભાઇ કહેતાં જાણે તેનું મુખ બંધ થઇ જતું હતું. 'તેને' 'એને' 'તે' 'એ' અને એકત્ર હોય, ત્યારે 'તમારૂં' ઇત્યાદિ સંબંધ વગરનાં સંબોધનોથી તે કિશોરસિંહના સંબંધમાં સંભાષણ કરતી હતી. કિશોરસિંહ સુશીલસુંદરીને પોતાના પ્રાણથી પણ વિશેષ ચહાતો હતો.

આનંદપૂર આવ્યાં ને જોતજોતામાં એક માસ વીતી ગયો. રણધીરસિંહ ખૂબ સ્વતંત્રતાથી પોતાના સમયને વીતાડતો હતો; તેને કશી અડચણ આવતી નહોતી. કોઇ પણ દિવસે તેને કોઇ પણ બાબતમાં કાંઇ મુશીબત વેઠવી પડતી નહોતી. દીવાન દોલતસિંહ તેને પોતાના માલિક બરાબર ધારીને તનમનથી તેના દરેકે દરેક હુકમોને બજાવતો આવતો હતો; થોડા દિવસમાંજ ગામના સર્વે લોકો તેને આધીન થઇ પડયા હતા. થોડાક દિવસ રહેવાથીજ આનંદપૂરમાં તેના નામના વિલક્ષણ પડઘા સંભળાવા માંડયા હતા. નાના મોટા તમામ લોકો તેનાથી જાણીતા થઇ ગયા હતા; તેને ઓળખી ગયા હતા અને તેના તરફ શ્રદ્ધા તથા ભક્તિની ભાવના પણ દર્શાવવા માંડયા હતા.

આ પહેલાંજ અમે કહી ચૂક્યા છીએ કે, આનંદપૂરનો પ્રદેશ અરણ્યમય હતો. રાજમહેલની પૂર્વે તથા પશ્ચિમ બન્ને દિશાઓથી અરધા કોશના અંતર સુધી ઘોર જંગલ આવેલું હતું. તે જંગલને ઓળંગી ગયા પછી પાછાં માણસોનાં ઝુપડાં તથા ઘરો નજરે પડતાં હતાં. દક્ષિણ દિશામાં પાંચ છ કોશ સુધી ગીચ વન અને મોટા મોટા પર્વતોની લાંબી લાંબી હારો આવેલી હતી. તે પહાડી હારોના એક વિભાગમાં દુર્દાન્ત ભીલ જાતિનો એક મોટો કિલ્લો આવેલો હતો. ભીલ સરદાર મહાવીર લગભગ બસો અનુચરો લઇને તે કિલ્લામાં વસતો હતો. તે ભીલ લોકો રાજાને કર આપતા નહોતા, બાદશાહને માનતા નહોતા, કોઇનાથી પણ ડરતા નહોતા. દ્રવ્યની જરૂર પડતાં તેઓ બીજાને પીડતા હતા, બીજાઓનું સર્વ લુંટી લેતા હતા, અપહરણ કરતા હતા. એક રીતે લૂંટફાટજ તેમની જિન્દગીનું એક માત્ર કાર્ય અને એક માત્ર આજીવિકા થઇ પડી હતી. તેમના જાલિમ જુલ્મના ખોફથી દિવસના વખતે પણ તે વનના રસ્તેથી આવજા કરવાનું કોઇનાથી સાહસ કરી શકાતું નહોતું. ઘણી ઘણી કોશિશો કરવા છતાં પણ મહાવીરના ટોળાંને અત્યાર સુધી કોઇ દબાવી શક્યું નહોતું, તેના જુલ્મને પણ અટકાવી શક્યું નહોતું. તેમ છતાં પણ તે આનંદપૂરના કોઇ પણ રહેવાસીપર કદાપિ કોઇ પણ પ્રકારનો જોર· જુલ્મ ગુજારતા નહોતા. મહાવીરનો બીજો એક ભાઇ હતો, તેનું નામ રણવીર હતું. એ બન્ને લૂટારા ભાઇઓ દુર્દાન્ત પ્રતાપથી એ વનમાં આવેલી ભૂમિપર પોતાનું આધિપત્ય ચલાવતા હતા. તેમનાં નામ સાંભળીને કેવળ આનંદપૂર તો શું, પણ આખો દેશ થર થર કંપતો હતો. કયી ઘડીએ આવીને તેઓ પોતાના પ્રબળ પ્રતાપથી માલામલ્કતને લૂટી જશે. અથવા ધાડ પાડશે એનો કોઇનાથી કશો પણ નિશ્ચય કરી શકાતો નહોતો. આસપાસનાં બધાં ગામોની રૈયતના મનમાં રાત્રિદિવસ તેમના આવી ચઢવાની દહેશત રહ્યા કરતી હતી.

વરુણસિંહ તથા કિશોરસિંહ હમેશાં જંગલમાં ફરવા માટે બહાર નીકળતા હતા. કોઇવાર દેવીપુરના ચૌધરીઓને* ત્યાં પણ જઇ

* ચૌધરી—"જેવી રીતે 'પંડિત' 'પુરાણી' 'મહેતા' વગેરે અવટંકો ગુજરાતમાં પ્રસિદ્ધ છે, તેવીજ રીતે 'ઘોષ' 'રાય' 'મિત્ર' 'ચટ્ટોપાધ્યાય' 'મુખોપાધ્યાય' 'ભટ્ટાચાર્ય' ચૌધરી વગેરે જૂદી જૂદી જાતિઓની જૂદી જૂદી અવટંક કિંવા ઉપાધિઓ બંગાળામાં પ્રસિદ્ધ છે.

ચૌધરી શબ્દ ચતુર્ધુરિન્ અથવા ચતુર્ધુરીણ નામક મૂળ સંસ્કૃત શબ્દના અપભ્રંશથી ઉત્પન્ન થયેલો છે." પ્રયોજક

ચઢતા હતા. આનંદપૂરથી દેવીપૂર લગભગ ત્રણેક ગાઉ પશ્ચિમમાં આવેલું હતું. આ પ્રમાણે લગભગ એક માસનો સમય સત્વર વ્યતીત થઇ ગયો.

એક દિવસ સાંઝે વરુણસિંહ અને કિશોરસિંહ રાજમહાલયની દક્ષિણ દિશાની પર્વતમાળાપર ફરી રહ્યા હતા, એવામાં એકાએક વન પ્રદેશને ભેદીને મોટેથી હસતી હસતી એક અદ્ભુત રમણી તેમની સ્હામે આવીને ઉભી રહી. રમણીના પોશાકમાં વૃક્ષનાં વલ્કલ-છાલ હતી; છાતી અને પીઠનો ભાગ વલ્કલ વડે મજબૂત રીતે બંધાયલો હતો. તેના મસ્તકપર વલ્કલનો મુકુટ તથા વૃક્ષનાં પત્રો સુસજ્જિત રીતે શોભી રહ્યાં હતાં. રમણીના ગળામાં વનનાં ફૂલોની માળા હતી અને અંગપર વનફૂલોના અલંકાર દષ્ટિગોચર થતા હતા. વિકટ હાસ્ય કરી, વિકટ દૃષ્ટિપાત કરી, રમણી વિકટ ચીત્કાર કરીને બોલી ઉઠીઃ-"સમજી ગઇ છું કે, તમો ભૂતના ભવનમાં આવી પહોચ્યાં છો. ચિંતા નહિ, તમો ખુશીથી એ ભૂતના નિવાસવાળા મહેલમાં રહો, પણ તમોને એ ભુતભવનમાં આવી વસવાની ખરી મજા આ અમાવાસ્યાના દિવસે મળી જશે. અહાહા કેવી મજા—" આમ કહેતી કહેતી ઉન્માદિની એકદમ વનના જે માર્ગથી આવી હતી, તે માર્ગ તરફ પાછી દોડી ગઇ. ત્યાર પછી તે નજરે પડી નહિ. વરુણસિંહ અને કિશોરસિંહ પ્રથમ પહેલાં તો અકસ્માત્ અરણ્ય પ્રદેશમાં તે અદ્ભુત સ્વભાવવાળી રમણીની મૂર્ત્તિને જોવાથી તથા તેના તે પ્રકારનાં અદ્ભુત વચનોનો અર્થ ન સમજી શકવાથી વિસ્મિત તથા સ્તંભિત થઇને કેટલીકવાર સૂધી એ સ્થળેજ કિંકર્ત્તવ્યવિમૂઢની પેઠે ઉભા રહ્યા. થોડીવાર પછી વરુણસિંહે કિશોરસિંહના મુખ તરફ જોઇને કહ્યું કેઃ-"ચાલો, ભાઇ આપણે જોઇ આવીએ કે, એ સ્ત્રી કોણ હતી, ક્યાં ગઇ! આપણી સમક્ષ આવાં ભીતિભરેલાં વચનો શા કારણથી સંભળાવી ગઇ? શું તેને પોતાના પ્રાણની પણ પરવા નહિ હોય? હું તો ધારૂં છું કે, તે દીવાની હશે, દીવાની! કેમ તમે શું ધારો છો?"

"દીવાની હોય, તો તેમાં પણ શો શક છે?" હસતાં હસતાં કિશોરસિંહે જવાબ આપ્યોઃ—"દીવાની હોય તો તેમાં પણ શો શક છે? પરંતુ એની પાછળ જવામાં કશો લાભ નથી, પણ ઉલટી તેથી કાંઇક આફત આવી પડવાની સંભાવના છે. માટે ચાલ, આપણે ઘેર જઇને તારા પિતાને આ વાત જણાવીશું."

વરુણસિંહ કિશોરસિંહના કહેવા મૂજબ કરવાને સમ્મત થયો. ત્યાર પછી રાજમહેલમાં પાછા આવીને તેઓ બન્નેએ વનમાં જે કાંઇ બન્યું હતું, તે બધું રણધીરસિંહને એક પછી એક કહી સંભળાવ્યું. રણધીરસિંહ સ્વાભાવિક રીતે કોઇ અંધ વિશ્વાસને વશીભૂત ન થવા છતાં પણ, આ બનાવથી કાંઇક શંકાશીલ થયો. તેના મનમાં નાના પ્રકારના સંદેહના પ્રવાહો વહેવા માંડયા. આનંદપૂર આવતાં પહેલાં રાજા ભૂપસિંહે તેને કહ્યું હતું કે:—"લોકો કહે છે કે, મારા રાજમહાલયમાં ભૂતનો ઉપદ્રવ છે." તે વખતે રણધીરસિંહે તેને તેના જવાબમાં જણાવ્યું હતું કે:—"જીવતા પ્રેત કિંવા પિશાચોના ઉપદ્રવ કરતાં મને મરેલા ભૂતનો ઉપદ્રવ વિશેષ ઉત્તમ લાગે છે." પરંતુ વરુણ અને કિશોરસિંહની વાત સાંભળીને તેનું હૃદય જાણે એકવાર કમ્પિત થઇ ઉઠયું. અંતરમાં જાણે કોઇ એક જીવતી જાગતી ભીતિ ભરેલી ભાવનાનો સંચાર થયો.

---

## તૃતીય પ્રસંગ

### છાયા-મૂર્ત્તિ

અન્ધાર મૃત્યુ મધુ તો કડવો ઉજાસ;
ને સ્વપ્નના જીવિત તો નકી સ્વપ્ન મૃત્યુ;
છે રાત્રિનો દિવસ કે દિનની નિશા છે?
શું હું હઇશ બસ એકજ સ્વલ્પ સ્વપ્નું?

કે હું અનન્ત યુગનો તરનાર યોગી,
જાનાર જે હજુ અનન્ત યુગો તરીને;
તે આમ આજ દુઃખને દિનને ગણન્તો;
આંહીં પડયો, અરર, ચેતનહીન છેક?

કલાપી

---

આજે અમાવાસ્યાની રાત્રિ હતી. દિગ્મંડળ ગાઢ અંધકારથી છવાઇ ગયું હતું. પુરજનોએ તથા અનુચરોએ ધીમે ધીમે પોતપોતાના સ્થાનનો આશ્રય ગ્રહણ કરી લીધો હતો. કેવળ પરાધીનતાના પિંજરમાં પૂરાયલા પરતંત્ર પ્રહરીઓમાંના કેટલાક પ્રહરીઓ ભાગ્યના દોષથી જાગૃત જોવામાં આવતા હતા.

વૃદ્ધ રણધીરસિંહે પણ પોતાના ઓરડામાં પ્રવેશ કર્યો, શયન-

ગૃહમાં પ્રવેશ કરી પહેરેલાં વસ્ત્રોને ઉતારીને તેણે શયન કરવાના પોશાકને પહેરી લીધો. પરંતુ અકસ્માત્ તેનું આખું શરીર કંપી ઉઠયું; તેનાં રૂંવાં ઉભાં થઇ આવ્યાં. અંતરમાં જાણે એક પ્રકારની અભૂતપૂર્વ ભીતિનો સંચાર થયો. અકસ્માત્ તે કંપી ઉઠયો—ઓરડાની ચારે બાજૂએ તેણે એકવાર ભીતિ સહિત દૃષ્ટિપાત કર્યો. નજર ફેરવીને તેણે આખા ઓરડાને તપાસી જોયો; પણ કશું પણ કારણ તેના જાણવા કે જોવામાં આવ્યું નહિ; તે પોતાના ભયનું કારણ પણ કોઇ પણ પ્રકારે જોઈ શકયો નહિ.

રણધીરસિંહ મનમાં ને મનમાં હસ્યો—તેણે વિચાર્યું કે;—"હું શું દીવાનો છું! શા માટે હું આમ ડરી રહ્યો છું? મારા મનને આવું નિર્બળ કેમ થવા દઉં છું! શું મારી શૂરવીરતા શૂન્ય થવા બેઠી છે કે, એક નહિ જેવા સંદેહની ખાતર મારૂં મન આમ ડગમગી રહ્યું છે, ભીતિ વશ થયું છે? નહિ—નહિ. ડરવાનું કશું પણ કારણ નથી."

આ પ્રમાણે વિચાર કરી ચિંતાના ભારને હળવો કરવાના ઇરાદાથી ધીમે ધીમે તે દીપદાની પાસે જઇને ઉભો રહ્યો. પરંતુ મનની ચિંતા મટી નહિ, હૃદયપરનો અસહ્ય બોજો જરા પણ હળવો થયો નહિ.

ચિંતા ઉપર ચિંતા આવીને તેના હૃદયપર આઘાત પ્રતિઘાત કરવા લાગી. ધીમે ધીમે ફરીવાર વરુણસિંહ અને કિશોરસિંહની સાંઝે ફરવા જવાની વાત તેને સાંભરી આવી; દીવાનીનાં વચનો યાદ આવ્યાં, અને રાજા ભૂપસિંહનાં કહેલાં વચનોનું સ્મરણ થઇ આવ્યું. આથી ફરીવાર તેનું હૃદય કમકમી ઉડયું. ત્યારે તેણે ધીમે ધીમે બધી વાતો ભૂલીને તેવી ચિંતાને હૃદયમાંથી દૂર કરવાની કલ્પના કરી; પરંતુ તેનાથી તેમ થઇ શકયું નહિ.

ધીમે ધીમે જૂદી જૂદી ચિંતાઓની એકદમ વૃદ્ધિ થઇ જવાથી તેનું અંતર તેમાં અધિકતાથી ગુંથાવા માંડયું, છેવટે તે બધું ભાન ભૂલીને કેવળ ચિંતાના સાગરમાંજ ડૂબી ગયો. જેમ જેમ તે વિચારવા લાગ્યો અને વિચાર પણ કરી શકયો નહિ; તેમ તેમ ભાવના રૂપિણી રાક્ષસી ભિન્ન ભિન્ન મૂર્ત્તિ ધારણ કરી તેની સન્મુખ આવી ઉભી રહેવા લાગી. દીપદાનીમાં સળગતા દીવાના તેજના વિષયમાં પણ તેને જણાવા લાગ્યું કે, તે જાણે ધીમે ધીમે ભીષણ અંધકારમાં ડૂબી જવા માંડયો છે.

ત્યારે તે એક પછી એક ઓરડાની ચારે દિશામાં તપાસ કરવા લાગ્યો. પથારી તળે પણ તેણે તપાસ કરવાનું બાકી રહેવા દીધું નહિ. ઉતારેલાં પહેરવાનાં કપડાંને એક પછી એક ઉપાડીને તપાસી જોયાં તેણે જોયું કે, ક્યાંય પણ કોઇ છૂપાયું છે કે નહિ, પરંતુ તે કોઇને પણ એ ઓરડામાં જોઇ શક્યો નહિ. તેમ છતાં પણ તેનો સંદેહ દૂર ન થયો, અન્તઃકરણમાં કોઇ પણ પ્રકારે શાંતિ મળી શકી નહિ. તે ફરીવાર તપાસ કરવામાં ગુંથાયો. ઓરડાની દીવાલોપર ચિત્રેલાં તથા ટાંગેલાં પ્રત્યેક ચિત્રો, દીવાલની દરેક બારીઓ, ઘરના એકેએક ખૂણાઓ, દ્વારની દરેક બાજૂઓ, ચંદરવા, ગાદી, ઝાલર આદિ દરેક પદાર્થને હાથમાં લઇ લઇને એક પછી એક જોઇ નાખ્યા, પરંતુ તે કાંઇ પણ જોઇ શક્યો નહિ, તેના મનનો ભ્રમ પણ મટ્યો નહિ.

તેના શયનગૃહની સમીપમાં પોશાકનો ઓરડો હતો. ધીમે ધીમે તે ઓરડાનાં દ્વાર ઉઘાડી તેણે હાથમાં દીવો લઇને તેમાં પ્રવેશ કર્યો, તે ઓરડાની એક બાજુએ આવેલી એક દીવાલપર લોઢાનું બનેલું એક મોટું બખ્તર લટકી રહ્યું હતું. વૃદ્ધ રણધીરસિંહે બખ્તરપર હાથ ફેરવી તેની બરાબર પરીક્ષા કરી બારીકીથી તે જોયું. ઘણા દિવસ થયાં ઉપયોગમાં ન આવવાથી બખ્તર ધૂળ તથા ઝાળાંઓથી ભરાઇ ગયું હતું. તેના હાથનો સ્પર્શ થવાથી કેવળ પુષ્કળ પ્રમાણમાં તે બખ્તરપરની ધૂળ ઉડી ગઈ.

ત્યારે તેણે વસ્ત્રાગારને બરાબર તપાસી લીધા પછી ફરીવાર પાછા શયનગૃહમાં પ્રવેશીને ઓરડાનાં બધાં બારી બારણાંને એક પછી એક બંધ કરી દીધાં અને પોતે નકામા ભયને વશીભૂત થયો હતો એમ ધારીને મનમાં ને મનમાં શરમાઇને તેણે દીવો હોલવી નાખી નિદ્રાદેવીની ઉપાસનાના ઉદ્દેશથી પથારીપર જઇ આશ્રય લીધો.

શયન કર્યું; નિદ્રા મેળવી નિશ્ચિંત થવાના ઇરાદાથી તે તરેહ તરેહની કોશિશો કરવા લાગ્યો; પરંતુ નયનમાં નિદ્રા આવી નહિ. જાણે કોઇ એક એક પ્રકારની ઉદ્વેગ અને નિરાશા ભરેલી આશંકાએ આવીને ધીમે ધીમે તેના હૃદયને વિચલિત કરી નાખ્યું. કોઇ પણ ઉપાયે તે તેને પોતાના અંતરમાંથી દૂર કરી શક્યો નહિ.

ત્યારે તે પોતાના મનને આમ કહીને પ્રબોધ આપવા લાગ્યો કે તેણે તો જાણી જોઇને કોઇ પણ પ્રકારનું દુષ્કર્મ કર્યું નથી, ત્યારે પછી તેને ડરવાનું શું પ્રયોજન છે? પણ, તેમ છતાં પણ તેનું હૃદય આશંકાથી શૂન્ય થઇ શક્યું નહિ. વિચારોના સિદ્ધાંતથી પણ મનનો

ઉદ્વેગ દૂર થયો નહિ. તેને ભાસવા લાગ્યું કે, જાણે કોઇની છાયા-મૂર્ત્તિ તેની નજર આગળ ફરતી વિચરણ કરી રહી છે. તરતજ તેણે ભય સહિત પોતાની બન્ને આંખો બંધ કરી લીધી. આંખો મીંચવા છતાં પણ શાંતિ વળી નહિ; ફરીવાર તે જોવા લાગ્યો કેઃ તેનું શયનગૃહ જાણે એકાએક પ્રકાશિત થઇ ઊઠયું છે; કોઇ જાણે તેની શય્યાના મથાળાં આગળ આવીને ઉભું રહ્યું છે !

રણધીરસિંહે ધીમે ધીમે ફરી આંખો ઉઘાડી. પરંતુ, ઓરડામાં ઘોર અંધારા સિવાય બીજું કાંઇ પણ તેની નજરે પડયું નહિ. તેથી તેણે ફરીવાર આંખો મીંચી દીધી.

આંખો મીંચી, પરંતુ કોઇ પણ રીતે તેની આંખોમાં નિદ્રાદેવીનું આગમન થયું નહિ. ત્યારે ગમે તે રીતે નિદ્રાધીન થવાના અભિપ્રાયથી ધીમે ધીમે તેણે પાસા બદલવા માંડયા. જે ચિત્ત ઉદ્વિગ્ન બની ગયું હોય, તેને શાંતિ ક્યાંથી મળી શકે? વૃદ્ધનું ચિત્ત અજાણ્યા કારણથી ઉદ્વિગ્ન બની ગયું, અજાણ્યા ભયથી વ્યાકુલ બની ગયું! તે ફરીવાર વિચારવા લાગ્યો કેઃ—'વસ્ત્રાગારમાંનું લોઢાનું બખ્તર જીવતું થઇને તેના ઓરડામાં વિચરી રહ્યું છે, પણ એમ બની શકે ખરૂં કે!"

તે ત્યાર પછી વિચાર કરી શકયો નહિ. તેણે પોતાના મનને વિચાર કરવાનો અવસર આપ્યો નહિ. તે ઊંધી પીઠ કરી સુતો અને થોડીવારમાં ઉશ્કેરાયલા ચિત્તથી દુઃસ્વપ્નથી વિતાડિત થયેલી તન્દ્રાની જાળમાં ફસાઇ પડયો.

આ પ્રમાણે કેટલો સમય વીતી ગયો, તે, તે જાણી શકયો નહિ. સ્વપ્નમાં શું જોવામાં આવ્યું હતું, તેનું પણ સ્મરણ રહ્યું નહિ, સ્મરણ રાખી શકયો નહિ. થોડીવાર પછી અકસ્માત્ તે ચમકી ઉઠયો, અકસ્માત્ તેની તન્દ્રાનો આવેશ દ્રવીભૂત થયો, અકસ્માત્ તે જાગી ઊઠયો. તેને જણાયું કે, તે જાણે કોઇ મરણતોલ મનુષ્યની મરણપીડાનો આર્ત્તનાદ સાંભળી શકયો. તે ચમકીને ઉભો થયો. જોતજોતામાં તેનું આખું શરીર પરસેવાના જળથી પલળી ગયું. હૃદયપર બળપુર્વક આઘાત પ્રતિઘાત થવા માંડયા. બરાબર જાણે, તે તેજ ક્ષણે કોઇ અતિ ઊંચા પર્વતના શિખરપરના ઉચ્ચત્તમ પ્રદેશપરથી જોર સાથે નીચે ગબડી પડયો! એવોજ તેના મનમાં વિલક્ષણ ભાસ થવા લાગ્યો. તેનો શ્વાચ્છોશ્વાસ બંધ થવા આવ્યો.

કેટલોક સમય વીતી ગયો. રણધીરસિંહે ધીમે ધીમે થોડી ઘણી

શાંતિ મેળવી. ભયની ભયંકર મૂર્ત્તિ ધીમે ધીમે છેવટે તેના હૃદયમાંથી તિરોહિત થવા લાગી. આખરે જાણે ધીમે ધીમે તે તંદુરસ્તી મેળવી રહ્યો છે, એમ તેને જણાવા લાગ્યું. ત્યારે તેણે વિચાર્યું કે, એ સર્વ માત્ર એક પ્રકારનું માયાવી સ્વપ્નજ હતું, સર્વ તદ્દન જુઠી જંજાળ હતી. સ્વપ્નમાં એવા શબ્દો સાંભળીનેજ ભયનો માર્યો તે કદાચ જખકીને જાગી ઉઠયો હતો. નહિ તો ખરી રીતે કશું પણ નહોતું.

રણધીરસિંહ આ પ્રમાણે મનને ધીરજ આપી રહ્યો હતો, એવામાં તે આર્ત્તનાદ ફરી વાર સંભળાયો. જે રણધીરસિંહે સમરભૂમિમાં એક દિવસ વીરતા તથા અદ્‌ભુત પરાક્રમનો પરિચય કરાવ્યો હતો. અપૂર્વ સાહસથી એક દિવસ હજારો શત્રુઓની સ્હામા પડવામાં જેણે હૃદયમાં લેશમાત્ર પણ ભીતિ ધારી નહોતી, આજે તેજ રણધીરસિંહનું બળ, પરાક્રમ, સાહસ અને વીરતા આદિ સર્વ એકી સાથે તિરોહિત થયું, આજે તે પાંચ વર્ષના બાળકની પેઠે દુર્બળ હૃદયથી ભયની આશંકામાં ડૂબી ગયો. ફરીવાર તેવો ને તેવોજ મરણના મુખમાં આવી પડેલાં માનવીનો અવાજ સાંભળીને તેના લલાટપર, છાતીપર, ગાલપર પરસેવાના ઝેબેઝેબ ઉભરાઇ આવ્યા. તેનું આખું શરીર મડદાંની પેઠે ઠંડું થવા આવ્યું; હૃદય જાણે થર થર કંપવા લાગ્યું. બરાબર તે વખતેજ જાણે તેનો મરણકાળ નજીક આવી ગયો હોય, એમ તેને જણાવા લાગ્યું. પ્રાણવાયુ જાણે તેનો પરિત્યાગ કરવાને ઉદ્યત થયો હોય, એવો તેના મનમાં ભયંકર ભાસ થવા લાગ્યો. એક એક ક્ષણ તેને એક એક યુગ જેવી પ્રતીયમાન થવા લાગી. વારંવાર તે કોઇ અપાર્થિવ પદાર્થને પોતાની નજરે જોવા લાગ્યો. તેના મનમાં નવી ભીતિની ભાવના ઉપજવા લાગી. તેને જણાવા લાગ્યું કે, જાણે કોઇ મારા હાથ પગ બાંધીને મને કયાંક લઇ જાય છે.

આવી હાલતમાં લગભગ પચીસ મિનિટ જેટલો વખત વીતી ગયો એ પચીસ મિનિટ સૂધી અવિશ્રાન્તપણે ભયાનક ચિન્તાના પ્રવાહમાં તણાઇને આખરે વૃદ્ધ રણધીરસિંહ એકાગ્ર ચિતથી તે ચિંતા તથા ભયનો વિનાશ કરનારા સર્વનિયંતા પરમકરુણાળુ પરમેશ્વરને શરણે ગયો. આવી પડેલી આપત્તિમાંથી રક્ષા મેળવવા માટે રક્ષામય પરમાત્માની પ્રાર્થનામાં તે પ્રવૃત્ત થયો. પરંતુ ફરીવાર—ફરીવાર તે મરણતોલ માનવનો મર્મભેદક આર્ત્તનાદ સંભળાયો. આ વખતે તેને સમજાઇ આવ્યું કે, ખરેખર જાણે કોઇ મરણપથારીપર પડી સાદ્ય મૃત્યુના વ્યાધિથી તરફડી રહ્યું છે.

પરંતુ સવાલ એ છે કે, એ અવાજ ક્યાંથી આવે છે! આ શું ખરેખર કોઇ પાર્થિવ પ્રાણીનો અવાજ છે? ના, મૃત્યુલોકના માનવીનો આવો સ્વર કદાપિ હોઈ શકેજ નહિ. આ સ્વર અમાનુષિક છે! અવશ્ય પરલોકવાસી અગતિને પ્રાપ્ત થયેલા કોઇ દુર્ભાગી પ્રેતાત્માનોજ આ કરુણનિનાદ છે! એજ ચોક્કસ છે. નહિતો આ ગંભીર મધ્યરાત્રે આવી એકાંતવાળી જગાએ મનુષ્યનો કરુણ અવાજ શી રીતે સંભવી શકે? તેના સૂવાના ઓરડાની એક બાજુએ વસ્ત્રાગાર હતો અને ગૃહમાં જન કિંવા કોઇ પણ પ્રાણીનો સંચાર નહોતો. બીજી બાજુએ નૃત્યશાળા હતી, તેમાં પણ કોઇ નહોતું. તેમ છતાં પણ આ સ્વર સંભળાયો, તો તે ક્યાંથી સંભળાયો? વળી એકવાર નહિ પણ ઉપરાસાપરી ત્રણ ત્રણવાર!

વૃદ્ધ રણધીરસિંહ આવા પ્રકારની ચિંતા કરી રહ્યો હતો, એવામાં તેનો સૂવાનો ઓરડો ધીમે ધીમે પ્રકાશિત થઇ ઊઠયો. તેના હૃદયનો ઉદ્વેગ અને આશ્ચર્ય પહેલાના કરતાં ઘણુંજ વધી પડ્યું. તે ધીમે ધીમે પથારીપર ઊઠીને બેઠો થયો. બેઠો થઇને તે પ્રકાશ ક્યાંથી આવી રહ્યો છે, તે જોવા માટે તેણે ઓરડાની ચારે બાજુએ નજર કરી જોઇ. પરંતુ તેનાથી કશું પણ નિરાકરણ કરી શકાયું નહિ. ધીમે ધીમે પ્રકાશની જ્યોતિ વધારે ને વધારે વધવા લાગી. તેની સાથે તેના કૌતુહલની વૃદ્ધિ પણ વૃદ્ધિંગત થવા લાગી. છેવટે તેને જણાયું કે, જાણે વસ્ત્રાગારનું દ્વાર કશો પણ અવાજ થવા દીધા સિવાય થોડું થોડું ઉઘડ્યું અને તે ઓરડાના દ્વારમાંથી પીળાં વસ્ત્રથી પગથી તે માથા સુધી ઢંકાયલી એક પુરુષની મૂર્ત્તિ ધીમે ધીમે તેની નજીકમાં આવીને ઉભી રહી. વૃદ્ધ રણધીરસિંહ આથી તરતજ એક મોટી ચીસ પાડી પોતાની પથારીપર મૂર્છિત થઇ પડ્યો.

સાત વાગ્યાનો શુમાર થવા આવ્યો હતો. રણધીરસિંહ બેઠકખાનામાં બેઠો હતો. ગઇ રાતના બનાવોથી તેનું હૃદય ઉદ્વિગ્ન બની ગયું હતું, વદન મંડળે મલિનતા ધારણ કરી લીધી હતી અને આખું શરીર શિથિલ અને અવસન્ન થઇ પડ્યું હતું. બેઠકખાનામાં ગયા પછી તેણે સાંભળ્યું કે, વરુણસિંહ તથા કિશોરસિંહ પ્રભાતવિહાર માટે બહાર ગયા છે, કુમારી સુશીલસુંદરી પણ તેમની સાથેજ ગઇ છે. સર્વે સમીપની પુષ્પવાટિકામાં વાયુ સેવન કરે છે.

રણધીરસિંહે મલિન મુખથી અને ચિંતાતુર ભાવથી મનમાં ઘણી ઘણી ચિંતાઓ કરીને છેવટે દીવાન દોલતસિંહને બોલાવવા માટે એક માણસ મોકલી આપ્યો.

---

## ચતુર્થ પ્રસંગ

### પ્રભાત વિહાર અને પ્રણયનું પરિણામ

મદન મોહન પ્યારે મેહબૂબ મેરા હૈ;
દિદાર હુવા જબસેં દયા દિલમેં ડેરા હૈ;
ઇશ્ક ઝખ્મકી મારી ભયી મેં દિવાની;
કોઇ બેલી નહીં સાહેલી, શાખી દિલકી યે જાની.
ઇશ્કમય ઉસી પર વોહી મેરા જીવન;
હુઇ ખલ્ક સારી ખારી કછૂ લાગતા હૈ ન મન;
એક યાદ મીઠી બતિયાં છતિયાં ફાટ જાતી હૈ;
કછૂ કહેનેમેં નહીં આતા; નેનાં ભર ભર આતી હૈ;
મતલબ કે ગરઝી આલમ, જાન કહેલાતેં હૈ;
દયા પ્રીતમ એ પર્વાહી બલિહાર કહેલાતેં હૈ.

વરુણુસિંહ તથા કિશોસિંહ રાજબાલા સુશીલસુંદરીને લઇને પ્રભાત સમયના સુંદર વાયુનું સેવન કરતા તથા સુખશરતની સ્વભાવ-સુંદર પ્રાકૃતિક શોભાનું સન્દર્શન કરતા કરતા સમીપના ઉપવનને અતિક્રમ કરીને રાજમહાલયની દક્ષિણ દિશામાં આવેલા તે ગીચ જંગલવાળા વિભાગમાં આવી પહોંચ્યા. પાસેના ઘોર ઘટાદાર નાખી નજર પણ ન પડે તેવા બિહામણા દેખાવો જોઇને રાજકન્યા સુશીલસુંદરી ભયની મારી કંપી ઉઠી:–"આ શું ! આપણે ક્યાં આવ્યાં ?"

વરુણુસિંહ ચમકીને અજાયબીની સાથે ભગિનીનાં વાક્યોનો પ્રતિ-ધ્વનિ કરી બોલી ઊઠયો:–"હું પણ એમજ પુછું છું કે, આપણે અત્યારે અહીં ક્યાં આવી ચઢ્યા છીએ ?"

કિશોરસિંહે ખુલ્લા અવાજથી કહ્યું:–"વાતમાં ને વાતમાં આપણે છેક જંગલમાં આવી પડ્યાં છીએ."

વરુણુસિંહે નજીકના પર્વતની હારો બતાવીને કહ્યું:–"આ પર્વત પર, કાલે આપણે પેલી દીવાનીને જોઇ હતી, ખરૂંને વારૂ ?"

"હા, આ સ્થળેજ જોઇ હતી." કિશોરસિંહે એ પર્વત સ્હામું જોઇને જવાબ આપ્યો.

"દીવાની કોણુ ?" સુશીલસુંદરીએ અજાયબીથી કિશોરસિંહને પુછ્યું:–"દીવાની કોણુ ?"

હસતાં હસતાં કિશોરસિંહે ઉત્તર આપ્યો:–"કોણુ, એ તો હું

શી રીતે કહી શકું ? વનનાં ગાંડાંઓ, વનમાં ને વનમાં ભટક્યા કરે છે, વનમાંજ રહે છે, વળી તે શું અમારી પાસે આવીને પોતાની ઓળખાણ આપવા આવી હતી ? કે, અમો તેના દાદાના દાદાનો પરિચય પૂછવા ગયા હતા ? સુશીલસુંદરી પણ એક ગાંડી—"

સુશીલસુંદરી સહજ જંખવાણી પડી ગઇ. વરુણસિંહે કહ્યું:-"ચાલો, ભાઇ ! આજે આપણે એ દીવાનીનું ઘર જોઇ આવીએ. કાલે સાંઝ પડી જવા આવી છે, એમ કહીને તમે મને જવા દીધો નહોતો, પણ આજે તો હું જરૂર જઇશ. તેની તેવી વાતો સાંભળ્યા પછી ગઇ કાલથી મને ઘણીજ ઉત્કંઠા ઉત્પન્ન થઇ છે. સુશીલા મારી સાથે આવીશ કે નહિ વારૂ ?"

સુશીલસુંદરીએ માથું ધુણાવ્યું. વસ્તુતઃ અજાણ્યા જંગલના રસ્તે ઘણીવાર સુધી ચાલવાથી કોમળાંગી સુશીલસુંદરીના કોમળ ચરણોમાં વિલક્ષણ વેદના થવા માંડી હતી. અત્યારે પર્વતપર ચઢવાનું નામ સાંભળીને તેણે કરુણતાપૂર્વક કહ્યું:-" હું હવે ચાલી શકીશ નહિ. મને હવે ઘણીજ વેદના થવા માંડી છે અને મારા પગમાં ચાલવાની તાકાત પણ રહી નહિ.

વરુણસિંહે કહ્યું:-" ત્યારે, તું ભાઇની પાસે અહીં આગળ થોડી વાર ઉભી રહે. હું હમણાંજ તે દીવાનીનું ઘર જોઇને પાછો આવું ત્યાં સુધી આરામ કર."

આમ કહીને વરુણસિંહ કોઇના પણ જવાબની વાટ જોયા વિના તરતજ આનંદગિરિ તરફ ચાલ્યો ગયો.

વરુણસિંહના ચાલ્યા જવા પછી કિશોરસિંહે સુશીલસુંદરીને સંબોધીને કહ્યું કે:-" આવ, સુશીલ, આપણે આ ઘાસના આસનપર બેસીને થોડીવાર આરામ કરીએ."

ત્યાર પછી તેઓ બન્ને તે રાત્રિના શિશિરબિન્દુઓથી ભીંજાયલા ઠંડા, લીલા અને નવીન દુર્વ્વાદલની ઉપરના ભાગપર બેઠાં.

થોડીવાર સુધી બન્ને ચૂપ રહ્યાં. બન્નેએ મુખમાંથી એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ. ક્ષણવારને માટે કોઇના મુખમાંથી કશી વાત ન નીકળી. થોડીવાર પછી રાજદુહિતા સુશીલસુંદરીએ મૌનવ્રતનો ભંગ કરીને મૃદુ મધુર સ્વરથી કહ્યું:-" ભાઇ એકલા આવા ઘોર જંગલમાં ગયા છે, પણ તેમના પર કાંઇ પણ આફત તો નહિ આવી પડે ને ? આ તરફ જે સર્વ લૂટારાઓની વાત સાંભળી—"

કિશોરસિંહે સંગિની સુશીલસુંદરીના વાક્યોના પ્રત્યુત્તરમાં કહ્યું

કેઃ–" દિવસના વખતે કશો ભય નથી. વળી એ ઉપરાંત વરુણસિંહ સાધારણ ફરવાના પોશાકમાંજ બહાર નીકળ્યો છે, માટે લૂટારાઓ તેને કશી પણ ઇજા કરે તેમ નથી, કારણ કે, તેઓ તો જે મનુષ્યની પાસે કાંઇક સરસામાન હોય, તેમનાપરજ હલ્લો કરે છે. તેમજ દોલતસિંહે પણ કહ્યું છે કે, આજકાલ લૂટારાઓનો એટલો બધો ઉપદ્રવ નથી. લગભગ બે ત્રણ વર્ષ થયાં તો તેમના ઉપદ્રવ સંબંધી કાંઇ વાત પણ સાંભળવામાં આવી નથી."

" તમે ભાઇની સાથે ત્યારે કેમ ન ગયા વારૂ ? " સુશીલસુંદરીએ વાર્તાને લંબાવવાના હેતુથીજ પૂછ્યું.

" હું તારી પાસે રહ્યો છું. કેમ, મારી સાથે રહેવાનું શું તું નથી પસંદ કરતી ? " કિશોરસિંહે ઉત્તર આપ્યો.

" આજે તમે આવો પ્રશ્ન શા માટે પૂછ્યો ? ક્યારે હું તમારા સહવાસને પસંદ કરતી નથી ? આપણે શું બન્ને જણાં એકી સાથે પોષાયાં કે ઉછરીને મોટાં થયાં નથી ? તમને શું મારા સહોદરના કરતાં પણ વધારે નથી ચાહતી ? વળી આ શું આપણે પહેલવહેલાંજ સાથે ફરવા માટે બહાર નીકળ્યાં છીએ ? "

" ના–ના, એમ કેમ કહે છે ? એવું તે કદાપિ બની શકતું હશે ખરૂં કે ? પણ, આશા રાખું છું કે, આ જાણે આપણે છેલ્લી વારજ સાથે ફરવા નીકળ્યાં છીએ, એવું ન બને, ભગવાન એવો પ્રસંગ ન બતાવે."

કિશોરસિંહની છેવટની કેટલીક વાતો એવી અસ્વાભાવિક અધીરતાની સાથે બહાર નીકળી પડી કે, તે સાંભળીને સરલ સુશીલસુંદરીનું સરલ હૃદય ચમકી ઊઠયું. તે શિક્ષક સંગીના મનોભાવનો કશો પણ અનુભવ ન કરી શકવાથી મુખમાંથી એક પણ શબ્દ ઉચ્ચાર્યા વિના એકીટસે કિશોરસિંહના મુખ તરફ જોતી ઉભી રહી. કિશોરસિંહ પહેલાંના કરતાં વધારે ખુલ્લાભાવથી અને ખુલ્લા અવાજથી સુંદરી સુશીલાને સંબોધીને કહેવા લાગ્યો કેઃ—

" જો સુશીલ, આપણે હમેશાં એકી સાથે એકજ અન્નથી ઉછરતાં–પોષાતાં આવ્યાં છીએ. બાલ્યાવસ્થાથી આજ સુધી એકઠાં રમ્યાં છીએ, એકઠાં હર્યાફર્યા છીએ; પણ હવે મારા મનમાં એક એવી શંકા થાય છે કે, આપણા તે બાલ્યાવસ્થાના સુખસ્વપ્નનો સત્વર ભંગ થશે, આપણા બન્નેનાં હૃદય પરસ્પર વિયોગી થશે. એવું મને સ્પષ્ટ જણાઇ આવે છે."

" તમારા કહેવાનો આશય હું કાંઈ પણ સમજી શકતી નથી." સુંદરી સુશીલાએ કહ્યું.

કિશોરસિંહ નિરુત્તર રહ્યો; એ જોઇને સુશીલસુંદરીએ પોતાના સ્વભાવ સુંદર સ્વરથી કહ્યું:–" તમારા કહેવો આશય શો છે, એ મારાથી સમજી શકાતો નથી."

યુવક કિશોરસિંહે મૌનનો ભંગ કરી કહ્યું:–" જવા દે, સુશીલા એ વાતનું હવે કશું પ્રયોજન નથી, કઇ વાત કરતાં કરતાં આપણે કઇ વાતપર આવી પડયાં. કેમ, આજે મારા મનનો ભાવ આમ શાથી બદલાઇ ગયો? અથવા તું એક આબરૂદાર ધનવાનની કન્યા છે, રાજબાલા છે! અને હું એક—"

યુવકની વાતને વચ્ચમાંજ અટકાવીને કુમારી સુશીલા કરુણ કંઠથી બોલી ઉઠી:–" કેમ, કેમ? આજે તમે મને આવા સંબોધનથી શા માટે બોલાવી? મેં તમારી પાસે શું કાંઇ અપરાધ કર્યો છે? ભગવાન જાણે છે કે, મારા મનમાં તો બીજું કશું પણ નથી!"

" એ શું-સુશીલ અપરાધ શાનો? અપરાધ કોને કહે છે, તે શું તું જાણે છે?" સ્નેહ ભરેલા કોમળ, મધુર વચનોથી સંગિનીના વાક્યોનો પ્રત્યુત્તર પ્રદાન કરી સહચર કિશોરસિંહે વાંકા કટાક્ષથી સુશીલાના સ્વભાવ સુંદર કોમળ મુખમંડળપ્રતિ સરળ દૃષ્ટિ કરીને જોયું કે, યુવતીનાં બન્ને વિશાળ નયનો આંસૂના ભારથી નીચાં ઢળી પડયાં છે, બિંબાધરો મૃદુમન્દ કંપી રહ્યા છે. એ જોઇને યુવક ફરીવાર કહેવા લાગ્યો કે:–" સુશીલા, તું અપરાધ કરી શકે તેમ નથી! તું અપરાધિની થાય, એ વાત તદ્દન અસંભવિત છે. વળી તે ઉપરાંત તારા અપરાધને હું ધ્યાનમાં લાવું? જે નિરાશ્રય–નિરાધાર તારા પિતાના અન્નનો દાસ છે, ગુલામ છે, જે તારા—"

તેનાથી વિશેષ કાંઇ પણ બોલી શકાયું નહિ, કિશોરસિંહના સ્વભાવની વિલક્ષણતા જણાઇ આવી. તેના હૃદયમાં જાણે કોઈએ સોયની અણી ઘોંચી દીધી! યુવક ચૂપ થઇ ગયો–સાથે સાથે તેના ગંભીર અંતઃકરણના અંદરના ભાગમાં અભિમાનનું પણ ઇષત્ પ્રતિબિંબ પડયું,–ઝાંખો પડછાયો પડયો. યુવકનું ચિત્ત અજ્ઞાત કારણથી તથા અજાણી ગતિથી ઉન્મત્ત બની ગયું, વિહ્વલ થઇ પડયું.

" આવા તો કદાપિ થયા નથી, કિશોર!" ગંભીર તેમજ મધુર સ્વરથી અજાયબીનો કટાક્ષ કરી સુશીલસુંદરી બોલી ઉઠી–" આવા તો કદાપિ થયા નથી, કિશોર!"

સુશીલાએ આટલા દિવસ પછી આજે કિશોરસિંહનું નામ લીધું. જ્ઞાનનો સંચાર થયા પછી વાતચીત કરતાં, લોકોને બોલાવતી, જાણતી અને ઓળખતી થયા પછી, જે સુશીલાએ જેને 'તું' 'હું' 'તે' 'એ' વિના કદાપિ બીજા કોઇ પણ સંબોધનથી બોલાવ્યો નહોતો, બોલાવી પણ શકતી નહોતી, તે સુશીલામાં પણ આજે કુદરતી રીતેજ સ્વાભાવિક વિલક્ષણતાનો સંચાર થયો. તેજ સુશીલાએ આજે કહ્યું કેઃ-" આવા તો કદાપિ થયા નથી, કિશોર!"

આમ કહીને લજ્જાસહિત, સંકોચસહિત પોતાના મોતીના દાણા જેવા સુંદર દાંતથી જિભ્હાની નિર્બોધ ઉક્તિ માટે તેને છૂપી રીતે દબાવીને નીચા નમાવેલા મુખથી તેણે ફરીવાર કહ્યું કેઃ-" ના, ના! તમે તો આ પહેલાં કદાપિ આવા નિર્દય થયા નથી, આવાં વચનો પણ વધા નથી. શાન્ત થાઓ, મનને સ્થિર કરો. શાન્ત કરો! તમારૂં મન આવું શાથી થયું? તમે શું મને તમારી ભગિની સમાન ધારતા નથી?"

" ના, જગદીશ્વર જાણે; ના, હૃદયની સુશીલ! આ મારા જિગરની વાત કહું છું."

આમ કહેતો કહેતો તે ચૂપ થઇ ગયો. અકસ્માત્ અણધાર્યા આનંદ તથા આશંકાએ આવીને બંગ-બાલા સુશીલાના કોમળ હૃદયને અત્યંત મગ્ન બનાવી દીધું. યુવતીના અંતરમાં અભિનવ ભાવનો આવિર્ભાવ થયો; સ્વભાવ સુંદર લાલ કિંવા ગુલાબી ગાલોએ હદ ઉપરાંત લાલી ધારણ કરી લીધી. નિમેષ વગરની તેની સ્થિર નજર નીચી નમી પડી.

થોડી-ક્ષણવાર સૂધી બન્ને જણાં ચૂપ રહ્યાં. થોડીવાર પછી કિશોરસિંહ ચોમેર એકવાર નજર ફેરવી કહેવા લાગ્યોઃ-

" જે કહ્યું હતું, તેજ કહું છું. કહું છું કે, આપણા આ સુખના દિવસો હવે થોડા દિવસમાંજ સમાપ્ત થશે-વીતી જશે. આપણા આ દિવસો હવે વધારે દહાડા રહેશે નહિ; હમેશાં હું એનાથી ડર્યા કરૂં છું. હમેશાં હું એજ વિચાર્યા કરૂં છું કે, મારી ઉમ્મર પુખ્ત થઇ ગઇ છે, જ્ઞાન તથા બુદ્ધિનો પણ મારામાં જોઇએ તેવો વિકાશ થઇ ગયો છે; તારૂં પણ વિવાહ યોગ્ય વય થવા આવ્યું છે, તું એક આબરૂદાર ધનવાન અને જાગીરદારની કન્યા છે; હું એક પુખ્ત ઉમ્મરનો, અજાણ્યા કુળનો કિંવા જાતિનો સામાન્ય યુવક છું, તું સુરંગપૂરના સુપ્રસિદ્ધ સચિવ રણધીરસિંહની યુવતી કન્યા છે; નિર્દોષ બચપણની

રમતોના સોબતીની પેઠે હવે પછી મારે આટલો બધો સંબંધ રાખવો એ મને ઉચિત જણાતું નથી, અને વાસ્તવિક રીતે એ ઉચિત પણ નથી. તું કાંઇ હમેશને માટે તારા પિતાને ત્યાં રહી શકીશ નહિ. જીવનની ઘટનાના પ્રવાહમાં, મને જણાય છે કે, હવે ઘણાજ થોડા સમયમાં તારા અદૃષ્ટને સંસારના નવીન સૂત્રને સંભાળવું પડશે. તારે અનેક નવાં કાર્યો શિખવવાં પડશે. તું નવી જિન્દગીમાં પ્રવેશ કરીશ. ઘણીજ ટુંકી મુદ્દતમાં તું તારા સ્નેહના પિતૃગૃહનો ત્યાગ કરીશ, સદાને માટે બીજાની ગૃહવાસિની, બીજાની અંકવાસિની થઇશ, અનેકની હતી, તેમાંથી એક જણનીજ થઇશ. પરંતુ જે દિવસે તું તારા પિતાનું ઘર છોડીને સ્વામીના ગૃહપ્રતિ ગમન કરીશ, તે દિવસે મારૂં હૃદય સદાને માટે કાળાં વાદળાંથી ઢંકાઇ જશે. તે દિવસથી હમેશને માટે ઘોર અંધકારમાં આ જિગર ડુબી જશે. ના, ના, સુશીલા, મને માફ કર! મનની વાત પૂછ્યા વિના આજે હું તને આ સર્વ વાતો કદાપિ કહેતજ નહિ. સુશીલ, મેં મારી મરજીથી આ બધી વાત તારી પાસે જાહિર કરી નથી, કદાપિ કરત કે નહિ, તે પણ હું જાણી શકતો નથી, પરંતુ મારૂં હૃદય ફાટી જવાથી— ”

કિશોરસિંહ ચૂપ થયો સુશીલસુંદરીએ કશો પણ જવાબ વાળ્યો નહિ. કિશોરસિંહે જોયું કે, સુશીલાનું આખું શરીર મંદમંદ કંપી રહ્યું છે, ગાલોએ પહેલાના કરતાં વિશેષ લાલાશનો ભાવ ધારણ કરી લીધો છે, તેનાં બન્ને નીલ નયનો એકીટસે ધરાતળનું નિરીક્ષણ કરવામાં નિયુક્ત થયાં છે. સુશીલા એક મનથી વિચારી રહી છે. કિશોરસિંહે પહેલાનાં વાક્યોનાં અનુસંધાનમાં ફરીવાર કહ્યું:—

“ જે દિવસથા મારા મનોભાવની આવી સ્થિતિ થવા પામી છે, તે દિવસથીજ હું મરમમાં ને મરમાંજ મરી રહ્યો છું, પીડાતો આવું છું. પણ તેમ છતાં પણ હું મારા મુખપર તેવા ભાવને કદાપિ દેખાવા દેતો નથી. મહામહેનતે મનમાં ને મનમાંજ તે ભાવને હું છુપાવી રાખું છું, અને સદા છુપાવતો આવ્યો છું. પરંતુ સુશીલ, હવે આ પરાધીન જિન્દગી ગાળતાં મને એક જાતની નફરત થઇ આવે છે. મારી ઉમ્મર લગભગ ચોવીસ–પચીસ વરસની થવા આવી છે–ઘણા દિવસ પહેલાંજ મારે મારા ગુજરાનનું સાધન શોધવાની અગત્ય હતી, મારા પોષણનો માર્ગ શોધી કાઢશો ઉચિત હતો. પરંતુ હું નથી જાણતો કે, ક્યા મોહમંત્રે આવીને મારી રસનાને જડ કરી રાખી છે. હું તારા માનનીય પિતાને મારા મનની વાત કહેવાની

ઘણીવાર ઇચ્છા કરૂં છું, પરંતુ કહી શકતો નથી. સ્વદેશ સેવાના કોઈ હિતકર કાર્યમાં મારૂં જીવન ઉત્સર્ગ કરીશ, એવો મારો સદાનો દૃઢ સંકલ્પ છે. લૂટારાઓના ત્રાસથી પોકાર કરતી, રાજા મહારાજાઓના જોર જુલ્મથી હાય નાખતી અને જાલિમ બાદશાહોની પાપલીલાથી નિરંતર ઉત્તપ્ત રહેતી ભારતભૂમિની સેવા માટે અને એ સર્વ અત્યાચારોને અળગા કરવા માટે મેં મારા પંચ પ્રાણની પણ આહુતિ આપી દેવાનો દૃઢ નિશ્ચય આજેજ નહિ, પણ આજથી ઘણાં વરસો પહેલાં કરી રાખ્યો છે. એ સંકલ્પને સાધિત કરવાની મને હજી સૂધી ઘણીવાર ઇચ્છા થઇ આવે છે, અને આ પહેલાં પણ અનેક વાર થઇ આવી છે, પરંતુ મારા દુર્ભાગીથી તેમ થઇ શક્યું નથી. સુશીલ, હવે હું તારા પિતાને બોજારૂપ થઇ રહેવા માગતો નથી. તેમ છતાં હમણાં નહિ, આ દુઃસમયમાં નહિ; જે દિવસ તારા પિતા—મારા જીવનદાતા—ફરીવાર પોતાની પદવીપર જઇ બિરાજશે, સ્થાપિત થશે, જે દિવસ તેના સૌભાગ્યના સૂર્યને પુનઃ ઉદિત થયેલો હું મારી નજરે જોઇશ, તે દિવસથીજ આ તલ્વારની સહાયતાથી, ભવાનીમાતાના પ્રસાદથી એવા જીવનમાં પ્રવેશ કરીશ કે, એથી કરીને કદાચ હું જગતમાં અદ્વિતીય ગણાઇશ, અને તેમ નહિ થાય, તો રણભૂમિમાં અનંતશય્યા પ્રસ્તુત કરીશ. અથવા તારા પિતાના ઋણનો કાંઇક બદલો વાળી આપીશ. જો મારાથી કશો પણ બદલો વાળી શકાશે નહિ, તો પછી તારા ભક્તિભાજન પિતાની પાસે, તમારી સર્વની પાસે સદાને માટે અકૃતજ્ઞ થઇને હું લેશ માત્ર પણ દુઃખ દર્શાવ્યા વિના અનલરૂપી કાલને આલિંગન આપીશ. મનની સઘળી મુરાદોને બર લાવીશ. ”

“ આ શું કહો છો ?–કિશોર! આવી વાત ન બોલો—”

આ વખતે સુશીલસુંદરી સ્થિર રહી શકી નહિ. રૂંધાયલા અવાજથી આંસુથી છલકતી આંખોથી આવા કેટલાંક વાક્યો બોલતી બોલતી મૃણાલતુલ્ય બન્ને ભુજને પહોળા કરી કરુણતા સહિત કિશોરસિંહના ગળા સાથે વીંટાળીને તેણે પોતાના લાલ મુખને તેની ગોદમાં છૂપાવી દીધું. યુવતીની આંખોના આંસુથી યુવકનું અંગ ભીંજાયું. યુવક પણ રડી પડયો. રડતાં રડતાં દુઃખ ભરેલા અવાજથી યુવકે કહ્યું કેઃ–“ હું ઘણો દુર્ભાગી છું ! ના, ના, સુશીલ, તને જેથી મનમાં દુઃખ થતું હશે, તેવું કામ હું કદાપિ કરીશ નહિ. કરી શકીશ પણ નહિ. કહે, કહે કે, હવે મારે શું કરવું પડશે ? ”

" તમે અમારો ત્યાગ કરીને કદાપિ ક્યાંય પણ જઇ શકશો નહિ." સુકોમળ કંઠથી સુશીલાએ કહ્યું.

" તું મને રહેવાનું કહે છે? "

" હા, કહું છું."

" રહીશ."

આથી સુશીલસુંદરી અભુતપૂર્વ આનંદથી ઉન્માદિની બની ગઈ. સુશીલાના મનનો અંધકાર દૂર થયો. આજે આટલા દિવસ પછી સુશીલા જાણી શકી કે, કિશોરસિંહ તેને ભાઇની નજરથી જોતો નથી, અને તે પોતે પણ તેને ભગિની તરીકે ચહાતી નથી. તેમનો પરસ્પરનો પ્રેમ, ભાઇ બહેનમાં સચરાચર જેવો સ્નેહ, જેવો પ્રેમ હોઇ શકે છે, તેવો નથી. સ્નેહ કિંવા પ્રેમ સર્વથા વિભિન્ન ઉપાદાનથી સરજાયલો છે. એ સ્નેહની મૂર્તિ સ્વતંત્ર છે, પ્રકૃતિ સ્વતંત્ર છે, અને પરિણામ પણ સ્વતંત્ર છે. આટલા દિવસ પછી બન્ને જાણી શક્યાં કે, તેમનો સ્નેહ અકૃત્રિમ, અપ્રમેય, અપાર્થિવ, અનન્ય અને સુલભ છે. એ સ્નેહનો આદિ નથી, અંત નથી, ક્ષય નથી અને લય પણ નથી. આજે ઘણા દિવસો પછી તેઓ એક બીજાનાં મનનો ભાવ જાણી શક્યાં. બન્ને બન્નેનાં હૃદયને ઓળખી શક્યાં. આટલા દિવસ પછી બન્ને જણાં સમજી શક્યાં કે, સુશીલા આજસુધી કિશોરસિંહને શા કારણથી તેનું નામ લઇને બોલાવતી નહોતી. આટલા દિવસ પછી બન્નેના જાણવામાં આવી ગયું કે, તેમના સ્નેહના સંબંધમાં કયું અજ્ઞાત કારણ આવીને અંકુરિત થયું હતું. પરંતુ સમજી શક્યાં નહિ માત્ર એટલુંજ કે, તે અંકુરમાંથી પરિણામે શું ફળ આવી ઉત્પન્ન થશે.

આજે જો વરુણસિંહે પોતાના માટે કોઇ પ્રશસ્ત ગૌરવક્ષેત્રને જગતમાં પ્રસારિત કરવા માટે ભગિની પાસેથી વિદાયગીરી માગી હોત, તો તેથી કુમારી સુશીલા આવી સ્થિતિમાં જરા પણ મલિન મુખમુદ્રા કર્યા વિના સ્નેહપૂર્વક આલિંગનથી સહોદરને વિદાયગીરી આપી શકત; તેના મનમાં કે હૃદયમાં કશું પણ દુઃખ ઉપજવા પામત નહિ. પરંતુ કિશોરસિંહ અમુક મુદત પછી તેમની પાસેથી વિદાયગીરી માગશે, એવી આશંકાથી તેનું અંતર આજે આકુળ થઇ ઊઠયું. વિદાય થશે એવા શબ્દો સાંભળીને બાલિકાનું હૃદય વિદીર્ણ થઇ જવા આવ્યું. વિદાયની વાત યાદ આવતાંજ સુશીલાનું સરલ હૃદય રડી પડ્યું. એ કારણથીજ સુશીલાએ જાણ્યું કે, તેમનો એક બીજાનો સ્નેહ કાંઇ જૂદાજ પદાર્થથી બંધાયલો છે. એ સ્નેહ ભાઇ—બહેન

વચ્ચે જે સ્વાભાવિક સ્નેહ હોય છે, તે સ્નેહનું પરિણામ નથી, પરંતુ અકૃત્રિમ પ્રણયનો અનંત પ્રવાહ છે.

બે ઘટિકા જેટલો સમય વીતી ગયો. એ બે ઘડી સૂધી બન્ને નવીન પ્રેમિકો પરસ્પર પરસ્પરના ગળામાં હાથ નાંખીને તે લીલોતરીવાળા ઘાસપર બેસી રહ્યાં. બે ઘડીને માટે બન્નેનું બાહ્ય જ્ઞાન તિરોહિત થયું. થોડી વાર થઇ એટલે વરુણસિંહ તે દીવાનીની શોધમાંથી પાછો ફરી તેમની નજીકમાં આવી ઊભો રહ્યો; બન્ને પ્રેમિકોની તે તરફ નજર પણ નહોતી, તેઓ પરસ્પર પોતપોતાની ચિંતાના પ્રવાહમાંજ ડૂબી ગયાં હતાં, તણાઇ રહ્યાં હતાં. બન્ને એક બીજાંના મનમાં મદથી ઉન્મત્ત બની ગયાં હતાં, ઘેલાં થઇ ગયાં હતાં. થોડીવાર સૂધી ઉભાં ઉભાં વરુણસિંહે જે કાંઇ જોયું, તે તેને તેના માટે અસહ્ય જણાવા લાગ્યું. તેની ભગિની એક અજાણ્યા કુળના પારકાના અન્નથી પોષાતા યુવકની બાથમાં દબાયલી છે! અતિ અસહ્ય! પરંતુ વરુણસિંહ ઘણા ઘણા વિચારો કરી મનમાં ઉપજેલા વિષમભાવને છુપાવી તથા ઘણી મહેનતે પોતાના ઉદ્વેગ અને આવેગને દબાવી ધીમે ધીમે કિશોરસિંહની પાસે આવી ઉદાસ મનથી બોલ્યો:—"કેમ, હવે ઘરભણી આવવું નથી?"

અકસ્માત્ વરુણસિંહને સ્હામો ઉભેલો જોઇને કિશોરસિંહ તથા સુશીલા બન્ને જણાં છેક જંખવાણાં પડી ગયાં. ગભરાટથી બન્ને એક બીજાનાં ગળાંને છોડી દઇને એકદમ ઉભાં થઇ ગયાં. કિશોરસિંહે ત્યાર પછી સહજ ધીમા અને શરમ ભરેલા અવાજથી પૂછ્યું:—"કેમ દીવાનીનો કાંઇ પત્તો મળ્યો કે?"

"ના."

"ત્યારે આટલી બધી વાર શાથી લાગી?"

"પછીથી કહીશ; વખત ઘણો વીતી ગયો છે, માટે હાલ તરત તો ઘર તરફ ચાલો."

વરુણસિંહ, કિશોરસિંહ અને સુંદરીસુશીલા આનંદપૂરના રાજમહાલય તરફ પાછાં ફર્યાં. હજી તેઓ અર્ધક રસ્તે આવ્યાં હતાં, એવામાં એકાએક તેમની સન્મુખ તે અદ્ભુત રમણી દેખાઇ આવી.

દીવાનીને જોતાંની સાથેજ કિશોરસિંહ ઓળખી જવાથી અજાયબીની સાથે બોલી ઊઠયો કે:—"આજ આપણી તે દીવાની! કાલે આપણે પર્વતપર આનેજ જોઇ હતી. કેમ વરુણ, આનીજ તપાસમાં તું ગયો હતો ને?"

"હા. આજ તે દીવાની! આનીજ શોધમાં હું ગયો હતો."

વરુણુસિંહની આવી વાત સાંભળતાંની સાથેજ દીવાની અટ્ટહાસ્ય કરીને વરુણુસિંહ તરફ જોતી બોલી ઊઠીઃ–"આ તારી બહેન છે! હા–હા–હા, સુંદર અને દિવ્ય કન્યા છે ને શું! હજી તો તે કુમારી હોય એમ જણાય છે."

"હા, કોની સાથે એનાં લગ્ન થશે કહે જોઇએ ?"

દીવાની કિશોરસિંહના તરફ આંગળી ચીંધી હસતી હસતી એકદમ દોડીને નજીકના જંગલમાં અદશ્ય થઇ ગઇ. વરુણુસિંહે ગુસ્સાથી લાલચોળ થયેલાં લોચનોથી કુટિલ કટાક્ષ કરી તેના તરફ તીવ્ર દષ્ટિપાત કર્યો. પરંતુ એ રોષાગ્નિ ઉન્માદિનીને ભસ્મીભૂત કરી શક્યો નહિ!

એકાદ કલાકમાં તેઓ ત્રણે જણાં રાજમહાલયમાં પાછાં આવી પહોંચ્યાં. સુશીલાએ અન:પુરના દ્વારમાંથી પોતાના ઓરડામાં પ્રવેશ કર્યો. વરુણુસિંહ થોડી વાર આમતેમ ફરીને છેવટે પોતાના પિતાની પાસે આવી હાજર થયો.

× × × × ×

× × × ×

× × × × ×

તે દિવસે સાંઝેજ કિશોરસિંહના સાંભળવામાં આવ્યું કે, હવેથી તે રણુધીરસિંહના કુટુંબની સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ રાખી શકશે નહિ.

---

## પંચમ પ્રસંગ

### નિશાનું અવસાન

---

एकस्य दुःखस्य न यावदन्तं गच्छाम्यहं पारामिवार्णवस्य ।
तावद् द्वितीयं समुपस्थितिंमे......................."

(हितोपदेश)



સંધ્યા વીતી જવા આવી હતી. કિશોરસિંહ તેના પોતાના ઓરડામાં બેસીને ઉદ્વિગ્ન મનથી ચિંતા કરી રહ્યો હતો. અનેક વાતો તેના મનમાં યાદ આવતી હતી; અનેક વ્યથાઓથી તેનું હૃદય વ્યથિત થઇ રહ્યું હતું, તે વિચારતો હતો કે, તેનો દયાળુ પાલક રણુધીરસિંહ

એકાએક આવો નિષ્ઠુર શાથી થયો ? શા કારણથી હું હવે તેના કુટુંબની સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ નહિ રાખી શકું ? વરુણસિંહે આખા દિવસમાં એકવાર પણ તેની સાથે મુલાકાત કેમ ન કરી? સરલા સુશીલાએ ભણાવવા માટે આજે તેને શાથી ન બોલાવ્યો ? તેને બોલાવવા માટે આજે તેણે કોઇ પણ માણસને પણ કેમ ન મોકલ્યો ? શું થયું ?–તેણે તેમની સર્વની પાસે એવો તે શો મોટો અપરાધ કર્યો હતો ?

કિશોરસિંહ એકલો બેઠો બેઠો ઘણી જાતની ચિંતાઓ કરી રહ્યો હતો, એવામાં ધીમે ધીમે તેના ઓરડાનું દ્વાર ઉઘાડી રણધીરસિંહના એક રસોઇઆ બ્રાહ્મણે તે ઓરડામાં પ્રવેશ કર્યો. બ્રાહ્મણને આવકાર આપી કિશોરસિંહે હાથ જોડી માથું નમાવીને કહ્યું કેઃ—
" મહાશય પ્રણામ ! "

બ્રાહ્મણે ડાબો હાથ ઉપાડી યથારીતિ આશીર્વાદ આપી કહ્યુંઃ-
"જ્યોસ્તુવત્સ !"

" શી ખબર લાવ્યા છો ?"

" જમવું નથી ? "

" આ સંસારમાંથી મારૂં અન્ન ઉઠી ગયું છે. ઘરના માલિકે હુકમ ફરમાવ્યો છે કે, હું હવે આ સંસારમાં હવે કોઇ પણ રીતે રહી શકીશ નહિ—"

આમ કહેતાં કહેતાં કિશોરસિંહની છાતી આંસુથી ભીંજાઇ ગઇ. કંઠ રુંધાઇ જવા આવ્યો. તેનાથી હવે વિશેષ કશું પણ બોલી શકાયું નહિ.

બ્રાહ્મણનું નામ શાંતિપ્રસાદ હતું. શાંતપ્રસાદે કહ્યુંઃ–" તમે રડો નહિ–તમારી આંખોમાં આંસૂ જોઇને મારી છાતી ફાટી જાય છે. માલિકે કોણ જાણે શા કારણથી આવો હુકમ ફરમાવ્યો છે, એ બાબતમાં અમારાથી તો કશું પણ સમજાતું જ નથી. જેને પ્રાણથી પણ વધારે ચાહે છે, મોટા કુમારના કરતાં પણ વધારે જેનાપર સ્નેહ દર્શાવે છે, દરેક વિષયમાં જેની સલાહ લઇને ચાલે છે, તેને આજે અચાનક આવી વાત શા કારણથી કહી સંભળાવી ? તેને હું એકવાર પૂછી આવું છું કે, આવો અસહ્ય અત્યાચાર તેણે શા કારણથી ગુજાર્યો છે ! હું હમણાંજ બધી હકીકત જાણીને પાછો આવું છું, તમે અહીં થોડીવાર બેસો."

આમ કહીને બ્રાહ્મણ શાંતિપ્રસાદ તે ઓરડીમાંથી બહાર નીકળી ચાલ્યો ગયો. કિશોરસિંહ ફરીવાર પોતાના ઓરડામાં એકલો પડયો.

તેણે ફરીવાર ચિંતાના મહા ભયંકર અને દુર્દમનીય પ્રવાહમાં પોતાના નિર્દોષ હૃદયને તરતું મૂકી દીધું.

પૂરો એક પ્રહર વીતી ગયો. એક પ્રહર પછી શાંતિપ્રસાદે ફરી વાર તેના ઓરડામાં પ્રવેશ કર્યો. શાંતિપ્રસાદે આવીને તેની શય્યાની એક બાજુપર બેસીને કહ્યું કેઃ–" દયાળુ રણધીરસિંહ મહાશયે તમને તેમનું કુટુંબ ત્યાગીને ચાલ્યા જવાનો હુકમ ફરમાવ્યો નથી. તેમ છતાં પણ આજથી હવે તમે તેમના કોઇપણ સાંસારિક કામમાં હસ્તાક્ષેપ કરી શકશો નહિ; તેમની કન્યા કે પુત્રની સાથે મુલાકાત પણ કરી શકશો નહિ; આ ઓરડામાંજ તમારે એકલા રહેવું પડશે; ઘરનાં કોઇ પણ માણસની સાથે કશો પણ સંબંધ તમારાથી રાખી શકાશે નહિ; તમારા ગૃહમાંજ તમારે રહેવું પડશે, જ્યારે તમને કાંઇ પણ જરૂર પડે ત્યારે મને કહેજો, એટલે હું તમને જે જોઇશે તે લાવી આપીશ. જ્યાં સૂધી માલિક બીજો કાંઇ પણ હુકમ ન ફરમાવે, ત્યાં સૂધી તમારે આવીજ રીતે રહેવું પડશે. સમજ્યાને ? "

ક્ષણવાર સૂધી ઘેલા મનથી અને ઉદાસ મુખથી શાંતિપ્રસાદના મુખ તરફ નજર કરી કિશોરસિંહે શોકાતુર તથા ગંભીરતાભરેલા અવાજથી કહ્યું કેઃ–" શાંતિ મહાશય ! તેમના હુકમને હું દરેક રીતે મારા શિરપર ચઢાવું છું. હું અકૃતજ્ઞ નથી, હજી સૂધી નિમકહરામ થયો નથી અને થઇશ પણ નહિ; તેમની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને હું રવરવ નરકનાં દ્વાર ખુલ્લાં કરીશ નહિ. તમે તેમને જણાવજો, મારા સદાના પાલક અનાથબાંધવ રણધીરસિંહને જણાવજો કે, જ્યાં સૂધી મારા આ દેહમાં જીવન હશે, ત્યાં સૂધી મને તેમની આજ્ઞા શિરોધાર્ય છે. તેમણે જે હુકમ ફરમાવ્યો છે, તથા હવે પછી પણ જ્યારે તેઓ જે કાંઇ હુકમ ફરમાવશે, તે ન્યાયી છે કે અન્યાયભરેલી છે, તેનો કશો પણ વિચાર કર્યા વિના હું તરતજ તેનું પ્રતિપાલન કરીશ. કૃપા કરીને મારી આટલી વાત તમે તેમને અવસ્ય જણાવશો, હવે તમો જાઓ; હું આજે હવે કાંઇ પણ આહાર કરીશ નહિ."

બ્રાહ્મણ ઉઠી ઉભો થયો. ધીમે ધીમે ઓરડાના દ્વારને ઉઘાડીને ફરીવાર તેને ધીરે ધીરે બંધ કરીને તે રણધીરસિંહના ઓરડા તરફ ચાલ્યો ગયો. બ્રાહ્મણના ચાલ્યા જવા પછી કિશોરસિંહ પુનઃ વિચાર કરવા બેઠો. તે વિચારવા લાગ્યો કેઃ–" હું કોણ છું ? મારા પિતા કોણ ? રણધીરસિંહની સાથે મારો શો સંબંધ ? સુશીલસુંદરી મારે શું થાય છે ! "

ત્યાર પછી તે વિચારી શક્યો નહિ. તેના બન્ને કોમળ ગાલ પરથી ચોધારાં આંસૂ વહી નીકળ્યાં. અશ્રુજળથી તેનું વિશાળ વૃક્ષઃ સ્થળ ભીંજાઇ ગયું. ત્યારે તે પથારી પરથી ઉઠીને પોતાના ઓરડામાં આમતેમ ટહેલવા લાગ્યો. ટહેલતાં ટહેલતાં તે કાંઇક વિચાર કરીને બોલી ઉઠયો કેઃ—" ઠીક થયું છે!"

ત્યાર પછી તે પોતાના પરાધીન જીવનને ધિક્કાર આપતો વિચારવા લાગ્યો કેઃ—" જો હું આજે રણધીરસિંહનો પોતાનો પુત્ર હોત, તો તેથી મારા સર્વ અપરાધોની હું આજે અવશ્ય ક્ષમા માગી શકાત અને મને ક્ષમા પણ મળી શકત; અથવા જો હું કૃતજ્ઞતાનો ગુલામ ન બન્યો હોત, તો આ ક્ષણેને આ પળેજ રણધીરસિંહના કુટુંબનો પરિત્યાય કરીને ગમે ત્યાં ચાલ્યો જાત અને મારા ગુજરાનનું સાધન પણ પેદા કરી શકત. પરંતુ, આવી હાલતાં જો હું માફીનો ભીખારી થઇશ, અને જો મારી માફીની માગણી મંજૂર નહિ થાય, તો પછી મારા તે અપમાનને મારાથી કોઇ પણ રીતે સહી શકાશે નહિ, તેમજ તેનું શમન કરવા યોગ્ય સ્થાન પણ મારી પાસે રહેશે નહિ. વળી જો બીજે ક્યાંય પણ ચાલ્યો જઇશ, તો પણ આ સંસારમાં અકારણ મારે સહુની પાસે અપરાધી થઇને રહેવું પડશે; સદાને માટે વ્યર્થ કલંકને મારે મારા શિરપર વહન કરવું પડશે. વળી, રણધીરસિંહના હુકમને ન બજાવતાં જો હું કોઇ પણ પ્રકારે તેમનાથી સ્વચ્છંદી થઇને વર્ત્તીશ, તો તેથી પણ સદાને માટે મારે ધર્મના માર્ગમાંથી નીચા પડવું પડશે, ચિરકાળ સૂધી મારે આ દુનિયામાં નિમકહરામ નરાધમ થઇને જિન્દગી વીતાડવી પડશે, માટે હવે મારે કરવું શું? શું કરવું? કયા ઉપાયનું અવલંબન કરવું?"

કિશોરસિંહ વિચારતો હતો કે, 'શું કરવું'—ઓરડાની એક બાજૂથી બીજી બાજૂ સૂધી ટહેલતો હતો અને વિચારતો હતો કે, શું કરવું? છેવટે ફરજ અદા કરવાની ખાતર તેણે રણધીરસિંહના હુકમને બજાવવાનોજ પાકો નિશ્ચય કર્યો. સુશીલતાની પાસે કરેલી પ્રતિજ્ઞાનું સ્મરણ કરી, તે દારુણ અપમાનનો ભાર વહન કરીને પણ રણધીરના પરિવારમાંજ રહેવાનો તેણે નિશ્ચય કર્યો. વળી આ સર્વ વિચારો કરતાં પહેલાંજ તે બ્રાહ્મણ શાંતિપ્રસાદની આગળ પહેલેથીજ બોલી ગયો હતો કેઃ—" માલિકનું ફરમાન મારા શિરપર ચઢાવું છું."

કિશોરસિંહ ફરીવાર પથારી પર આવી બેઠો—તે હજી બેઠો હતો, એવામાં શાંતિપ્રસાદ તેને માટે રાંધેલા અનાજનો એક થાળ

લાવીને તે ઘરમાં દાખલ થયો. અનાજ જોઇને કિશોરસિંહે કહ્યું કે:–"વળી આ બધું શા માટે લાવ્યા? મેં તો આજે રાત્રે કાંઇ પણ ખાવાની ના પાડી હતી—"

"ના, કાંઇ ન ખાઓ, એ તે કંઇ ચાલી શકે ખરૂં કે? રાત્રે ભૂખ્યા રહેવાય નહિ. માલિકને મેં તમારી બધી વાત કહી દીધી છે. તેઓ તેથી થોડી વાર સુધી ચૂપ રહ્યા પછી બોલ્યા હતા કે, તમને જ્યારે જે કાંઇ વસ્તુની જરૂર પડે તે મારી પાસેથી માગી લેજો. ઘરનાં માણસો જેવી રીતે તમારો માન મરતબો જાળવતાં આવ્યાં છે, તેવીજ રીતે જાળવશે. તમને કોઇ પણ પ્રકારનું દુઃખ થશે નહિ. જેવી રીતે અત્યાર સુધી તમને ખાવા પીવાનાં અને પહેરવા ઓઢવાનાં સાધનો પૂરાં પાડવામાં આવ્યાં છે, તેવીજ રીતે હજી પણ તમને દરેકે દરેક જોઇતાં સાધનો બરાબર વખતસર મળતાં રહેશે. તેમ છતાં પણ જ્યાં સુધી તેમની ફરીવાર આજ્ઞા નહિ થાય, ત્યાં સુધી તમારે તમારા આ ઓરડામાં એકલાજ વસવું પડશે. હશે, હવે એ બધી વાતોનું વિસ્મરણ કરો અને જે ભાવે તે થોડું ઘણું ખાઈ લો."

કિશોરસિંહ જાણતો હતો કે, રણધીરસિંહ અદ્વિતીય ઉદાર સ્વભાવનો પુરુષ છે. જ્યારે કોઇ પણ મનુષ્યે તેમની પાસે ગમે તેવો ભયંકર અપરાધ કર્યો છે, ત્યારે તેઓ તે મનુષ્ય પર માત્ર થોડીવારને માટેજ ગુસ્સે થયા છે અને ક્ષણવાર પછી પાછા તેમણે પોતાના તે ગુસ્સાને દબાવી દઇને ઉલટી રહેમદિલી દેખાડી છે. ગમે તેવો ભયંકર ગુન્હો કરવા છતાં પણ તેઓ ફક્ત થોડીવારમાંજ પોતાના ક્રોધને દૂર કરી ગુન્હેગાર તરફ પહેલાનાંજ જેવોજ સ્નેહ દર્શાવવામાં કદાપિ સંકુચિત થયા નથી. અત્યારે ઉપસ્થિત થયેલા વિષયમાં પણ તેમની મહત્ ઉદારતાનો પરિચય મેળવીને કિશોરસિંહ અત્યંત પ્રસન્ન થયો, તેણે મનમાં ને મનમાંજ એક પ્રકારના અપૂર્વ આનંદનો અનુભવ કર્યો, તથા મનમાં ને મનમાંજ પોતાને તથા પોતાના મહત્ પોષક પિતાને આંતરિક ધન્યવાદ આપીને ખુલ્લી રીતે બ્રાહ્મણને સંબોધીને કહ્યું:–"શાંતિપ્રસાદ મહારાજ? સુશીલા ક્યાં છે, તે તમો જાણો છો કે?"

"સુશીલાનું શરીર કાંઇક અસ્વસ્થ થવાથી તેણે આજે બીજો કશો પણ આહાર કર્યો નથી, તે અત્યારે કમલાની પાસે સૂતેલી છે."

"સુશીલાની તબીયત નાદુરસ્ત થઇ છે!" અજાયબી અને

ગભરાટની સાથે કિશોરસિંહે પૂછ્યું:–"સુશીલાની તબીયત નાદુરસ્ત થઇ છે? અને વરુણુ—"

"તે બાપૂની પાસે બેસી અત્યાર સુધી કાંઇક વાત કહેતો હતો, પણુ મને જોઇને ચૂપ થઇ ગયો હતો. તેનું મન આજે જાણે કાંઇક ભારી ભારી—"

"સારૂં, તમે હવે અહીં આવો." કિશોરસિંહે બ્રાહ્મણુને બોલતો અટકાવી વચ્ચમાંજ કહ્યું.

બ્રાહ્મણુ અન્ન–વ્યંજન આદિ ઓરડાની એક બાજૂએ મૂકી કિશોરસિંહને આહાર કરવાનો વારંવાર આગ્રહ કરી ત્યાંથી ચાલ્યો ગયો. કિશોરસિંહ ઓરડાના દ્વાર બંધ કરી શય્યાપર આવી ફરીવાર બેઠો.

ફરીવાર તે મહા વિચારમાં પડી ગયો. હવે તે વિચારવા લાગ્યો કે:–"સુશીલાની તબીયત અસ્વસ્થ થઇ છે. તેનું શરીર સારૂં નથી. તેને જે અસુખ થયું છે તે શારીરિક હશે કે માનસિક હશે? સુશીલા કમલાની સાથે તેના પોતાના ઓરડામાં સુતેલી છે–કેમ? તેના અસુખનું કારણુ, શું તેના પિતાની કઠોર આજ્ઞા તો નહિ હોય? શા માટે આમ થયું?"

કિશોરસિંહ ધારતો હતો કે, એ બધું તેના પોતાનાજ દોષથી થયું છે. તેજ બધા બુરા બનાવોનું મૂળ છે. તેના મનમાં એવી ઇચ્છા થઇ આવી કે, એકવાર દોડી જઇને હું સુશીલાને જોઇ આવું, મારી સુશીલાને એકવાર સાંત્વન આપી આવું. પરંતુ, તે તો તદ્દન અસંભવિત હતું. તેનાથી તેના ઓરડામાંથી ઘરના માલિકની આજ્ઞા વિના બહાર નીકળીને સુશીલાની મુલાકાત કરી શકાય તેમ નહોતી, મુલાકાત કરવાનો કાંઇ ઉપાય પણુ નહોતો. આવો વિચાર આવતાં તેની આશાની નૌકા નિરાનંદમાં નિમગ્ન થઇ ગઇ, ફરીવાર તેણે જગતને શાંતિનો સ્વાદ આપનારા, દુઃખીને દિલાસો દેનારા રોદનનો આશ્રય લીધો. તે હૈયાને મોકળું મૂકી આંખોમાંથી ચોધારાં આંસુ વરસાવવા લાગ્યો.

ફરીવાર કેટલોક વખત વીતી ગયો. થોડીવાર પછી તેણે પુનઃ વિચાર કરવાનો આરંભ કર્યો:–"રણુધીરસિંહે મને પોતાના કુટુંબમાંથી તદ્દન દૂર કેમ ન કરી દીધો? મને સંસારમાં રહેવાનો હુકમ શા માટે ફરમાવ્યો? આવી રીતે સર્વથી અળગા થઇને રણુધીરસિંહના પરિવારમાં મારે શા માટે રહેવું જોઇએ? ત્યારે શું સુશીલાને અહીંથી બીજે કોઇ પણુ સ્થળે મોકલી આપવામાં આવશે? ના, ના, વૃદ્ધ રણુ-

ધીરસિંહ, પોતાના હૃદયથી હૃદયની પુતળી સુશીલાને કદાપિ આંખોથી અળગી થવા દેશે નહિ. મારેજ તેના કુટુંબમાંથી દૂર થવું પડશે, કોઇ અજાણ્યા અને દૂરના દેશાવરમાં ચાલ્યા જવું પડશે. પણ જો એમજ હોય તો પછી મને એવોજ હુકમ શા માટે ન ફરમાવવામાં આવ્યો! આ આનંદપૂરને છોડીને બીજે કોઇ પણ સ્થળે ચાલ્યા જવાનું ફરમાન કેમ ન ફરમાવવામાં આવ્યું? જે સંસારમાં રહીને કાંઇ પણ કરી શકે તેમ નથી, સંસારમાં રહીને જેનાથી પોતાની નામના કરી શકાય તેમ નથી, કર્ત્તવ્ય બજાવી શકાય તેમ નથી, તેને સંસારમાં રહી ભારરૂપ થવાનું શું પ્રયોજન છે!"

એ રહસ્યનો મર્મ શું? કિશોરસિંહ એનો કાંઇ પણ પત્તો મેળવી શક્યો નહિ. ઘણા ઘણા વિચારો કરવા છતાં પણ, તેના દુઃખના-ચિંતાના ભારથી દબાયલા મગજમાં કશો પણ ખ્યાલ આવ્યો નહિ.

કિશોરસિંહ ફરીવાર ઉઠીને ઉભો થયો. ઉભા થઇને તેણે વિચાર્યું કે;-"બ્રાહ્મણ સંભાળીને આગ્રહપૂર્વક ખાવાનું મૂકી ગયો છે, માટે જો એને ગ્રહણ નહિ કરૂં તો બ્રાહ્મણનું અપમાન થશે. વળી ખાધા વિના કેટલાક દિવસ ચાલી શકશે, આજે નહિ તો કાલે તો પાછું ખાવુંજ પડશે."

આ પ્રમાણે વિચાર કરીને તે જમવા માટે પાટલા પર આવી બેઠો. રૂચિ પ્રમાણે થોડો ઘણો આહાર પણ કર્યો. આહાર કરી રહ્યા પછી આચમન કરવા માટે ઓરડાનું પાછળનું દ્વાર ઉઘાડીને તે ઓરડાની પાછળ આવેલા સરોવર તરફ જવા માટે રવાના થયો.

રાત્રિનો બીજો પ્રહર વીતી ગયો હતો. અજવાળીયાની પ્રતિપદાનો દિવસ હતો, એથી તે એક પ્રકારે અમાવાસ્યાની રાત્રિ સમાનજ હતી. પ્રકૃતિદેવી ગાઢ અંધકારના જાળથી છવાઇ ગઇ હતી; માત્ર નજીકનું આકાશનું આંગણું નક્ષત્રોના સમૂહના ઝાંખા તેજથી કાંઇક ઝળહળી રહ્યું હતું અથવા ગંભીર પ્રકૃતિના સુવર્ણજડિત આસ્માની રંગના અંબરથી સમસ્ત જગત્ ઢંકાઇ ગયું હતું. કિશોરસિંહ ઓરડાની પાછળજ હાથ મુખ ધોઇ શકે તેમ હતો. પરંતુ તેમ ન કરતાં તે હાથમાં એક સુંદર કળશ લઇને સરોવરના કિનારા તરફ ચાલ્યો. આચમનાદિ સમાપ્ત કરી પાછા ફરવા માટે તે ઘાટપર ઉભો હતો, એવામાં તેણે જોયું કે, પોતાનાથી થોડેક દૂર કોઇ એક વસ્તુનો પ્રકાશ પડી રહ્યો છે. આવી અંધારી રાત્રે ખુલ્લા ઉપવનમાં

અસંભવિત પ્રકાશની રશ્મિ જોઇને કિશોરસિંહના હૃદયમાં અત્યંત વિસ્મય અને કૌતુહલનો સંચાર થયો. તે એનું કારણ નિરૂપણ કરવા માટે પાણીની ભરેલી ઝારીને સરોવરના ઘાટપરજ મૂકીને, જે દિશામાંથી તે પ્રકાશની જ્યોતિ આવતી હતી, તે દિશામાં ધીમે ધીમે ચાલવા માંડયો. પરંતુ જેમ જેમ તે તે પ્રકાશની જ્યોતિને તાકીને આગળ વધવા લાગ્યો, તેમ તેમ તે જાણે વિશેષ દૂર સરી જવા લાગી. પ્રકાશમાળા પણ તેની નજર આગળથી તદ્દન દૂર થઇ નહિ, તે પણ તેની પાછળ જવામાં પાછો પડયો નહિ. આ પ્રમાણે લગભગ અર્ધો પહોર વીતી ગયો. અર્ધા પહોર સુધી તે અજાયબી ભરેલા અને અનૈસર્ગિક પ્રકાશની પાછળ જતાં જતાં છેવટે તે ખુલ્લા ઉપવનના છેડાપર આવેલા દુર્ગના ગુપ્ત દ્વારની નજીકમાં આવી પહોંચ્યો. દ્વારની પાસે આવી તેણે જે જોયું, તેથી તેનો ભય, અજાયબી અને કૌતુહલ આદિ સર્વ પહેલાના કરતાં સેંકડોગણું વધી ગયું. તેણે જોયું કે, તે ગુપ્ત દ્વાર ઉઘાડું હતું–દ્વાર પાસેના બહાર આવેલા પ્રદેશમાં પગથી માથાં સુધી પીળાં વસ્ત્રથી ઢંકાયલી એક કદાવર મનુષ્યની મૂર્ત્તિ ઉભી હતી અને આ પહેલાં કદાપિ ન જોયેલી એવી અદ્દભુત મૂર્ત્તિની નજીકમાં જ તે અનૈસર્ગિક આલોકરશ્મિ દૃષ્ટિગોચર થઇ રહી હતી! તે ગંભીર મધ્ય રાત્રે આ પ્રકારના અનૈસર્ગિક દશ્યનાં દર્શન થવાથી કિશોરસિંહ કિંકર્ત્તવ્યવિમૂઢ થઇ ગયો અને કેટલીક વાર સુધી પત્થરની પૂતળીની પેઠે તે સ્થળેજ ઉભો રહ્યો. પરંતુ ક્ષણવારમાં પોતાની અસાધારણ બુદ્ધિ અને બળથી હૃદયમાં અસીમ સાહસને ધારણ કરી લેશ માત્ર પણ ભયભીત ન થતાં તે મૂર્ત્તિની સ્હામો જઇ પુરુષ મૂર્ત્તિને સંબોધીને દૃઢ હૃદયથી તથા દૃઢ સ્વરથી તે બોલ્યોઃ–"હે! અજાયબી ભરેલી અદ્દભુત અને અસ્વાભાવિક પુરુષમૂર્ત્તિ તમે કોણ છો? શા કારણથી અહીં આવ્યા છો? મને તમારો પરિચય આપો. મેં આ પહેલાં તમને કદાપિ જોયા હોય, એવું મારા સ્મરણમાં નથી. કહો, કહો, મહામૂર્ત્તિ, સત્વર કહો કે, તમે મારી પાસેથી કઇ વસ્તુ પ્રાપ્ત કરવાની ઇચ્છા ધરાવો છો! મારી અજાયબીને વધારીને મને તમે તમારી પાછળ ક્યાં સુધી લઇ જવા માગો છો?"

પણ કિશોરસિંહના પ્રશ્નનો ઉત્તર ન મળ્યો. મનુષ્યની મૂર્ત્તિ અચલ ઉભી રહી. એ જોઇને કિશોરસિંહે ફરીવાર પૂછ્યું કેઃ–"તમે કોણ છો અને શું માગો છો?" તથાપિ તે પહેલાંની માફક નિરુત્તરજ રહી, નિશ્ચલજ રહી. કિશોરસિંહે છેવટે ત્રીજીવાર પ્રશ્ન પૂછ્યો. એ

વખતે અચલ મૂર્ત્તિએ પોતાનો ડાબો હાથ પસારીને કિશોરસિંહને પોતાની પાછળ પાછળ ચાલ્યા આવવાનો ઇશારો કર્યો. કિશોરસિંહ સર્વદા અસીમ સાહસી હતો અને ચિરકાલથી તે નવાં નવાં કૌતુહલો જોવાને ઘણોજ ઉત્કંઠિત હતો, કૌતુહલ પ્રિય હતો; એથી આ રાત્રિના અવસાનનું પરિણામ જોવા માટે તે કાંઇ પણ વાંધો ઉઠાવ્યા વિના ધીમે ધીમે આગળ વધવા લાગ્યો. મૂર્ત્તિ પણ ધીરે ધીરે તેને રસ્તો બતાવતી આગળ વધવા લાગી. પ્રકાશની જ્યોતિ પણ ધીમે ધીમે સરી જવા લાગી. પરંતુ કિશોરસિંહ જેમ જેમ ધારવા લાગ્યો કે, હમણાંજ હું આ મનુષ્યની મૂર્ત્તિ પાસે જઇ પહોંચીશ, હમણાંજ તેને પકડી પાડીશ, હમણાં જ તેને ઓળખી જઇશ, હમણાંજ તેના ભેદને જાણી શકીશ; તેમ તેમ તે અદ્દ્ભુત મૂર્ત્તિ જાણે પોતાનાથી ઘણી વિશેષ દૂર પડી ગઇ હોય, એવો ભાસ તેને થવા લાગ્યો. આવી રીતે આખરે તેઓ એક ગીચ અને ઘટાદાર જંગલમાં દાખલ થયા. જંગલમાં થોડેક દૂર ગયા પછી કિશોરસિંહે જોયું કે, પોતાની સ્હામે એક મોટો સમાધિસ્તંભ ઉભેલો છે. આનંદપૂરમાં આવીને તેણે સાંભળ્યું હતું કે, એ સ્તંભ રાજા ભૂપસિંહના સ્વર્ગીય સહોદર રાજા દેવેન્દ્રસિંહ તથા તેની મૃત પત્નીના સ્મરણાર્થે નિર્મિત કરવામાં આવ્યો છે. તેમનાં બન્નેનાં શી રીતે મૃત્યુ થયાં છે—તેઓ કેવા ઉચ્ચ અને મહત્ સ્વભાવનાં માણસો હતાં, તેનો આદિથી અંત સુધીનો સર્વ વૃત્તાંત તે સ્તંભની શિલાપર કોતરવામાં આવ્યો હતો. કિશોરસિંહે આ બધું સાંભળ્યું હતું ખરૂં, પરંતુ તેણે અત્યાર સુધીમાં કોઇ દિવસ પણ આ તરફ આવીને આ સ્તંભ તથા સ્તંભપર લખેલી અદ્દ્ભુત લિપિનાં પોતાની નજરોનજરદર્શન કર્યા નહોતાં. આજે આ ગંભીર મધ્ય રાત્રે તેનાં દર્શન સ્વાભાવિકજ થઇ ગયાં. પરંતુ એ સમાધિના સ્તંભને જોતાંની સાથેજ તેનું આખું શરીર રોમાંચિત થઇ ઊઠયું. તેના હૃદયના તારો તૂટવાની અણીપર આવી ગયા. કોઇ અજ્ઞાત કારણના યોગે તેનું અંતર જાણે રડી પડયું.

ગમે તે હો, પરંતુ ઘણી મહેનતે તેણે પોતાના મનના વેગને દબાવી દઇને જંગલની ચારે તરફ એક વાર નજર ફેરવી જોયું, તો તેને દેખાયું કે, તે સમાધિસ્તંભની નીચેના ભાગમાં એક શ્વેત વસ્ત્રથી ઢંકાયલી વ્યક્તિ બન્ને હાથથી મુખમંડળ ઢાંકી દઇને ઘુંટણમંડીએ બેઠેલી છે અને તેને રસ્તો બતાવનારી તે અદ્દ્ભુત મૂર્ત્તિ તે સફેદ વસ્ત્રવાળી વ્યક્તિ તરફ આંગળી ચીંધતી એક બાજૂ

પર ઉભેલી છે. તેનાથી થોડેક દૂર આલોકની જ્યોતિ આપોઆપ પ્રજળી રહી છે.

લગભગ ચોવીસ પચીસ મિનિટ આ પ્રમાણે વીતી ગઇ, એ ચોવીસ પચીસ મિનિટ સૂધી કિશોરસિંહ પાષાણુની પ્રતિમા સમાન ઉભો રહીને તે અદ્દ્ભુત તથા અપૂર્વ દશ્યનું દર્શન કરવા લાગ્યો. પચીસ મિનિટ પછી તે ધુંટણુમંડીએ બેઠેલી વ્યક્તિ ધીમે ધીમે ઉઠીને કિશોરસિંહ તથા તે અદ્દ્ભુત મૂર્ત્તિને પોતાની પાછળ રાખીને, ધીમા પગલાંથી સમાધિના થાંભલાની બીજી બાજૂએ ચાલી ગઇ. કિશોરસિંહ પણ તેજ ઘડીએ તેની પાછળ જવાને તૈયાર થયો. પરંતુ સ્હામેની અદ્દ્ભુત મૂર્ત્તિએ તેને તેમ કરવાની મના કરીને પોતાના સ્થાન તરફ પાછા ફરવાની આજ્ઞા કરી. કિશોરસિંહ પોતાની ઇચ્છા ન હોવા છતાં પણ જાણે દૈવ દ્વારાજ પરિચાલિત થઇને પોતાના ઓરડા તરફ પાછો ફર્યો. આવતી વેળાયે સરોવરના ઘાટપરના પગથિયાં પર તે પાણીની ભરેલી ઝારીને લાવતાં ભુલી ગયો હતો.

ઓરડામાં પાછો આવ્યા પછી યુવક કિશોર બેસી કિંવા વિચારી શકયો નહિ, જોતજોતામાં પ્રકૃતિના મોહે આવીને તેના શરીરને અવસન્ન કરી નાખ્યું. તે થોડીવારમાંજ પોતાની પથારીપર નિદ્રિત થઇ પડયો.

પ્રભાતમાં સૂર્યની લાલાશવાળા સુંદર પ્રકાશે પૂર્વાકાશમાં દેખાવ દીધો. સુષુપ્ત સંસાર સચેતન થયો. કિશોરસિંહની નિદ્રાનો પણ ભંગ થયો. કિશોરસિંહ પથારી પરથી ઉઠીને ધીમે ધીમે ફરવા લાગ્યો. રાત્રિના બધા બનાવો ધીમે ધીમે તેને યાદ આવવા લાગ્યા. વિચાર કરતાં કરતાં તે પાછો થાકીને પથારીપર આવી બેઠો. તેણે એકવાર ધાર્યું કે, એ સર્વ સ્વપ્નજ હતું. માનસિક ઉત્કંઠા અથવા ચિત્તના વિકારથી સ્વપ્ન દ્વારાજ મેં આ બધું દશ્ય જોયું હતું. પરંતુ તરતજ પાછી તેને તે જળની ઝારીની વાત સાંભરી આવી, ત્યારે તે તરતજ ઓરડાનું દ્વાર ઉઘાડીને તે સરોવરના ઘાટ પાસે ગયો. ત્યાં જઇને તેણે જોયું કે તે ઝારી પગથીયાં પર જેવીને તેવીજ હાલતમાં પાણીથી ભરેલી પડી છે. ત્યાર પછી તે અંદરના દ્વાર સૂધી ગયો, પરંતુ દ્વાર બંધ જોઇને શંકાશીલ મનથી પોતાના ઓરડા તરફ પાછો ફર્યો. પોતાની પથારી પર આવી ફરીવાર બેઠો અને બેસીને ગઇ રાતના તે બધા અદ્દ્ભુત ભેદભરેલા બનાવોનો ભેદ જાણવા માટે

તરેહ તરેહવારની ચિંતાઓ કરવા લાગ્યો. પરંતુ કોઇ પણ પ્રકારે તે ભેદનો પત્તો મેળવવાને તે શક્તિમાન થયો નહિ. ત્યારે તેણે થાકેલા હૃદયને કોઇ પણ રીતે આશ્વાસન આપવાનો એકવાર ઇરાદો કર્યો. તેણે ધાર્યું કે, સ્વપ્નની જંજાળ માત્ર ઉદ્વિગ્ન ચિત્તની ભ્રાંતીનું પરિણામ જ છે; પરંતુ ફરીવાર વિચાર્યું કે, “ જળની ઝારી સરોવરના સોપાન પર શી રીતે રહી ગઇ ? જ્યારે હું અનૈસર્ગિક પ્રકાશની જ્યોતિ પાછળ ગયો, ત્યારે તો જળની ઝારી સરોવરના સોપાન પર મૂકતો ગયો હતો અને ત્યાંથી પાછા ફરતી વેળાયે તે ઝારીને હું ત્યાંથી મારા ઓરડામાં લઇ આવ્યો નહોતો. આ સર્વ કારણોથી આજે રાત્રે મેં જે ભયંકર બનાવ જોયો છે, તે કદાપિ સ્વપ્ન સમાન તો નથીજ. મારા મનની દુર્બલતાનું પરિણામ પણ નથી. ”

આવા આવા અનેક વિચારોથી કિશોરસિંહનું હૃદય કંપી ઉઠયું. તેમ છતાં પણ તે ભયથી નહિ, પરંતુ વિસ્મયતાથી પાછો વિચારવા લાગ્યો કેઃ–“ આ અદ્ભુત ઘટના અમાનુષિકજ છે. અવશ્ય એમાં કંઇક છૂપો ભેદ સમાયેલો છે. ગૂઢ હેતુ રહેલો છે. કોઇ દિવસે ને કોઇ દિવસે એ નિગૂઢ રહસ્ય અવશ્ય મારા જાણવામાં આવ્યા વિના રહેશે નહિ. ગમે ત્યારે પણ આ ભયંકર ભેદનો સ્ફોટ થઇ જશે. અહા ! તે સફેદ વસ્ત્રવાળી વ્યક્તિ કેવી પ્રભાવશાળી હતી. તેના શરીરમાંથી કેવું અપૂર્વ તેજ ઝળકી રહ્યું હતું. વળી મને પોતાની પાછળ દોરી જનાર પીળાં વસ્ત્ર વાળી શક્તિમાન વ્યક્તિ પણ મારા હૃદયપર પોતાનો કેવો અપૂર્વ પ્રભાવ પાડી ગઇ છે ! ગમે તેમ હો, પણ આ ભેદી બનાવને હાલ તરત જાહિર કરવાની જરૂર નથી. જ્યાં સુધી એનું સઘળું રહસ્ય જાણવામાં ન આવે, ત્યાં સુધી એને હૃદયના ઉંડામાં ઉંડા પ્રદેશમાંજ છુપાવી રાખવાની આવસ્યક્તા છે. ” આ પ્રમાણે દૃઢ નિશ્ચય કરી પ્રાતઃ ક્રિયામાંથી નિવૃત્ત થઇને કિશોરસિંહ એકલોજ પ્રભાતના વાયુનો વિહાર કરવા માટે બહાર નીકળી પડયો.

તે દિવસે આહાર–વિહાર, શયન–ભ્રમણ આદિ સર્વ સમયે કિશોરસિંહે કેવળ વિચાર્યું હતું કે; તે પ્રકાશ ક્યાંનો હશે, તે રસ્તો બતાવનારી પીળાં વસ્ત્રથી ઢંકાયલી વ્યક્તિ કોણ હશે ? શું તે આ દુનિયાની કોઇ માનવમૂર્તિ હશે કે પરલોકભ્રષ્ટ કોઇ પ્રેત હશે ? સંસારમાં રહી ગયેલી આસક્તિ કે તૃષ્ણાના યોગે તેનો આત્મા આ મૃત્યુભૂમિમાં આ પ્રમાણે વિચરણ તો નહિ કરી રહ્યો હોય ? સમાધિના સ્તંભ તળે બેઠેલી સફેદ વસ્ત્રવાળી અનુતાપી વ્યક્તિ પણ કોણ હશે ? શું એ

સર્વ ભૌતિક વ્યાપાર હશે કે, સંસારની સત્યતાને સુચવનારી પ્રકૃત ઘટના હશે ! હાય ! કશું પણ સમજી શકાતું નથી. ત્યારે શું હું અત્યારે કોઇ ઇંદ્રજાળમાં તો નથી આવી પડયો ! મને એ પીળાં વસ્ત્રવાળી મૂર્તિ પોતાની પાછળ પાછળ તે સમાધિસ્તંભ પાસે શા કારણથી લઇ ગઇ હશે ? તેણે મને સફેદ વસ્ત્રવાળી વ્યક્તિની પાછળ જતો અટકાવીને મારા ઓરડા તરફ પાછો શા માટે મોકલી દીધો હશે ! વળી મહાલયનું દ્વાર જ્યારે હું તે મૂર્તિ પાસેથી મહાલયમાં આવ્યો ત્યારે ખુલ્લું હતું અને જળની ઝારી લેવા સરોવરપર ગયો ત્યારે બંધ થયેલું જોવામાં આવ્યું, એમાં શો ભેદ સમાયેલો હશે ! ગમે તેમ હો, રહસ્ય ઘણુંજ ગંભીર છે, એમાં તો કોઇ પણ પ્રકારનો સંદેહ જ નથી. ”

× × × × ×

ગયા પ્રસંગમાં વર્ણવેલી ઘટનાને લગભગ એક માસ વીતી જવા આવ્યો હતો. એ એક માસના અવધિમાં આનંદપૂરમાં કાંઇ જાણવાજોગ બનાવ બન્યો નહોતો. તેમ છતાં પણ યુદ્ધખાતાંના મુખ્ય પ્રધાન રણધીરસિંહે રાજા ભૂપસિંહને આનંદપૂર આવવા માટે એક જરૂરી પત્ર મોકલી આપ્યો હતો. બધા હમેશાં કેવળ તેમના શુભાગમનનીજ વાટ જોયા કરતાં હતાં.

કિશોરસિંહ પોતાના ઓરડામાંજ એકલો રહીને ચિંતામાં ને ચિંતામાં પોતાના દિવસો ગુજારી રહ્યો હતો. ખાવા પીવાનું, સૂવા બેસવાનું તથા આરામ લેવાનું બધું કામ તેના એકાંતમાં આવેલા ઓરડામાંજ પૂરૂં થતું હતું; રણધીરસિંહના કુટુંબની સાથે હવે તેનો કોઇ પણ પ્રકારનો કશો પણ સંબંધ રહ્યો નહોતો. ઘરધણીની સખ્ત આજ્ઞા થવાથી કોઇ પણ મનુષ્ય તેની સાથે વાતચીત પણ કરી શકતું નહોતું; તે પોતે પણ કોઇની સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ રાખતો નહોતો. કેવળ બ્રાહ્મણ શાંતિપ્રસાદ દિવસમાં ત્રણ ચારવાર તેની પાસે આવતો હતો. તે તેને ખાવા પીવાનો બંદોબસ્ત કરી આપતો, તરેહ તરેહવારની ધીરજ આપતો તથા જ્યારે જે કાંઇ વસ્તુથી જરૂર પડતી, તે તેને લાવી આપતો હતો. દરેક રીતે તે તેની તહેનાતમાં હાજર રહેતો હતો.

વચ્ચે વચ્ચે કિશોરસિંહ વનમાં ફરવા માટે બહાર નીકળી પડતો હતો. તે એકલોજ ફરતો હતો. વરુણસિંહ હવે તેની સાથે ફરવા માટે જતો નહોતો; રસ્તામાં કે બીજી કોઇ પણ જગાએ કદા-

ચિત્ એક બીજાની મુલાકાત થઇ જતી, તો તેઓ એકબીજાની સાથે વાતચીત પણ કરતા નહોતા, જો કદાચ તેઓ એક બીજાની સ્હામા ભેટી પડતા, તો કિશોરસિંહ રીતિપ્રમાણે વરુણસિંહને પ્રણામ કરતો, પણ વરુણસિંહ સ્હામા પ્રણામ પણ કરતો નહોતો, ધૃણા, અભિમાન અને વિકૃત મુખ કરી વિરાગભરેલી દૃષ્ટિ દર્શાવી તથા વિદ્વેષવાળી ભ્રૂકુટિ કરીને તરતજ તે ત્યાંથી ચાલ્યો જતો હતો. કિશોરસિંહ મનમાં ને મનથી મર્મનો માર્યો મરી જતો હતો. પરંતુ વરુણસિંહના ક્રોધિત થવાના કારણને તે બિચારો કોઇ પણ પ્રકારે સમજી શકતો નહોતો.

એક માસ થયાં સુશીલાની સાથે ફરીવાર તેનો મેળાપ કે મુલાકાત પણ થઇ નહોતી. અન્તઃપુરમાં હવે તે જઇ શકતો નહોતો. સુશીલાને હવે તેનાથી અભ્યાસ પણ કરાવી શકાતો નહોતો. સુશીલા પણ હવે ઘરમાંથી બહાર નીકળી શકતી નહોતી, મનની કથા, મનની વ્યથા તથા મનના અગ્નિને મનમાં ને મનમાંજ દબાવીને, મનમાંજ પોષણ કરીને, મનના દુઃખથી તે પોતાના ઓરડામાંજ પોતાનો વખત વીતાડી રહી હતી. ધાત્રી કમલા તેની પાસે રહેતી. તેજ તેની સેવા–સુશ્રૂષા કરતી હતી. પરંતુ મનની શાંતિ તેને બીજું કોઇ પણ આપી શકતું નહોતું.

કિશોરસિંહ ઘણી ઘણી ચિંતાઓ કરવા છતાં પણ કોઇ પણ રીતે પૂર્વ પ્રસંગમાં વર્ણવેલી રાત્રિના તે અદ્‌ભુત બનાવની મતલબ જાણવાને શક્તિમાન થઇ શકયો નહિ. તેને માર્ગ બતાવનારી, પોતાની પાછળ દોરનારી અપાર્થિવ મૂર્ત્તિને પણ હવે તે એકવાર પણ જોઇ શકતો નહોતો, સમાધિના થાંભલાના પગથિયાં પર બેઠેલી તે અનુતાપી વ્યક્તિ કોણ હતી, એ વિષયમાં પણ તે કશો પણ નિશ્ચય કરી શકયો નહિ. તેમજ તે રાત્રિની ઘટના સાચી હતી કે સ્વપ્નની ભ્રમણા રૂપજ હતી, એનું કારણ પણ તેના મનમાં હવે આવી શકાતું નહોતું. તે ઘટનાને જૂઠી ઠરાવવાની પણ તેની પાસે કશી સાબીતી નહોતી. કારણ કે તે ઘટનાને બીજે દિવસે સ્હવારમાં કિશોરસિંહ વનમાં ફરવા માટે બહાર નીકળી પડયા પછી તે સમાધિ સ્તંભ પાસે જઇ ચઢયો હતો અને ત્યાં જઇને તેણે જોયું હતું કે, ગઇ રાત્રે તે અપાર્થિવ પ્રતિમાની સાથે તેણે તે સ્થળેજ તે ઘુંટણમંડીએ બેઠેલી વ્યક્તિને જોઇ હતી.

પરંતુ કિશોરસિંહના હૃદયના સ્નેહની શી દશા થઇ ? તેણે શું

તે પ્રેમ–તે સ્નેહને હજી સુધી પોતાના હૃદયમાં ધારણ કરી, પોષી રાખ્યો હતો ? પામર કાફ્રી જાતિને જઇને પૂછો કે, નિષ્ઠુર, નિર્દય અને રાક્ષસી હૃદયવાળા ગુલામી વહેપાર કરનારા પાપાત્માઓ જ્યારે તેમને સ્વદેશ–સ્વજાતિની ગોદમાંથી વિચ્છિન્ન કરીને દૂરના સાગરને પેલેપાર આવેલા ઘણાજ દૂરના દ્વિપોમાં લઇ જઇને દાસત્વની દારુણ શૃંખલામાં –ગુલામીની સખ્ત બેડીમાં આખી જીંદગીને માટે બાંધી દે છે, ત્યારે તેમના હૃદયની વસ્તુને માટે તેમનું મન તથા જીગર રડી પડે છે કે નહિ ? સદાના બંદીવાન પાસે જઈને તેને પૂછો કે, તે અંધારા ગભારા વાળા કારાગૃહની ભીષણ યંત્રણા ભોગવવા છતાં પણ ફક્ત એક વારને માટે તેની પ્રાણ–પ્રતિમા દિલારામના મુખમંડળને જોવાની ઇચ્છા ધરાવે છે ખરો કે નહિ ? પૂછો કોઇ સૈનિક પુરુષને–કે, ભીષણ રણસંગ્રામમાં અસંખ્ય શત્રુઓની સ્હામે જઇને, સમરના ભીષણ તરંગમા પોતાના પ્રિય જીવનરત્નને વિસર્જ્જન કરવાને ઉદ્યત થઇને, તેના જીવનાધિક કોઇ જીવનને માટે તે એક પળવારને માટે પણ ઉંડો નિશ્વાસ મૂકે છે કે, નહિ ?

ચારુશીલા સુશીલાનું તે સ્વર્ગીય મુખ એક ક્ષણવારને માટે પણ કિશોરસિંહના અંતરમાંથી અંતર્હિત થવા પામ્યું નહિ. શયન, સ્વપ્ન, ભોજન, ભ્રમણ, વિશ્રામ આદિ સર્વ સમયે તે સર્વાંગ સુંદરીની ચિંતામાં તે એકાગ્રચિત્તથી ચિંતાતુર રહેતો હતો. તેના રૂપરાશિનું મનમાં અને હૃદયમાં અહર્નિશ ધ્યાન ધરતો હતો. તેના નામનો તે નિરંતર જપ કરતો હતો. કોઇ કોઇ વાર પોતાના એકાંત વાળા ઓરડામાં એકલો બેસીને, કોઇ વાર આનંદગિરિના અતિ ઉંચા શિખરપર ચઢીને, કોઇવાર ઘનઘોર જંગલમાં એકલો વિચરણ કરીને, તે કેવળ એકાંતચિત્તથી તેની ચિત્ત–હારિણીની ચિંતામાંજ પોતાના સમયને વ્યતીત કરતો હતો. તે હજી સંસાર વિરાગી વિવેકી થવા માગતો નહોતો, થઇ શકે તેમ પણ નહોતો સંસારના સુખની ચિંતા અદ્યાપિ તેનો પરિત્યાગ કરી શકી નહોતી, વયોધર્મના નિયમથી હજી સુધી તે એક દુર્દમનીય દુરાશાનો તાબેદાર–દાસ હતો, દારુણ ઉચ્ચ કિંવા મહત્ અભિલાષાનો પરમ ઉપાસક હતો.

આ જગત્‌ના સર્વ જીવોને આશ્વાસન આપનારી દયામયી દેવી છે. એક માત્ર આશાના આશ્વાસથીજ જીવો જગત્‌માં જીવન ધારણ કરી રહ્યા છે. આશા ન હોત, તો જગત્ પણ ન હોત અથવા ન રહી શકત, સૃષ્ટિ પણ રહિ શકત નહિ, અરે એટલુંજ નહિ, પણ

જો સત્ય કહેવામાં આવે તો કશું પણ રહેવા પામત નહિ. આજે આપણો કિશોરસિંહ પણ આ એક માસ સુધી એ માહેમયી આશા-ના આશ્વાસનથી આશ્વાસિત થઇ રહ્યો હતો; તે આશ્વાસનથીજ તે દુર્ભાગ્યના દરિયામાં તણાવા છતાં પણ ભવિષ્યના સુખની સીમામાં ડુબી ગયો હતો. તે મનમાંજ ધારતો હતો, તેમ તેના મનમાં દૃઢ વિશ્વાસ બંધાઇ ગયો હતો કે, " થોડા સમયમાંજ અરે, હમણાંજ મારા ભાગ્યનું પરિવર્ત્તન થઇ જશે; મારા આ દુઃખના દહાડા વીતી જશે; થોડા વખતમાં જ હું કોઇ ઉંચી પદવીપર આરોહણ કરીશ; મારી પ્રાણ પ્રિયતમા હૃદયની રાણી સુશીલા મારીજ થશે. મારા મનના સર્વ મનોરથો ફળીભૂત થવામાં ઝાઝી વાર લાગશે નહિ. મહાપુરુષો કહી ગયા છે કે, દુઃખ સદા સર્વદા સ્થાયી રહેતું નથી, દુઃખ, સુખના સુભાગમનનું સુચવન આપનારૂં છે. આથી મારૂં દુઃખ પણ કદાપિ સ્થાયી રહેવાનું નહિ. મને સુખના સિંહાસનપર પ્રતિષ્ઠિત થવાનો પરમ આનંદદાયક પ્રસંગ હવે સત્વરજ આવી લાગશે."

આવા વિશ્વાસના યોગે તે નિશાના અવસાન સમયે તેને જે અપાર્થિવ પ્રતિમાની સાથે મુલાકાત થઇ હતી, તે વિષયમાં તે કાંઇ સમજી શક્યો નહિ.

શાંતિપ્રસાદ પંડિતના મુખથી તેણે સાંભળ્યું હતું કે, રાજા ભૂપસિંહ આનંદપૂર તરફ આવી રહ્યો છે. તે શા કારણથી આવે છે, તે તેણે સાંભળ્યું નહોતું. શાંતિપ્રસાદ પંડિત પણ તેના આગમનના હેતુને જાણતો નહોતો. પરંતુ અમો ઘણી સારી રીતે જાણીએ છીએ કે, તે કિશોરસિંહના હૃદયની રાણી, પ્રાણની પ્રતિમા, પ્રિયતમા સુ-શીલસુંદરીનું પાણિગ્રહણ કરવા આવતો હતો. પુત્રની સાથે સલાહ કરીને વૃદ્ધ રણધીરસિંહે પોતાની કન્યા સુશીલાનું સમ્પ્રદાન કરવાની ઇચ્છાથી રાજા ભુપસિંહને આમંત્રણ કરી બોલાવ્યો હતો. એ સંવાદ રણધીરસિંહ, વરુણસિંહ, સુશીલસુંન્દરી તથા કમલા સિવાય બીજું કોઇ પણ જાણતું નહોતું; એથી કિશોરસિંહ કેવી રીતે જાણી શકે? તેમ છતાં પણ સાધારણ રીતે લોકોએ એવી ધારણા બાંધી હતી કે, રાજા ભૂપસિંહ પોતાના રાજ્યમાં આવે છે, એમાં અચંબો પામવા જેવું શું છે?

પુત્ર વરુણસિંહે પ્રથમ પિતાના હેતુ વિરુદ્ધ ઘણો પ્રતિવાદ કર્યો હતો; તેણે કહ્યું હતું કે, સુશીલા યુવતી, સર્વ પ્રકારે ગુણવતી અને બુદ્ધિમતી છે. એ ઉપરાંત તે એક ધનવાન આબરૂદાર જાગીરદારની

એકની એક દુહિતા છે; આવી સ્થિતિમાં એક જૂદા ધર્માવલંબી વૃદ્ધ પુરુષના હાથમાં તેને સોંપવી એ કોઇ પણ પ્રકારે ઉચિત કિંવા યુક્તિયુક્ત નથી, રાજા ભૂપસિંહ પોતાના વંશ પરંપરાથી ચાલ્યા આવતા બૌદ્ધ-ધર્મના ઉપાસક અથવા પ્રતિપોષક છે. એ કારણથી બૌદ્ધ-પદ્ધતિ× અનુસાર તેમના વડીલ બંધુ દેવેન્દ્રસિંહ તથા તેમની

× બૌધ શબ્દ મૂળ ભગવાન 'બુદ્ધ'ના નામ પરથી ઉત્પન્ન થયેલો છે અને એ 'બુદ્ધ ભગવાન' સમસ્ત સંસારમાં મશહુર છે, એટલે તેમનો આ સ્થળે અધિક પરિચય કરાવવાની આવશ્યકતા નથી. છતાં પણ 'બુદ્ધ' ના સંબંધમાં કિંચિત્ જાણવા જોગ હકીકત જણાવવાનું અમોને ઉચિત જણાય છે.

ભગવાનના દશ અવતાર ( મત્સ્ય, કૂર્મ્મ, વરાહ, નૃસિંહ, વામન, પરશુરામ, રામચંદ્ર, શ્રીકૃષ્ણ ( મતાંતર પ્રમાણે બલરામ ) બુદ્ધ અને કલ્કિ ) માં ભગવાન બુદ્ધનો અવતાર નવમો ગણાય છે અને એમના સંબંધમાં ભાગવતમાં આ પ્રમાણે લખેલું છેઃ—

કલિની પ્રવૃત્તિ થતા દેવતાઓના વિરોધીઓના મોહને નિમિત્ત બુદ્ધ નામક અંજનપુત્ર ( અજનપુત્ર ) કીકટ દેશમાં અવતાર ધારણ કરશે."

જેમ કેઃ—

ततः कलौ संप्रवृत्ते सन्मोहाय सुरद्विषाम् ।
बुद्धनाम्नाञ्जसुतः कीकटेषु भविष्यति ॥

ચરણાદ્રિથી ગૃધ્રકૂટ પર્વતની દક્ષિણમાં જે ભૂમિ વિભાગ આવેલો છે, તેજ કીકટ દેશના નામથી વિખ્યાત છે; મગધ દેશ તેમજ આવેલો છે.

તેમજ વળી—

चरणाद्रिं समारभ्य गृध्रकूटस्य दक्षिणे ।
तावत् कीकटदेशोऽयं तदन्त मगधो भवेत् ॥

કપિલ વસ્તુ નગરી એમાંજ આવેલી છે.

બુદ્ધદેવનો અતિ સંક્ષિપ્ત પરિચય આ પ્રમાણે છેઃ

ક્રાઇસ્ટના જન્મ પહેલાં ૫૫૯ વર્ષ પૂર્વે કપિલવસ્તુના રાજા શુદ્ધોદનના ઔરસથી તથા તેની પત્ની મહામાયાના ગર્ભથી એમણે જન્મ ધારણ કર્યો હતો. નામ પાડતી વેળાયે એમનું નામ સિદ્ધાર્થ રાખવામાં આવ્યું હતું. શાક્યવંશમાં તેમનો જન્મ થવાથી કેટલાકો એમને શાક્ય સિંહના નામથી પણ ઓળખાવે છે. તેમણે રાજ્યનો ત્યાગ કરી દેહનું દમન કરી, ભીષણ સંન્યાસ ધરી સમસ્ત સંસારમાં શાંતિનો સંચાર કરી; ક્ષણભંગુર જીવનને સુખમય કરવાનો મહા મંત્ર આપ્યો હતો. કેટલાકોના મત પ્રમાણે તેઓ ઇસ્વીસન પૂર્વે ૫૪૩ અને કેટલાકોના મત

પત્નીના મરણ પછી તેમનાં બન્નેનાં સ્મરણાર્થે તેમણે સમાધિસ્તંભો સ્થાપેલા છે. વળી ભૂપસિંહની ઉમ્મર પણ લગભગ પચાસ વર્ષ ઉપરાંતની છે. હું નથી જાણી શકતો કે, હજી સુધી તેઓ શા કારણથી અવિવાહિત છે.”

પુત્રના ઉપર જણાવેલા વચનોના પ્રતિવાદમાં પિતાએ કહ્યું:–“જો વત્સ ! અત્યારે આપણે જે સ્થિતિમાં આવી પડયા છીએ, તે પરથી મને સ્પષ્ટ જણાઇ આવે છે કે, આપણા સંપ્રદાયમાંથી કોઇ પણ પુરુષ સહજમાં સુશીલાની સાથે સંબંધ કરવાને તૈયાર થશે નહિ. વળી સુશીલાને કોઇ યોગ્ય પાત્રના હાથમાં સોંપ્યા વિના હવે બેસી રહેવું, એ પણ કોઇ પણ રીતે ઉચિત નથી. ખાસ કરીને તારા મુખથી મેં જે સઘળી વાતો સાંભળી છે, તે વાત લોકોના જાણવામાં આવી જશે, તો પછી આપણાથી એ અપમાનને કોઇ પણ રીતે અટકાવી શકાશે નહિ. અત્યારે આપણી ચારે બાજૂએ શત્રુઓનું વાદળ છવાઇ રહ્યું છે, એટલે તેઓ સામાન્ય તિલમાંથી પણ તાડ કર્યા વિના રહેશે નહિ. એમ થવાથી સુશીલાનાં લગ્ન કરવાનું કામ પણ ઘણુંજ મુશ્કેલ થઇ પડશે. આ સર્વ કારણોથીજ હું તને કહું છું કે, ચાલૂ સંબંધમાં હવે લેશ માત્ર પણ વિલંબ કરવો ઉચિત નથી. રાજા ભૂપસિંહ પણ ધન, માન, કુળ અને શીલ આદિ સર્વે વિષયમાં આપણા કરતાં દરેક રીતે ચઢિયાતા છે. તેઓ આપણી કન્યાનું પાણિગ્રહણ કરે એ પણ આપણા માટે એક શ્લાઘાનો વિષય છે. તેમ છતાં પણ જો કદાચ તું એમ કહેતો હોય કે, તેઓ બૌદ્ધ–મતાવલંબી છે; તો તેમાં પણ શો દોષ છે ? બૌદ્ધ હોવાથી તેઓ કાંઇ મ્લેચ્છ તો નથી થયા ને ? ભગવાન નારાયણના દશ અવતારોમાંનો એક અવતાર બુદ્ધદેવનો

---

પ્રમાણે ઇ. સ. પૂર્વે ૪૭૮માં આ અસાર સંસારનો ત્યાગ કરીને પંચત્વ પામ્યા હતા.

* * * * * *

બૌદ્ધ ધર્મનો પ્રચાર એકવાર સમસ્ત વિશ્વમાં થયો હતો અને જે સમયની આપણી આ વાર્ત્તા લખવામાં આવી છે, તે સમયે ભારતમાં અનેક મનષ્યો બૌદ્ધધર્માવલંબી હતી. અન્યાન્ય ધર્મના સમ્પ્રદાયોમાં મનુષ્યના મૃત્યુ પછી, તેની કાયાને અગ્નિસંસ્કાર કરાવવવાની પ્રથા છે, તેવીજ રીતે બૌદ્ધ સમ્પ્રદાયમાં અગ્નિસંસ્કારને બદલે ભૂમિપ્રોથિત કરવાનો રિવાજ પ્રચલિત હતો અને એ બૌદ્ધ પદ્ધતિ અનુસારજ રાજા દેવેન્દ્રસિંહ તથા તેની પત્નીના મૃત્યુ પછી તેમના સમાધિસ્તંભ સ્થાપવામાં આવ્યા હતા.”

પ્રયોજક.

છે. જગતમાં શાંતિ ફેલાવવાના ઉદ્દેશથીજ લક્ષ્મીપતિ ભગવાન બૌદ્ધમૂર્ત્તિ ધારણ કરી અવનીપર અવતીર્ણ થયા હતા. આથી ભગવાન બુદ્ધદેવના ઉપાસકોને આપણે વિધર્મી કહી શકીએ તેમ નથી. વળી જો તું કહેતો હોય કે, રાજા ભૂપસિંહની ઉમ્મર ઘણી મોટી થઇ છે, અને તેઓ બુદ્ધધર્મના ચૂસ્ત ઉપાસક છે, તો બુદ્ધ દેવના ધર્મની નીતિ સાધારણ હિન્દુધર્મની નીતિ કરતાં ઘણીજ શ્રેષ્ઠ છે અને ઉમ્મરના સંબંધમાં કાંઇ વધારે વાંધો આવે તેમ નથી. કારણ કે;–**एकोहि दोषो गुण–सन्निपाते निमज्जतीन्दु किरणेष्विवाङ्कः** ગમે તેમ હો, પણ મેં તો ઘણા ઘણા વિચારો કરીનેજ આ સંબંધ સ્થિર કર્યો છે. હું તો તારો પિતા છું–"

પિતાની વાતમાં પુત્રે હવે કશો પણ વાંધો ઊઠાવ્યો નહિ. વિવાહનો પત્ર લઇને એક ભાટ સુરંગપૂર ભણી ચાલ્યો ગયો. સુશીલાએ સાંભળ્યું કે આવતા અગ્રહાયણમાં રાજા ભૂપસિંહની સાથે તેનાં શુભ લગ્ન સમ્પન્ન થશે. એ સમાચારથી સરળ સુશીલાનું કોમળ હૃદય કમ્પી ઊઠયું. કમલાના ગળાં સાથે વળગી તે દિવસે પોતાના ઓરડામાં એકાંતમાં બેસી સરલા સુશીલા ચૂપચાપ ઘણીવાર સુધી રડી. કમલાએ ધાર્યું કે, આ વિવાહમાં એક પ્રકારનો વિષમ વિભ્રાટ ઉપસ્થિત થશે.

સુશીલાના મનના દુઃખની સીમા ન રહી. જે દિવસથી નિરપરાધી કિશોરસિંહ રણધીરસિંહના કુટુંબના દરેક સંબંધોથી વિખૂટો થયો હતો, જે દિવસથી તેણે તેને અન્તઃપુરમાંથી બહાર નીકળવાનો નિષેધ કર્યો હતો, જે દિવસે તેણે સાંભળ્યું હતું કે, તેનું પાણિ–ગ્રહણ કરવા માટે રાજા ભૂપસિંહ આનંદપૂર આવે છે, તે દિવસથીજ, વનવિહારના તે સદાના સ્મરણીય દિવસથીજ–કુમારી સુશીલા એક પ્રકારે પથારી વશ થઇ પડી હતી, તે દિવસથીજ તે બરાબર વખતસર સ્નાન કરતી નહોતી, આહાર પણ કરતી નહોતી, કોઇની સાથે વાતચીત કરવાનું પણ તેણે છેક છોડી દીધું હતું. આઠે પ્રહર લગભગ પોતાના ઓરડામાં એકાંતમાં શયન કરી તે આંખોનાં આંસુ વરસાવતી, આઠે પ્રહર કેવળ હૃદયની યંત્રણાથી અને અદૃષ્ટની ચિંતાથી તે અધીર થઇ પડતી, વ્યાકુળ થઇ જતી. તે દિવસથીજ તે અનુપમ દેવી જેવી પ્રતિમાનું તે આલોકનાં સામાન્ય મનુષ્યને પ્રાપ્ત થવું એવું દુર્લભરૂપ અને લાવણ્ય મલિનતાને ધારણ કરતું આવતું હતું. તે દિવસથીજ તેનું શરીર તથા મન ભાંગી જવા આવ્યું હતું. મુખની સુંદરતા મલિન થઇ જવા આવી હતી, દૃષ્ટિ શુષ્ક અને નિરાશ થઈ ગઇ હતી, રાત્રિ

દિવસ રડી રડીને તેનો કંઠ રૂંધાઇ જવા આવ્યો હતો, ભોજનના થાળપર બેસવા છતાં તે ભોજન કરતી નહોતી, કોઇ બોલાવે તો તે તેનો ઉત્તર પણ બરાબર આપતી નહોતી. જો તેને બહુ આગ્રહપૂર્વક પૂછવામાં આવે તો તે એકવાર ઘણી મહેનતે, શોકથી ઘેરાયલા સ્વરે અને રૂંધાયલા અવાજે ઉત્તર આપતી હતી, બુદ્ધિમતી અને સ્નેહવતી કમલા હમેશાં તેની પાસેજ રહેતી હતી. નાના પ્રકારે તેની સેવા ચાકરી કરી, તે વિધિ પ્રમાણે તેને ધીરજ આપવાનો પ્રયાસ કરતી હતી. પરંતુ કોઇ પણ રીતે કાંઇ વળી શકતું નહોતું, જે અગ્નિ તે કોમળ હૃદયમાં એકવાર પ્રજવલિત થયો હતો, તેને હોલવવાનું કોઇનાથી સહજમાં બની શક્યું નહિ. જે વિષથી તેનું હૃદય જર્જરીભૂત થઇ ગયું હતું, તે વિષને ઉતારવાનો આ જગત્માં બીજો કોઇ પણ ઉપાય કે ઔષધ પણ નહોતું. વળી તે વિષને ઉતારનારો પણ સહજમાં મળી શકે તેમ નહોતો. કિશોરસિંહનો પરિત્યાગ કરીને રાજા ભૂપસિંહને હૃદય સમર્પણ કરવું પડશે, એ ચિંતાના વિષથીજ બાલિકા સુશીલાનું હૃદય જર્જરિત થઇ ગયું હતું. પરંતુ પિતા તરફની માનભરી લાગણી તથા ભક્તિની અવમાનના કરી પિતાને પ્રાણુ સમાન પ્રિય ગણનારી સુશીલાએ એક દિવસને માટે પણ કોઇ પણ રીતે પિતાની કરેલી આજ્ઞાનું ઉલ્લંઘન કરવાનું સાહસ પ્રકટ કર્યું નહિ. અથવા પિતા પોતાની ઇચ્છાવાળા પાત્રને પોતાની કન્યાને સોંપે તેમાં પુત્ર કે કન્યાને કાંઇ પણ કહેવાનો અધિકાર પણ શો હોઇ શકે? અત્યારની પેઠે તે સમયે તો આ દેશમાં પાશ્ચાત્ય સભ્યતાનો બિલ્કુલ પ્રાદુર્ભાવ પણ થયો નહોતો, સ્ત્રી-સ્વાધીનતાનું પ્રમાણુ પણ બળવાન થઇ શક્યું નહોતું. પુનર્લગ્ન, છૂટાછેડા ( કોર્ટશીપ ) કે ઇચ્છાનુસાર લગ્ન કરવાનો સ્ત્રી કે પુરુષ કોઇને પણ અધિકાર નહોતો. પિતા-માતા અને ગુરુજનો જે કાંઇ કરતા, તેમજ થતું, તેજ ચાલતું. કન્યા કે પુત્રીની ઇચ્છા ન હોય, તો તેથી કાંઇ તેને માટે લગ્ન અટકાવવામાં આવતાં નહોતાં માતા પિતાનો ઠરાવેલો લગ્ન સંબંધ **वज्रादपि कठोराणि** ગણાતો હતો.

કિશોરસિંહને શાંતિપ્રસાદ મહારાજના મ્હોંએથી સુશીલાની અવસ્થાને બદલાવાની બધી ખબર પડી ગઇ હતી. એ ખબર મળવાથી તેણે ધાર્યું હતું કે, તેના તરફના સુશીલાના સ્નેહમાં કિંચિન્માત્ર પણ હ્રાસ થયો નથી, અને એ આશ્વાસનથીજ હૃદયને આશ્વાસિત કરીને, તે આશાની દોરીને પકડીનેજ, આવો અપમાનનો બોજો વહીને પણ તે તેવા તુચ્છભાવથી રણધીરસિંહના કુટુંબમાં વસતો હતો.

## ષષ્ઠ પ્રસંગ

### નૃપ-સમાગમ

Weigh you the worth and honour of a king
So great as our dread father, in a scale
Of common ounces? Will you counters sum
The vast proportion of his infinite?
And buckle in a waist most fathomless,
With spans and inches so diminutive
As fears and reasons? fie for godly shame!

—*Shakspeare.*

આનંદપૂરની તો આવી સ્થિતિ હતી. કિશોરસિંહ રણધીરસિંહના પરિવારના સંબંધમાં આવતો બંધ થયા પછી એક માસનો અવધિ આવીજ રીતે વીતી ગયો. છેવટે શરદ્ ઋતુનો સુખમય સમય સમીપ આવી લાગ્યો, દેશમાં હેમન્તનું આગમન થયું. કાર્તિક માસ લગભગ વીતી જવા આવ્યો. મહાશક્તિ કાલિકાદેવીની આરાધનાનો સમય આવી ઉપસ્થિત થયો. બંગાળાનો શાક્ત સમ્પ્રદાય મહા મહોત્સવથી ઉન્મત્ત બની ગયો. કાલિકાની પૂજાનો આરંભ કરવામાં માત્ર એક સપ્તાહનો સમય અવશિષ્ટ રહ્યો. એ અરસામાં એક દિવસ પ્રભાતમાં એક અશ્વારોહી દૂતે આવીને રણધીરસિંહને સમાચાર આપ્યા કે, રાજા ભૂપસિંહના આગમનની તૈયારી છે, તેઓ છેક નજીકમાં આવી લાગ્યા છે અને એકાદ બે પ્રહારમાં તો તેઓ રાજ મહાલયમાં આવીને હાજર થશે.

આ સમાચાર મળતાંની સાથેજ વૃદ્ધ રણધીરસિંહ, પુત્ર વરુણસિંહ તથા બીજા કેટલાક અનુચરો સહિત રાજા ભૂપસિંહના સત્કાર માટે તેની સ્હામા જવાને રવાના થયો. રાજમહાલયથી અર્ધાક ગાઉ પર ઉત્તર દિશામાં રાજા ભૂપસિંહની સાથે તેનો મેળાપ થયો. બન્ને મિત્રો એક બીજાની સાથે સ્નેહથી ભેટયા. બન્નેએ એક બીજાના કુશળ સમાચાર પૂછ્યા. આનંદપૂરના નિવાસીજનો ઘણા દિવસ પછી પોતાના ભૂસ્વામીના સ્વદેશમાં દર્શન કરીને મહા આનંદથી જય અને મંગલ-ધ્વનિ કરવા લાગ્યા. આખું આનંદપૂર આનંદમય થઇ ઉઠયું. આનંદપૂરમાં આનંદની છોળો ઉછળવા લાગી.

દીવાન દોલતસિંહ શહેરના નિવાસીજનો સાથે આવીને સન્માન સહિત પોતાના પ્રભુનો સત્કાર કરી, પથપ્રદર્શક થઇ માનપૂર્વક તેને રાજમહાલય તરફ લઇ ચાલ્યો. રાજા ભૂપસિંહ રણધીરસિંહની સાથે કિશોરસિંહને ન જોઇ શકવાથી તાજ્જુબીની સાથે પૂછ્યું કે:–" કેમ પ્રધાનજી, રણધીરસિંહ બહાદુર ! આપનો કિશોર કેમ જણાતો નથી ! તેણે આજના આ અપૂર્વ આનંદમાં શા કારણથી ભાગ લીધો નથી ! તે છે તો આનંદમાં ને ?"

" તે તેના પોતાના ઓરડામાંજ રહે છે. હમણાં મારા કુટુંબની સાથે તેને કોઇ પણ પ્રકારનો સંબંધ રાખવાની સખ્ત મના કરી છે. છોકરો ઘણો નિમકહરામ—"

આમ કહેતાં કહેતાં રણધીરસિંહ બોલતો અટકી પડયો અને તેણે તરતજ તે પ્રસંગને બદલી નાખવાનો પ્રયત્ન કર્યો. રાજા ભૂપસિંહ પણ જાણી ગયો કે, તેનો મિત્ર રણધીરસિંહ તે વિષયમાં કાંઇ વિશેષ કહેવાને રાજી નથી. એથી તેણે પણ તે વાતને ફરીવાર ઉથાપી નહિ.

તેઓ હજી થોડેક દૂર આવ્યા હતા, એવામાં રાજા ભૂપસિંહનો અશ્વ અકસ્માત્ કાંઇક અજાયબીભરેલા અદ્દભુત પદાર્થને જોઇને ચમકી ઉઠયો અને ભયભીત થઇને એવી રીતે કુદવા માંડયો કે જેથી આરોહી ભૂપતિ ભૂપસિંહ તે વેગને સહી ન શકવાથી એકદમ અચાનક અશ્વની પીઠ પરથી નીચે જમીન પર ગબડી પડયો. ભૂપતિને ભૂપતિત થયેલો જોઇને તેની સાથેના અનુચરો, સોબતીઓ આદિ સર્વે તરતજ તેની પાસે સસલાંની માફક ગભરાઇને દોડી આવ્યા. આજૂબાજૂના અંગરક્ષકો તત્ક્ષણાત્ એક પછી એક પોતપોતાના અશ્વપરથી કૂદી પડીને પોતાના પ્રભુની સુશ્રૂષા માટે પ્રભુની નજીકમાં આવી ઉભા રહ્યા. પરંતુ રાજા ભૂપસિંહ એ અરસામાં તો ઉઠીને ઉભો થઇ ગયો હતો અને તેના શરીર પર પણ તેવો કાંઇ ખાસ જબરો જખ્મ થયો નહોતો. તેને સહજમાંજ ઉભો થવાને સશક્ત થયેલો જોઇને ઘણાના કંઠમાંથી આનંદ ભર્યો અવાજ બહાર નીકળી પડયો કે:–" કાંઇ સખ્ત જખ્મ તો નથી થયો ને ?"

" ના."

પ્રત્યુતરમાં રાજાના મુખમાંથી નીકળેલા 'ના' ધ્વનિનો પ્રતિધ્વનિ થતાં ન થતાંમાં તો આકાશને ભેદીને ગંભીર ગર્જનાથી તેમજ તથા મશ્કરી ભરેલા અવાજથી નજીકના વન વિભાગમાંથી એક વૃદ્ધ સ્ત્રી બહાર આવી. તેના શરીર પરનાં ફાટયાં તૂટયાં વસ્ત્રો હોઇને તેની

આંખો ધગધગતા અંગારા જેવી લાલચોળ દેખાતી હતી. તેણે હાથમાં એક લાંબી લાકડી ઝાલી હતી અને તે લાકડીને તે ચારે તરફ ફેરવતી આવતી હતી. તે વનચરી વિકટ અવાજથી બોલી ઉઠીઃ—"હા—હા—હા—રાજાનું મુંડ રોળાયું! આનંદપૂરના રાજાનું મસ્તક આ પ્રમાણેજ રોળાવાનું! ભૂપસિંહના માથાની આવીજ દશા આખરે થવાની!"

એ સાંભળીને તરતજ સર્વેએ વિસ્મય સાથે તેના તરફ જોયું. વરુણસિંહ તેને જોતાંની સાથેજ ક્રોધપૂર્વક બોલી ઉઠયોઃ—"અરે! આ તો તે દીવાની! પકડો હરામીને જલ્દી પકડો!"

વૃદ્ધ વનચરીએ કર્કશ અવાજથી વરુણસિંહની પાસે જઇને પૂછ્યું કેઃ—"હમણાં ઘોડાપરથી નીચે ગબડી પડયો, તે કોણ આનંદપૂરનો પાપી રાજા ભૂપસિંહજ હતો ને?"

"ચંડાળણી! તારે તેનું શું કામ છે!" દાંત પીસીને કુમાર વરુણસિંહે જવાબ આપ્યોઃ—"તું કૃત્યા છે! તારે લીધેજ રાજા ભૂપસિંહને આવો આઘાત થયો છે!"

"રાજા ભૂપસિંહ!" કર્કશ સ્વરથી તે દીવાની બોલી અને તે સાથેજ એક મોટા અવાજથી એવી ભયંકર અને કર્ણકટુ ચીસ મારી કે તેથી સર્વ સવારોના ઘોડા ભડકી ઉઠયા. ફરીવાર તેણે વાંકું મોઢું કરી 'રાજા ભૂપસિંહ! રાજા ભૂપસિંહ!' એવું કહી મોટે મોટેથી ભયોત્પાદક કર્ણકટુ કિકિયારીઓ મારવાની શરૂઆત કરી દીધી. આખું જંગલ કંપી ઉઠયું. પ્રત્યેક સ્વારે પોતપોતાના ઘોડાને બરાબર થોભાવી રાખ્યા. એવામાં દશબાર અશ્વારોહીઓ તેજ ઘડીએ તે વિદ્રુપકારિણીને પકડવા માટે તેની પાછળ જવાને તૈયાર થયા. પણ તેમણે જોયું તો તે દીવાની તે સ્થળે તેમના જોવામાં આવી નહિ. તે ઉપર જણાવેલાં વચનો બોલીને તરતજ વનમાં અદશ્ય થઈ ગઈ હતી. રાજા ભૂપસિંહે એ દીવાનીની પાછળ જવાને તૈયાર થયેલા અનુચરોને તેમ કરવાનો નિષેધ કરીને—અટકાવીને કુમાર વરુણસિંહને પૂછયું કેઃ—"એ સ્ત્રી તમારી ઓળખીતી છે કે શું વારૂ?"

આજ્ઞાનો ભંગ થયો. વિષમ અભિમાની વરુણસિંહ રાજા ભૂપસિંહ પર મનમાં ને મનમાંજ કાંઇક નારાજ થયો. પરંતુ મુખ પર તે ભાવને લેશ માત્ર પણ પ્રકટ થવા દીધા સિવાય રાજાના પ્રત્યુતરમાં વિરાગથી વક્ર થયેલાં નયનોથી તથા ઉદાસિનતા ભરેલા અવાજથી કહ્યું કેઃ—

"આનંદપૂર આવ્યા પછી મેં તેને જોઇ છે. કોઇ કોઇ વેળાયે

આ જંગલની અંદર મને દેખાવ દઇને અનેક રીતે મારા મનને બાળ્યા કરે છે. જાત જાતની અદ્દ્ભુત અને ઢંગધડા વિનાની વાતો કહ્યા કરે છે. તે જાણે બધા દેશના બધા લોકોને ઓળખતી હોય તથા બધા ઘરની બધી ગુપ્ત વાતોને જાણતી હોય, એવો ડોળ મારી પાસે આવીને અનેક વાર કર્યા કરે છે. મેં ઘણીવાર તેને પકડવાની ઘણી ઘણી કોશિશો કરી છે, પરંતુ હું કોઇ પણ રીતે તેને પકડી શક્યો નથી. તેનામાં કોણ જાણે કેવી અદ્દ્ભુત શક્તિ સમાયલી છે કે, તે હાથમાં તાળી દઇને પાછી આબાદ છટકી જાય છે. મને ખાતરી છે કે એ શયતાનની બચ્ચી જરૂર કોઇ ડાકિણી—"

વરુણસિંહનું વાક્ય હજી પૂરું થતાં ન થતામાં તો દીવાન દૌલતસિંહ વચ્ચમાંજ ગભરાયલા અવાજથી બોલી ઉઠયો:–"હા–હા, તેમજ છે, જો ડાકિણી ન હોય, તો અત્યારે આમ આબાદ કેમ છટકી જાય ?"

રાજા ભૂપસિંહે કહ્યું કે:–"હવે એ વાતને જવા દો. મારા રાજ્યમાં ચોર, લૂટારા, ધાડપાડુ, ભૂત, પ્રેત, પિશાચ અને ડાકિણીઓની કાંઇ ખોટજ નથી."

આમ કહીને તે અશ્વારોહણ કરી રાજમહાલય તરફ ચાલવા લાગ્યો. તેની સાથેના સરદારો, સૈનિકો અને સહચરો પણ તેની પાછળ પાછળ ચાલવા લાગ્યા. રાજમહાલય જ્યારે થોડેક દૂર રહ્યો, ત્યારે રાજા ભૂપસિંહે પોતાના અશ્વને સહુની આગળ કરી રાજ્યના રિવાજ પ્રમાણે સોના મોહોરોની એક મુઠ્ઠી ભરી પોતાના માથા પરથી ઉતારીને દુર્ગના દરવાજામાં નાખી દીધી.

આ વખતે રાજા ભૂપસિંહ સર્વની આગળ હતો. તેના ઘોડાને દરવાજામાં પગ મૂકતાંજ બાજૂના શસ્ત્રાગારમાં એક મોટો અવાજ થયો અને ત્યાં ખીંટીપર લટકાવેલું કવચ અને શિરસ્ત્રાણ એકદમ નીચે જમીન પર તૂટી પડ્યું. તે અવાજ સાંભળીને રાજા ભૂપસિંહનું મ્હોં સૂકાઇ ગયું. રણધીરસિંહ પણ કમ્પી ઉઠયો અને તેની સાથેના સર્વ સૈનિકો તથા સરદારો એક બીજાનાં મ્હોં તરફ ભયભીત મુદ્રાથી જોવા લાગ્યા.

ત્યાર પછી રણધીરસિંહે સર્વને આશ્વાસન આપી મહાલયમાં પધારવાની પ્રાર્થના કરી. અલ્પ સમયમાં રાજા ભૂપસિંહે પોતાના પિતાના મહાલયના વિશાળ પ્રાંગણમાં આવી દર્શન દીધાં.

રણધીરસિંહની પહેલાંની આજ્ઞા પ્રમાણે અન્તઃપુરની પરિચા-

રિકાઓએ તરતજ સમસ્વરથી શંખ ધ્વનિ કરી દીધો. દુઃખ અને ચિંતાથી જીર્ણ થયેલી સુશીલાએ કમલાને બોલાવીને ક્ષીણ સ્વરથી, પૂછયું:–"મહાલયમાં આટલો બધો આનંદ કોલાહલ શાનો થઇ રહ્યો છે."

કમલાએ શોકનું હાસ્ય કરી જવાબ આપ્યો:–"બહેન! તારો વર આવ્યો છે."

"વિવાહ થશે તો મારે યમાલયમાંજ જવું પડશે." આમ કહેતી કહેતી ચિંતામયી સુશીલા કમલાની ગોદમાં મૂર્છિત થઇ પડી.

કમલા ધીમે ધીમે તેને શય્યાપર સૂવડાવીને તેની સેવા સુશ્રૂષા કરવા લાગી. ઘરનું બીજું કોઇ પણ માણસ આ સમાચાર જાણી શક્યું નહિ રાજાના આગમનના આનંદથી સહુ ઉન્મત્ત બની ગયાં હતાં.

---

## સપ્તમ પ્રસંગ

### રાજ-ભોજન અને લૂંટારા-બંધુ

એ શહંશાહ આસ્માં ઔ રંગ;
એ જહાંદાર આફતાબ આસાર;
થા મૈં એક બે નવાયે ગોશા નશીં;
થા મૈં એક દર્દ મંદ સીના ફિગાર;
તુમને મુઝે જો અબરૂ બખ્સી;
હુઇ મેરી યહ ગર્મિએ બાજાર.

ગાલિબ.

આનંદપૂરના રાજમહાલયમાં આજે મહા ધામધૂમ મચી ગઇ હતી. ચોવીસ વર્ષે પછી રાજાનાં પગલાંથી રાજમહાલય પવિત્ર થયો હતો. ચોવીશ વર્ષે પછી ગામના લોકે, મહાલયના દાસદાસીઓ રાજાના દર્શનનો લાભ મેળવી શક્યાં હતાં; આનંદપૂરમાં અને આનંદપૂરના રાજમહાલયમાં એ આનંદને રાખવાનું હવે સ્થાન પણ રહ્યું નહોતું. રાજમહાલયનાં સર્વજનો ગભરાયલાં હતાં, સઘળાં જાણે કોઇ કામમાં ગુંથાઇ ગુંથાઇ ગયાં હતાં. જે વ્યક્તિ કદાપિ ઉઠીને બેઠી પણ થતી નહોતી, તે વ્યક્તિ પણ આજે સારી નામના ખરીદવાને તૈયાર થઇ હતી. કોઇ દોડતાં હતાં, કોઇ કોઇને બોલાવી રહ્યાં હતાં, કોઇ હાક મારી રહ્યાં હતાં, કોઇ બીજા કોઇને ધમકાવી રહ્યાં હતાં, કોઇ પોતાના કામની પ્રશંસા

બીજાની પાસે સેંકડો મુખથી કરીને સાધારણ જનોમાં નામના મેળવવાની કોશિશ કરી રહ્યાં હતાં. આ પ્રમાણે મહાલયનાં તમામ માણસોએ મહા ધામધૂમ મચાવી દીધી હતી.

જોત જોતામાં બે પ્રહર જેટલો સમય વીતી ગયો. ભોજનગૃહ આમંત્રિત આબરૂદાર સજ્જનોથી ભરાઇ ગયું. મધ્યવિભાગમાં રાજા ભૂપસિંહ એક સુવર્ણજડિત સોહામણા આસનપર વિરાજમાન થયો હતો. સ્હામેનો સોનાનો થાળ ભોજનોથી શણગારેલો હતો. રાજાની ડાબી બાજૂએ બીજા એક સોનાના આસન પર મહા માનવંતો રણધીરસિંહ અને જમણા ભાગપર વરુણસિંહ બેઠો હતો. સ્હામે અને બન્ને બાજૂએ સોબતી સજ્જનો જમણો હાથ ચલાવવામાં ગુંથાયા હતા. શાંતિપ્રસાદ મહારાજ અને બીજા બે બ્રાહ્મણો પીરસવામાં રોકાયા હતા. લગભગ સો ઉપરાંત સજ્જનો એકી સાથે બેસીને ભોજન કરતા હતા. દીવાન દોલતસિંહ નજીકના દરવાજાની એક બાજૂ પર ઉભો રહી રાજભોજનની સંભાળ રાખતો હતો. રાજમહાલયની અંદર તથા બહાર, ચારે તરફ કેવળ " दीयतां भूज्यत्य નો પ્રવાહ વહી રહ્યો હતો."

રાજભોજન સમાપ્ત થયા પછી આચમનાદિ સમાપ્ત કરી પોત પોતાના ઉતારાના ઓરડા તરફ સર્વે નવીન આવેલા રાજા ભૂપસિંહના માણસોએ આરામ લેવા માટે પ્રસ્થાન કર્યું.

દીવાન દોલતસિંહ તથા શાંતપ્રસાદ બીજા સાધારણ અનુચરોના ભોજનનો બંદોબસ્ત કરવા ચાલ્યા ગયા.

મધ્યાન્હ સમય વીતીને સાંજ પડવા આવી હતી. ભોજનનો વ્યાપાર પતી ગયો હતો. શાંતીપ્રસાદ પંડિત અને સદાશિવ ભાટ બન્ને એકઠા મળી શાંતિપ્રસાદ મહારાજના એકાંતવાળા ઓરડામાં બેસી વાતચિત કરી રહ્યા હતા. સદાસિવ ભાટે ઘણી વાતચિત કર્યા પછી કહ્યું:–" ગમે તેમ હો, પણ હવે હું આશીર્વાદ આપું છું કે, ભાવી દમ્પતી સુખપૂર્વક પોતાનું શેષ જીવન વ્યતીત કરે."

" એવા બુઢ્ઢા બાંદરની સાથે સુશીલા લગ્ન કરશે ? ના–ના, તમે મારી મશ્કરી કરો છો." શાંતિપ્રસાદે કહ્યું.

" ના, હું ખરૂંજ કહું છું ! હવે કાંઇ સુશીલાના કહેવાથી લગ્ન કાંઇ થોડાંજ અટકાવાનાં છે ! પિતા પોતાની ઇચ્છામાં આવે, એવા વરને પોતાની કન્યા આપે, તેમાં બીજાનું શું ચાલી શકે ?" સદાશિવે કહ્યું.

" આ વાત તમને કોણે કહી ? "

" વળી કહેતું તે કોણ હશે ? મારી બુદ્ધિએજ મને કહી દીધું છે. હું દિવ્યચક્ષુઓથી જોઉં છું કે, રાજા ભૂપસિંહ મહારાજનું સુશીલાનું પાણિગ્રહણ કરવા માટેજ શુભાગમન થયું છે. કેમ મને ઘરડો થયેલો ધારીને મહારાજ ? તમને મારી વાત પર વિશ્વાસ પણ આવતો નથી ? "

" ના, ના, વિશ્વાસ શા માટે ન આવે ? તેમ છતાં કોણ જાણે હું-હું-"

શાંતિપ્રસાદ પંડિતે કાંઇ કહેવાનો ઇરાદો કર્યો હતો, પરંતુ બરાબર તે વખતેજ દીવાન દોલતસિંહ અચાનક તે ઘરમાં આવી ચઢવાથી પાકશાસ્ત્રી બ્રાહ્મણથી કાંઇ પણ બોલીજ શકાયું નહિ.

દીવાનજીને જોઇ સદાશિવ ભાટે પૂછયું:-

" કેમ શા સમાચાચાર છે દીવાન સાહેબ ? "

" તમોને કોઇને કાંઇ અડચણ તો નથી આવીને ? "

" સદાવ્રતના મકાનમાં વળી અડચણ શાની ? "

" રાજા બહાદુર તમને યાદ કરે છે. નૃત્યશાળામાં અનેક સુજ્ઞ જનોનો સમાગમ થયો છે; માટે તમારે એકાદ બે ખ્યાલ તથા દુહા ગાઇ સંભળાવવા પડશે. "

" ચાલો. "

સદાશિવ ભાટ અને દીવાન દોલતસિંહ બન્ને નૃત્યશાલા તરફ ચાલ્યા ગયા. ત્યાર પછી થોડી વારે દયાળુ અને પરોપકારી વિપ્ર શાન્તિપ્રસાદ કિશોરસિંહના ઘર તરફ ચાલ્યો.

પ્રિય વાંચક ! આ સમયે દુર્ગની એક બાજૂએ શું ચાલી રહ્યું છે, તે આપણે જરા જોઇ આવીએ. આજે આખો દિવસ કિશોરસિંહ પોતાના ઓરડામાં ઉદ્વિગ્ન ચિત્તે બેસી રહ્યો હતો. આટલા દિવસમાં આજેજ તેનું મન અતિશય અસ્વસ્થ થઇ ગયું હતું. તે પોતાના હૃદયમાં શું ભારી તૂફાન મચી રહ્યું છે, તે પણ જાણી શકતો નહોતો. તેના મનમાં તરેહ તરેહના વિચારો એક પછી એક એકસરખા આવ્યા કરતા હતા; પરંતુ કોઇ પણ વિચાર ક્ષણવાર સ્થિરતા કરી ટકતો નહોતો. પોતાની આજે આવી ચમત્કારિક દશા શાથી થવા પામી છે, એની તેને કોઇ પણ એક નક્કી કલ્પના આવતી નહોતી. થોડીવાર તે આખા ઓરડામાં ફરતો હતો. તો થોડીવાર કોચ પર જઇ પડતો હતો. થોડીવારમાં પાછો દ્વાર પાસે જઇ ઉભો

રહી એક બે વાર બહાર ફરવા જવાનો વિચાર કરતો હતો, તેના મનમાં આજે જરા પણ આરામ નહોતો. પાંજરામાં પૂરાયલા સિંહને જેવી રીતે વનવિહાર કરવા જવાની પ્રબળ ઇચ્છા થઇ આવતાં તેનું મન અત્યંત ઉન્મત્ત બની જાય છે, તેવીજ રીતે કિશોરસિંહના મનની પણ વિષમ દશા થઇ ગઇ હતી.

એવામાં શાંતિપ્રસાદ બ્રાહ્મણ તેની પાસે આવી પહોંચ્યો. તેને જોતાંની સાથેજ કિશોરસિંહે કહ્યું:–"મહારાજ! અત્યારે ભોજન લાવવાની જરૂર નથી, કારણ કે મને જમવાની જરા પણ રૂચિ નથી."

તેણે ક્ષણવાર સુધી કિશોરસિંહના મુખ તરફ જોઇને કહ્યું કે:—"કિશોરસિંહ! એમ તે કદાપિ બની શકતું હશે કે? દિવસે દિવસે તમે અન્નનો ત્યાગ કરવા માંડયો છે! પહેલાના કરતાં તમારી દિનચર્યા અત્યારે તદ્દન બદલાઇ ગઇ છે! તમારે માટે હું શું કરૂં, કે જેના યોગે તમને આનંદ મળી શકે! તમારૂં એકાદ કામ કરતાં પણ મને કેટલો બધો આનંદ થાય છે, મારા માટે એ કેવું ભૂષણીય ગણાય છે, તે હું મારા મ્હોંથી તમને શી રીતે કહી શકું? જમ્યા વિના તે જિન્દગી ચલાવી શકાતી હશે કે?"

"પંડિતજી! તમારો મારા તરફનો આવો અપૂર્વ સ્નેહ જોઇને મને આનંદ થાય છે. પરંતુ હવે તમારૂં કહેવું મારી પાસે કાંઇ પણ કામ આવશે નહિ. મારા માટે હવે મૃત્યુજ શ્રેયસ્કર છે. મૃત્યુનેજ હું હવે ચાહું છું. હવે જીવીને મને શું સુખ મળવાનું છે?"

"મારાપર તમારો વિશ્વાસ છે કે નહિ?" ક્ષણવાર સુધી કિશોરસિંહના તરફ જોઇ શાંતિપ્રસાદ રૂંધાયલા અવાજથી બોલ્યો:—"કિશોરસિંહ! તમારા માટે હું તમે કહેશો તે સાહસ કરીશ—"

"એ વિષયમાં મને ખાત્રી છે. આજે આટલા દિવસ થયાં હું જોતો આવું છું. તમને મારે માટે લાગી આવે છે, સારૂં માન છે. તમારૂં અંતઃકરણ મારા માટે દ્રવીભૂત થાય છે. મને તમારો સ્નેહ સ્પષ્ટ દેખાઇ આવે છે. પરંતુ હું ખરેખર દુઃખી છું, એટલે તમને શું કહું?"

"દુઃખી! અત્યારના તમારા આ બંદીવાસને તમે જો સુખ માનતા હો તો કોણ જાણે! પરંતુ તમે દુઃખી છો—એવી મારી પૂરતી ખાત્રી છે—એટલુંજ નહિ પણ તમે ઘણા ઘણા દુઃખી છો! તમારા પર મહારાજ રણધીરસિંહની અવકૃપા થઇ છે, પૂરી ઇતરાજી થઇ છે. હું ઘણા દિવસ થયાં તેનું કારણ શોધતો હતો, તે કારણ આજે હમણાં મારા સમજવામાં આવ્યું છે! તમે એકલાજ દુઃખી છો,

એટલુંજ નહિ, પણ તમારા વિના આ દુર્ગમાં એક બીજું પ્રાણી પણ દુઃખી છે, એમ હું બેધડક કહી શકું છું. કેમ, મારી આ વાતપર તમને વિશ્વાસ આવે છે કે નહિ ?"

"વિશ્વાસ !"

ચમકીને અજાયબી સાથે ગભરાયલો કિશોરસિંહ બોલી ઉઠયો:—"વિશ્વાસ! આવી વાત શા માટે પૂછો છો? આ સંસારમાં અત્યારે તમારા વિના મારે 'મારૂં' કહેવા જેવું બીજું કોણ છે? મારૂં જીવન મરણ સર્વ તમારા હાથમાં છે. કહો, કહો, આ દુર્ગમાં બીજું કયું પ્રાણી દુઃખી છે?"

શાંતિપ્રસાદ પુરોહિતે ઓરડાની બહારના ભાગમાં એકવાર સાવચેતીથી દૃષ્ટિપાત કર્યો. ત્યાર પછી તે કિશોરસિંહની પાસે આવીને ધીમે ધીમે કહેવા લાગ્યો:—"હું હવે તમારી મનોવ્યથાને તથા દુર્ગમાં દુઃખી થતા એક પ્રાણીના હૃદયના દુઃખને બરાબર જાણી શકયો છું."

"પંડિતજી! હવે આ આકુળ હૃદયને અધિક ન અકળાવો, કહો, શું કારણ જાણી શકયા છો?" ઉત્સુકતાથી કિશોરસિંહે પંડિત શાંતિપ્રસાદને ઉદ્દેશીને પૂછ્યું.

"તમો સુશીલસુંન્દરીને ચાહો છો. સુશીલાને તમો મન–પ્રાણ અને હૃદયમાં હૃદયથી ચાહો છો. એ અકૃત્રિમ સ્નેહજ તમારા સર્વ દુઃખોનું–સર્વ શોકનું અને સર્વ અપમાનનું મૂળ કારણ છે. સુશીલાએ પણ તમોને મનમાં ને મનમાં મન–પ્રાણ–હૃદય આદિ સમસ્ત સમર્પણ કર્યું છે. ધાયમા કમલા તથા રાજા ભૂપસિંહના પ્રિય ભાટ સદાશિવે મને આ બધી હકીકત જણાવી છે. સુશીલા તમારા માટેજ દીવાની બની ગઇ છે. તમારા વિરહથીજ આજે પથારીવશ થઇ છે."

"તમારૂં અનુમાન ખોટું નથી. તમે મારી ગુપ્ત વાતને કળી ગયા છો, એટલે તમારી પાસે હું હવે કશું પણ છૂપાવીશ નહિ. સુશીલાને મેં તનમનથી ચાહી છે, હું તેનાપર પ્રેમ રાખું છું, રાખ્યો પણ છે,—સુશીલાને માટેજ હું આ દારુણ અપમાનના બોઝાને શિરપર ધારી રહ્યો છે! શાંતિ મહાશય! કહો જોઇએ કે, સુશીલાને ચાહવામાં મેં ગુન્હો શો કર્યો છે? મારાથી શો દોષ થયો છે? મેં સુશીલાને માટે મારૂં તનમનધન સર્વ ઉત્સર્ગ કર્યું છે, એમાં મેં અપરાધ શો કર્યો છે? તે કુલીન છે, તેથી તેનાપર પ્રેમ કરવો, એ શું અપરાધ ગણાતો હશે કે? અરેરે! કેવો અન્યાય! હું એક અજ્ઞાત

કુળવાળો પારકાના અન્નથી પોષાતો સામાન્ય દાસ છું, નિરાશ્રિત છું. મારે માતા નથી, પિતા નથી, કુળશીલ નથી, એથીજ તે અમૌલિક રત્ન તરફ મને દૃષ્ટિ કરવાનો પણ અધિકાર નથી? મારા માતાપિતા જીવતાં છે કે નહિ, તે પણ હું જાણતો નથી. કયા વંશમાં મારો જન્મ થયો છે, તેનો પણ નિશ્ચય નથી. અત્યારની અવસ્થા જોતાં ઘણુ ખરા મને નીચ કુળમાં જન્મેલો અથવા કોઇ ઉંચા કુળના કલંકની કાલિમા જેવો—"

કહેતાં કહેતાં કિશોરસિંહે બેઉ હાથથી મ્હો ઢાંકી કેટલીકવાર સુધી ચૂપચાપ રૂદન કર્યું. થોડીવાર પછી તે પાછો બોલવા લાગ્યો:—"આજે જો હું કોઇ દૈવશક્તિના પ્રભાવે કોઇ ઊંચી પાયરીપર ચઢી શક્યો હોત, આજે જો રણધીરસિંહ જાણી શકયા હોત કે, મારો કોઇ ઉંચા વંશમાં જન્મ થયેલો છે, હું કોઇ પણ દેશને વિખ્યાત જાગીરદાર કિંવા રાજા છું, તો તેથી શું સુશીલાને ચહાવામાં મારો કાંઇ પણ દોષ ગણાત ખરો કે? ના. તો આજે હું આ પ્રમાણે અપમાનથી વિતાડિત થઇને જનસાધારણની નિંદાને પાત્ર થાત ખરો કે? કિંવા સુશીલાના લગ્નના સંબંધમાં અંધ સમાજ-બંધન કાંઇ પ્રતિબંધ કરવાને શક્તિવંત થાત ખરૂં કે? પણ તેમ છતાં પણ તમે એટલું અવશ્ય સ્મરણમાં રાખજો કે, સુશીલા મારીજ થશે. મારા કાનમાં આવીને કોઇ જાણે કહી રહ્યું છે કે:—"કિશોરસિંહ! થોડા વખતમાંજ તું એક મોટો માણસ થઇશ. થોડા સમયમાંજ તું સુશીલાની સાથે લગ્ન કરી શકીશ?" તમે મને દીવાનો કહો કે ગમે તે કહો, પણ મારો ધ્રુવ તથા અચલ વિશ્વાસ એવોજ છે; થોડા વખતમાંજ મારા ભાગ્યનું પરિવર્ત્તન થશે."

"ત્યારે તમે આટલી બધી ચિંતા કેમ કરો છો? ત્યારે હવે તમારે વિચાર શો કરવાનો છે?" હદ ઉપરાંત ગભરાટની સાથે પંડિત શાંતિપ્રસાદે આ કેટલાક પ્રશ્નો પૂછ્યા.

"વિચાર શા માટે કરૂં છું? ચિંતા શાની છે? દિલગીર શા માટે રહું છું? તેનાં કારણો અનેક છે. મોહમયી ભ્રમણામયી આશા વારંવાર અનેક મૂર્તિઓ ધારણ કરીને મને દેખાવ આપે છે, નાના પ્રકારનાં પ્રલોભનો મને દેખાડે છે—લાલચોમાં લલચાવે છે, નાના પ્રકારે એ અનંત આશા મને સંતાપ્યા કરે છે. જ્યારે મનમાં અભિમાન કરીને આવી હીનતાનો પરિત્યાગ કરવાનો વિચાર કરૂં છું, ત્યારે સ્નેહ આવીને થોડા દિવસ સબૂર કરવાની મને ભલામણ કરે છે.

જ્યારે મનમાં ધારૂં છું કે, આ ગુલામીના ભારનું–આ અપમાનના બોઝાનું હવે વહન કરીશ નહિ, કોઇ પણ સ્થળે જઇને પોતાની મહેનતથી પોતાના, પરિશ્રમથી મારૂં ગુજરાન ચલાવીશ, ત્યારે તરતજ કૃતજ્ઞતાનો અંકુશ મારા મનોરાવણને તે માર્ગે જતો અટકાવે છે, જ્યારે ભયંકર અપમાનની વાત યાદ છે, ત્યારે તરતજ પાછો સ્મૃતિ પટમાં સુશીલાની દેવીમૂર્ત્તિનો ઉદય થઇને બધી વાતોથી મને ભૂલાવી દે છે. ત્યારે હવે કહો જોઇએ મહારાજ કે, મારે માટે ઉપાય શો છે?"

આમ કહીને કિશોરસિંહે ગંભીર અવાજથી એક ઊંડો નિઃસાસો મૂક્યો.

"હાય! તમારો એકેક શબ્દ મારા જિગરને ભેદી નાખે છે!" શાંતિપ્રસાદે પણ નિઃસાસો મૂકી કહ્યું.

"શું શાંતિપ્રસાદ! શુદ્ધ પ્રેમની પાસે કુળ–શીલ કે ધનવાનની કાંઇ કીમત છે? ખરા શુદ્ધ પ્રેમનું એક મોટા મંદિરમાં રહેવું કિંવા એક તુચ્છ ઝૂંપડાંમાં રહેવું તેની કિંમત સરખી છે? સુશીલા અને હું–અમારામાં આજે જો કે આવી વિકટ અડચણ આવી છે, તોપણ મને નિરાશા ઉત્પન્ન થઇ નથી. તે સર્વવ્યાપક દયાળુ પ્રભુપર મારો પૂરો વિશ્વાસ છે. મારા અંતઃકરણમાં સુશીલાના તરફ ઉપજેલા શુદ્ધ પ્રેમને તે સારી રીતે જાણે છે! તેના સંબંધમાં મારા અંતઃકરણની જે સ્થિતિ થઇ રહી છે, તેની તેને પૂરતી માહિતી છે, વળી મારૂં પોતાનું મન મને કહે છે કેઃ 'નિરાશ ન થા'"

"ત્યારે તમે આટલા બધા દુઃખી કેમ થાઓ છો?"

"તેનું કારણ માત્ર મારી અંધશ્રદ્ધા છે! શાંતિપ્રસાદ! શું તમે એમ ધારો છો કે, મને મારૂં બિલ્કુલ અભિમાનજ નથી. પરંતુ નહિ, આ દુર્ગ છોડીને મારે અહીંથી બીજે કયાંય પણ ન જવું, એવી મને એક દૈવી સૂચના થઇ છે. મને જો કયાંયથી પણ સુખ મળવાનું હશે, તો આ દુર્ગમાંથીજ મળી શકશે, એવું મારૂં મન મને કહે છે. મને વારંવાર જૂદા જૂદા ભાસ થયા કરે છે. પ્રત્યેક નિરાશાને વખતે જાણે કર્ણપિશાચ મારા કાનમાં ધીરજની વાત કહેતો હોય, એમ મને જણાય છે. શાંતિપ્રસાદ! તમારી પાસે મેં મારૂં દિલ ખોલીને બધી ખરી હકીકત કહી સંભળાવી છે; હવે તમે મને દુઃખી કહી શકશો ખરા કે નહિ?"

"તમારા દરેક શબ્દપર મને વિશ્વાસ છે. તમારા મનમાં આશા છે, તેથી તમે સુખી થશો. વળી તમારા આ ચમત્કારિક અને ઓજસ-

તાભરેલા ભાષણપરથીજ તમારા સુખની સંપૂર્ણ સૂચના થાય છે. પરંતુ,—"

"પરંતુ શું?" ઉત્સુકતાથી કિશોરસિંહે પૂછ્યું:—"કહો, શાંતિપ્રસાદ કહો, પરંતુ શું?"

"પરંતુ હમણાં દુર્ગમાં હું વિલક્ષણ પ્રકાર જોઇ રહ્યો છું, વિચિત્ર વાતો સાંભળી રહ્યો છું. વળી તે ઉપરાંત આજે એક મહાન વ્યક્તિ દુર્ગમાં પધારી છે?" શાંતિપ્રસાદે કહ્યું.

"શું? કયી વ્યક્તિ મહાલયમાં આવી છે?" કિશોરસિંહ તાડુકી ઉઠી ઉભો થયો તથા એકદમ અજાયબીથી બોલી ઉઠયો:—"કહો, કહો, જલ્દી કહો કે આજે વળી મહાલયમાં કોણ આવ્યું છે?"

"રાજા ભૂપસિંહ પધાર્યા છે?"

"તદ્દન જૂઠી વાત!"

"હું કહું છું તે ખરૂંજ છે!" શાંતિપ્રસાદે કહ્યું:–"વળી સુશીલસુન્દરીનાં લગ્ન પણ એ ભૂપસિંહ મહારાજની સાથેજ થવાનાં છે. એમાં લેશ માત્ર પણ સંદેહજ નથી."

કિશોરસિંહનું પગથી માથા સુધી આખું શરીર રોમાંચિત થયું. હૃદય ફાટી જવા માંડયું! પરંતુ ઘણી મહેનતે તેણે પોતાના મનોવેગને દબાવીને પૂછ્યું કે:–"પરંતુ આ બાતમી તમને કોણે આપી? તમને શી રીતે ખબર પડી? રાજા ભૂપસિંહનું દુર્ગમાં આવવાનું બીજું કોઈ પણ કારણ નહિ, હોય એમ તમે શી રીતે જાણ્યું?"

"હા, તમારી શંકા બરાબર છે. આજે દુર્ગમાં કંઇ કંઇ વિલક્ષણ અદ્દભુત ચાલી રહેલી વાતો પરથી તથા તેને તમારી નજરે જોવાથી તમને એમાં અસત્યનો રંચ માત્ર પણ આભાસ થાત નહિ તથા મારી વાતની પૂરેપૂરી ખાત્રી પણ થઇ જાત." આમ કહીને તેણે રાજા ભૂપસિંહનું ઘોડા પરથી પડવાનું, વૃદ્ધ વનચરી કિંવા દીવાનીના ભેદભરેલા વર્ત્તનનું અને દુર્ગમાં દાખલ થતાંની સાથેજ થયેલા ભયંકર અપશુકનનું બધું બયાન બરાબર વિસ્તારપૂર્વક કિશોરસિંહ પાસે કહી સંભળાવ્યું. ત્યાર પછી તે પાછો બોલ્યો કે:–"વળી, મેં એક સારા માણુસના મુખથી આ બધી બીના સાંભળી છે. વૃદ્ધ સદાશિવ ભાટે મને ગુપ્ત રીતે બધું કહી સંભળાવ્યું છે. પરંતુ, હવે તમે એક કામ કરો, સુશીલાપર તમે મને એક પત્ર લખી આપો.

"ના, મને તેમ કરતાં આવડતું નથી, પણ નહિ! મારે તેની મુલાકાત કરવીજ જોઇએ. તેના મુખથી મારે મારા મનને તૃપ્ત કરવું

જોઇએ. મારા સુખ દુઃખને મારે હવે તેની પાસેજ જણાવવું જોઇએ. ! તેના જો રાજા ભૂપસિંહની સાથે લગ્ન થવાનાં હોય, તો મારે હમણાંને હમણાંજ આ દુર્ગને ત્યાગી દેવો જોઇએ! હાય! હાય!" આમ કહીને તે ખિન્ન મનથી આખા ઓરડામાં ફરવા લાગ્યો. ઘણીવાર સૂધી બન્ને જણા સ્તબ્ધ રહ્યા. કિશોરસિંહની તે શોકમય સ્થિતિ જોઇને શાંતિપ્રસાદનું નિષ્કપટ મન પીગળી ગયું. પોતાના હાથમાં જો કાંઇ પણ હોત, તો તે કિશોરસિંહને અવશ્ય સુખી કરત, એવું તે તેને કહેવા લાગ્યો. તે ઘણી વાર સૂધી વિચારમાં પડી ગયો. છેવટે બોલ્યોઃ—"કિશોરસિંહ! કમલા એક ઘણીજ ઉત્તમ સ્વભાવની સ્ત્રી છે. તેનો સુશીલાદેવી પર અત્યંત સ્નેહ છે. માટે નિરાશ થશો નહિ. એ કમલાના મુખથીજ ઘણી ખરી વાત મારા જાણવામાં આવી ગઇ છે. મેં કમલાના મુખેથી બધું સાંભળ્યું છે. સુશીલા તમારા સિવાય બીજા કોઇના ગળામાં વરમાળા પહેરાવશે નહિ."

"તેવો સમય હવે રહ્યો નથી."

"આજે સાંઝે એકવાર વનભ્રમણ કરવા માટે તમારે બહાર નીકળવું પડશે. એ વખતે ગમે તે કૌશલ્યથી હું સુશીલાની સાથે તમારી મુલાકાત કરાવી આપીશ. અત્યારે તો વિદાય થાઉં છું."

આમ કહીને પંડિત શાંતિપ્રસાદ તે ઓરડામાંથી કામસર બીજે ચાલ્યો ગયો. અનુતપ્ત કિશોરસિંહે પોતાની પથારી પર સૂતાં સૂતાં ચિંતાના સાગરમાં પોતાના દિલને તરતું મૂકી દીધું.

ચાલ, પાઠક! એક વાર આપણે નૃત્યશાલામાં ભરાયલો દરબાર જોઇ આવીએ.

નૃત્યશાલાના એક વિભાગમાં નાચગાન ચાલી રહ્યું છે. સમયોગ્ય સજજન અને સંભ્રાન્ત વ્યક્તિઓ આનંદપૂરના અધીશ્વર મહારાજા ભૂપસિંહને ચોમેરથી ઘેરીને તે સ્થળે આનંદનો અનુભવ કરતી બેઠેલી છે. જતાંની સાથેજ સદાશિવ ભાટ પંચમ સ્વરથી વિશુદ્ધ તાલલયમય મનોહર પદવિન્યાસવાળા પ્રસિદ્ધ પ્રસિદ્ધ ખ્યાલો સંભળાવીને સર્વના મનને રંજન કરી રહ્યો છે. નજીકમાં તથા દૂર અનેક લોકોની મેદની એકઠી થઇ છે. સર્વે સંગીત સાંભળવામાં મગ્ન થઇ ગયાં છે.

વચ્ચે વચ્ચે આનંપૂરના પ્રજાજનો,—ધનવાન, નિર્ધન, નાના મોટા આદિ સર્વે એક પછી એક રાજાના દર્શનની અભિલાષાથી

ત્યાં આવતા હતા. રાજમહાલયનાં તથા નૃત્યશાળાનાં દ્વાર ખુલ્લાં હતાં, કોઇને પણ પ્રવેશ કરવાની મના નહોતી. જેની જેવી સ્થિતિ, તેવાં તે નજરાણાં પોતાની સાથે લઇ આવતા હતા; જે જેવા પ્રકારનો મનુષ્ય, તે તેવોજ સત્કાર પ્રાપ્ત કરતો હતો, તેવાજ આસન પર જઇ બેસતો હતો. સારાંશ કે, કોઇ પણ પ્રકારે કોઇનું અસન્માન કે અનાદર થતો નહોતો. સમોવડીયા માણસોને રાજા પોતે ઉઠી હાથ ઝાલી યથાયોગ્ય સમાદરસહિત પોતાની પાસે બેસાડતો હતો.

નૃત્યશાળા લોકોની મેદનીથી ભરાઇ ગઇ હતી. અનેક માણસો આવતા હતા. અનેક લોકો જતા હતા; સેંકડો હજારો માણસો ઉત્સુકતાથી બેઠા હતા. કોઇના મુખમાંથી એક શબ્દ પણ નીકળતો નહોતો. તેમજ સર્વનાં મુખ હસતાં જણાતાં હતાં. સર્વેનાં હૃદયોમાં આનંદ ઉભરાઇ રહ્યો હતો.

વાંચક બધુંઓને સ્મરણમાં રહ્યું હશે કે, આનંદપૂરના દક્ષિણ વિભાગમાં મહાવીર અને રણવીર નામના બે જાલિમ જુલ્મી લૂટારા ભાઇઓ પોતાનાં ટોળાં સાથે વસતા હતા. તેઓ કોઇને પણ કર આપતા નહોતા, નવાબના હુકમને માનતા નહોતા, દિલ્હીના બાદશાહથી પણ ડરતા નહોતા. બળાત્કારે બીજાનું સર્વસ્વ લૂંટી લેવું એજ તેઓ બન્ને ભાઇઓના જીવનનું મુખ્ય કાર્ય થઇ પડયું હતું. તેમના નામથી આનંદપૂર અને તેની આસપાસનાં ગામો પરંપરાથી સર્વદા શંકાશીલ રહેતાં હતાં. કોઇ કોઇ પણ વખતે તેમની વિરુદ્ધ બોલવાનું સાહસ કરી શકતું નહતું. કોઇ કોઇ પણ વખતે તેમની વિરુદ્ધ વર્ત્તવાની કોશિશ કરતું, તો પછી તેનો તેમના પંજામાંથી કોઈ પણ રીતે બચાવ થઇ શકતો નહોતો. પરંતુ જેઓ તેમના શરણાગત થાય, તેમના માટે તેઓ પોતાના પ્રાણ સુદ્ધાં અર્પણ કરીને તેમનો ઉપકાર કરવામાં પાછા પડતા નહોતા. વિશ્વાસ મૂકીને અથવા રીતિમુજબ બક્ષિસ આપીને ઘણાં માણસોએ તેમની પાસેથી ઘણી વાર ઘણાં ઘણાં કામો કાઢી લીધાં હતાં. એ ભીમ જેવા બળવાન અને પરાક્રમી લૂટારાઓનો પહાડી-કિલ્લો આનંદપૂર રાજ્યના ઇલાકામાંજ આવેલો હતો.

દેશનો રાજા આવ્યો છે, એવા સમાચાર સાંભળીને એ બન્ને જાલિમ ભાઇઓ સાંઝ પડતાં પહેલાં થોડીવારે રાજમહાલયમાં આવીને હાજર થયા. આ પહેલાંજ જણાવવામાં આવ્યું છે કે, રાજમહાલયના દરવાજા મોકળા પડયા હતા; કોઇને પણ દાખલ થવાની મના ન-

હોતી. આથી બન્ને લૂટારા બન્ધુઓ મહાલયના આંગણાંમાં પોત પોતાના અશ્વને બાંધીને બારોબાર નૃત્યશાળાના દ્વાર પાસે જઇ પહોંચ્યા. બન્ને લૂટારાઓને આવેલા જોઇ આજુબાજુના અનુચરો તથા પરિચારકોએ તેમનો ખરેખરો પરિચય કરાવ્યો. એ વખતે નૃત્યશાળાના દ્વાર પર ઉભો રહીને કુમાર વરુણસિંહ સહુનો સત્કાર કરી રહ્યો, તે આ લૂટારાઓને જોઇને ઉદ્ધતાઇથી ગર્વ સહિત ક્રોધમાં આવીને બોલી ઉઠયોઃ–"ચોર કે લૂટારાઓને માટે આ સ્થાન નથી. જેઓ ફાંસીના લાકડા પર લટકવાના છે, તેમને આ સ્થળે આવવાની શી જરૂર પડી છે! કોણે આમને રાજમહાલયમાં દાખલ થવા દીધા ?"

નાનો રણવીર આ વાત સાંભળતાંની સાથેજ ગુસ્સામાં આવી ગયો. તેણે વરુણસિંહના બન્ને હાથ ઝાલીને તેને નાચશાળાની એક બાજૂ પર જોરથી ફેંકી દીધો. આથી નૃત્યશાળામાં ભારી ખળભળાટ મચી ગયો. રાજા ભૂપસિંહ, રણધીરસિંહ અને બીજી કેટલીક આમંત્રિવ આગંતુક મંડળી ગભરાઇને એકદમ ઉભી થઇ ગઇ. ચારે તરફ હોહોનો પોકાર મચી ગયો. આકુળ વ્યાકુળ થઇ રણધીરસિંહે એકદમ દોડી આવીને જોયું કે, વરુણસિંહ બેભાન અવસ્થામાં નૃત્યશાળાના એક ખૂણામાં પડેલો છે. અને દરવાજા પર તે બન્ને દસ્યુ સરદારો રોષથી લાલચોળ થયેલી આંખો કરી દંભસહિત ઉભેલા છે. એ જોઇને રણધીરસિંહે પૂછ્યુંઃ–"આ સર્વ શું છે ?"

"અપમાન!" ભીષણ ભ્રૂકુટિનો વિસ્તાર કરી દાંત સાથે દાંત પીસી લૂટારા વીર મહાવીરે જવાબ આપ્યોઃ–"અપમાન! આ અપમાનનો બદલો માગું છું."

આ સાંભળતાંની સાથેજ વૃદ્ધ રણધીરસિંહ ક્રોધસહિત બોલી ઉઠયોઃ–"અમારાજ રાજ્યમાં અને અમારા મહાલયમાંજ આટલો બધો અસહ્ય અત્યાચાર! મારા પુત્ર પર બળાત્કાર! કોણ છે, આ બન્ને બદમાશોને એકદમ કેદ કરો."

"એવી તાકાત આજ સુધીમાં તો કોઇ પણ બતાવી શક્યું નથી! પણ જોશો કે અમો—"

આમ કહેતા કહેતા બન્ને લૂટારાઓ ત્રણ કૂદકામાં આખી સીડીને ઓળંગીને આંગણામાંથી પોતપોતાના અશ્વો સંભાળી લઇ તેની પીઠ પર સ્વાર થઇ નિમેષ માત્રમાં વન તરફ વાયુવેગે ચાલ્યા ગયા. એવામાં તરતજ સેંકડો પાયદળ અને અશ્વારોહીઓ તેમની પાછળ પડયા. લૂટારાઓના અશ્વો નક્ષત્રવેગે વનવિભાગ ભેદીને દોડવા

માંડયા. થોડીવારમાંજ જે લોકો તેમની પાછળ પડવામાં પ્રવૃત્ત થયા હતા, તેઓ નિષ્ફળ થઇને પાછા ચાલ્યા આવ્યા. કોઇનાથી પણ તેમને પકડી શકાયા નહિ.

---

## અષ્ટમ પ્રસંગ

## હર્ષમાં-વિષાદ

" મૃત્યુને વશ આ કલા થઇ ગઇ ! હું એ બની મૃત્યુની :
આ સંસાર અસાર છે ! અહહાહા ! એ શીખ આજે મળી !
વ્હાલાં હોય અરે અરે ! જગતમાં વ્હાલાં ઉરો ચીરતાં !
ભૂલોનીજ પરમ્પરા જગત આ, એવું દિસે છે પિતા !
ક્યાં શ્રદ્ધા ! અહ ! પ્રેમ ક્યાં ? જગત્ આ આખું અકસ્માતનું;
જે પ્યાલું મૃગને મળ્યું મરણનું તે હુંય માગું પ્રભુ ! .
જોઈ એ ઘડી આ લઉં મૃગ અને વીણા તૂટેલું, પિતા !
એ નિર્માણુ અનન્તના જલ મહીં ડૂબું પછી હું પિતા !

કલાપી

---

મહા ધામધુમમાં મહાકોલાહલ મચી ગયો. પૂર્ણ આનંદમાં પૂર્ણ વિષાદ આવી ઉપસ્થિત થયો. શાંતિના સાગરમાં અશાન્તિની રેલ આવી, ઉદ્વેગનો ઝંઝાવાત ઉત્પન્ન થયો. નૃત્યશાળાનો એ વિશાળ મહોત્સવ એકદમ ભાંગી ગયો. નર્તક, નર્તકી, ગાયક, વાદક આદિ જેઓ જે સ્થળે હતાં, તેઓ તે સ્થળેજ પાષાણનાં પૂતળાંની પેઠે સ્તબ્ધ થઇ અનિમેષ નયનોથી ઉભાં રહ્યાં, દર્શક અને શ્રોતાજનોની મોટી મેદની ગભરાટમાં આવી પડી. અનુચરો તથા અન્ય સામાન્ય જનો આમતેમ દોડવા માંડયા. શું થશે, શું કરવું પડશે, ક્યાં જઇશું. કોને બોલાવીશું, એવા એવા અનેક વિચારો કરવા છતાં કોઇ કાંઇ પણ નિશ્ચય કરી શક્યું નહિ. રાજા ભૂપસિંહ પોતે આવીને વરુણસિંહને પોતાના હાથથી વાયુ ઢાળવા લાગ્યો. વૃદ્ધ રણધીરસિંહ પુત્રની એક બાજૂમાં કિંકર્ત્તવ્યવિમૂઢ થઇ હાથમાં ખુલ્લી તલ્વાર લઇ નીચે મોઢે ઉભો રહ્યો. દૂરમાં-નજીકમાં અને સન્મુખમાં અનેક અનુચરો આવીને ઉભા રહ્યા, કોઇ જળ, કોઇ પંખા, કોઈ ચામર લઇને વરુણસિંહને શુદ્ધિમાં લાવવાની કોશિશ કરવા લાગ્યા. કોઇ પોતાના પ્રભુના મુખમાંથી નીકળતી આજ્ઞાને બજાવવા માટે તૈયાર થઇ ઉભા રહ્યા,

સારાંશ કે, કોઇ કોઇ પણ રીતે નિશ્ચિંત રહી શક્યું નહિ.

સાધારણ દર્શકજનો આ દેખાવને પોતાની નજરે જોઇને અથવા સાંભળીને ધીમે ધીમે સરવા માંડયા. જતાં જતાં અનેક મનુષ્યો અનેક પ્રકારની વાતો કહેતા જતા હતા. કોઇ કહેતા હતા. કે,–"આવા લૂંટારા તો આ પહેલાં કદાપિ જોવામાં આવ્યા નથી."

કોઇ પોતાના પ્રચંડ પરાક્રમને પ્રદર્શિત કરતા કહી રહ્યા હતા કેઃ—"આપણે બધા જો અત્યારે અહીં હાજર ન હોત, તો તેઓ રાજમહાલય સુદ્ધાં લૂંટી જાત. આપણને જોઇને તો તેઓ એકદમ ન્હાસી ગયા છે."

પરંતુ આમ બોલનારા લોકોજ સહુથી પહેલા છટકી આવીને રસ્તાપરનાં વૃક્ષોના ઓથમાં છુપાઇ ગયા હતા.

એવી બહાદુરીથી છૂપાયલા કેટલાક લોકોમાંના બે વૃધ્ધ માણુસો એકી અવાજે બોલી ઉઠયાઃ—"તેઓ લૂટારા નથી–ધાડપાડુ પણ નથી. તમો સહુ હજી નાનાં બાળક છો, તેથી તેમને જાણુતા નથી. તેઓ તો—"

હાજરજવાબીવાળો એક માણુસ તરતજ બન્ને વૃધ્ધની વાતને ધૂળમાં મેળવીને ભેંસાસુર જેવો રાગડો કાઢી બોલી ઉઠયોઃ—"ઠીક, ઠીક! એ વાત બરાબર છે. તેઓ તેઓજ છે. તેઓ ન હોય તો અહીંથી જાય પણ નહિ. કાલે વળી પાછી ભૂત–ચતુર્દશી છે! એટલે ભૂતનો ઉપદ્રવ હોવો સ્વાભાવિકજ છે."

બીજો બૃહસ્પતિની બુદ્ધિને પણ કુંઠિત કરી દે તેવો એક પુરુષ પોતાની અગાધ બુદ્ધિનો પરિચય કરાવવાના ઇરાદાથી બોલ્યોઃ– "આ તો સદાનું ભૂતને રહેવાનું ઘરજ છે. અહીં ભુત-પ્રેત–પિશાચનો તોટોજ ક્યાં છે! જ્યાં જુઓ ત્યાં જ્યારે ને ત્યારે ભૂત, ભૂતને ભૂતજ જોવામાં આવે છે. એમાં તમને બધાને આટલી બધી અજાયબી શાથી થાય છે? નવીનતા શું લાગે છે?"

આ પ્રમાણે ઘણા માણુસો કંઇ કંઇ બોલતા બોલતા ધીમે ધીમે રાજમહાલયની હદ ઓળંગીને દૂર ચાલ્યા ગયા, છેવટે વિશાળ માનવમેદનીનો ભંગ પણ થઇ જવા આવ્યો.

વરુણુસિંહને હજી સૂધી ભાન આવ્યું નહોતું, હવે સાંઝ પડવામાં માત્ર એકાદ પહોર જેટલોજ વખત બાકી રહ્યો હતો. ત્યાર પછી વરુણુસિંહને અન્તઃપુરમાં લઇ જવાની રાજા ભૂપસિંહ તથા રણુધીરસિંહે આજ્ઞા કરી. આજ્ઞા થતાંની સાથેજ ચાર અનુચરો કુમાર

વરુણુસિંહને કાળજીથી એક કોમળ પથારીપર સુવડાવી ધીમે ધીમે રાજમહાલયની અંદર લઇ ચાલ્યા. રણુધીરસિંહ, મહારાજા ભૂપસિંહ દીવાન દોલતહિસંહ, સદાશિવ ભાટ તથા બીજા કેટલાક માણુસો તેમજ સગાંવહાલાંઓ સાથે સાથે ચાલવા લાગ્યા. રાજ-વૈદ્યને બોલાવવાની આજ્ઞા થઇ. ખુદ દોલતસિંહે તે આજ્ઞાને બજાવવાનો ભાર પોતાના શિરપર વ્હોરી લીધો. એવામાં રાજમહાલયમાં ફરીવાર પહેલાંના કરતાં પણુ ભયંકર કોલાહલ મચી ગયો. સર્વત્ર સંભળાવા લાગ્યું કે:—"રાજબાલા સુશીલાને લૂટારા ઉપાડી ગયા છે."

સુશીલા સંગીત સાંભળવા, મિજલસમાં ગઇ નહોતી. તે દિવસે બપોરે રાજા ભૂપસિંહના આવવાના સમાચાર સાંભળી સરલ અને ભોળી બાલિકા સુશીલા એકાએક પોતાની ધાત્રી કમલાની ગોદમાં મૂર્છિત થઇ ગઇ હતી, કમલા તથા હંસિકા નામની બીજી એક વિશ્વાસુ દાસીએ તેની પાસે રહી અવિશ્રાંતપણે તેની સેવા બરદાશ કરી હતી; પિતા, ભ્રાતા કિંવા મહાલયના કોઇ પણુ માણુસના જાણુવામાં એ આકસ્મિક મૂર્ચ્છાવાળી વાત આવી નહોતી, તેમ છતાં પણુ રણુધીરસિંહે કમલાના મુખેથી માત્ર એટલુંજ સાંભળ્યું હતું કે, સુશીલાની તબીયત કાંઇક અસ્વસ્થ થઇ ગઇ છે, તેથી તે નૃત્યશાળામાં સંગીત સાંભળવા આવી શકે તેમ નથી. એ સમાચારથી કન્યાવત્સલ રણુધીરસિંહે તે દિવસના અયશ-આરામ, નાચગાન આદિ સર્વને બંધ રાખવાનો ઇરાદો કર્યો, પરંતુ રાખી શક્યો નહિ; કેવળ આનંપૂરના અધીશ્વર રાજા ભૂપસિંહ તથા બીજી કેટલીક આબરૂદાર મંડળીનો અસત્કાર થવાના ભયથી તેને તેમાં નિરુપાયવશ સમ્મતિ આપવીજ પડી. પણુ એથી કરીને રણુધીરસિંહે કન્યા સુશીલાને મિજલસમાં આવવાની ફરજ પાડી નહિ, આજ્ઞા પણુ કરી નહિ. ભાઇ વરુણુસિંહે પણુ પિતાના મુખથી બધી વાત સાંભળીને એ વિષયમાં વિશેષ આગ્રહ પ્રદર્શિત કર્યો નહિ. રાજા ભૂપસિંહથી પણુ એ વિષયમાં કશું બોલી શકાયું નહિ. આ સર્વ કારણોથી સુશીલાનો છૂટકો થયો. તેની ઇચ્છાનુસાર સાનુકૂળ સંજોગ મળવાથી તેના મનમાં આનંદનો પારજ ન રહ્યો. જ્યાં જવાને પોતાનું મન ના પાડતું હોય, ત્યાં જવાનું અટકી પડવાથી કોના મનમાં આનંદ ન ઉપજે ?'

જેની હૃદય વીણુા વિષાદના સંગીતથી નિરંતર વિષાદિત રહેતી હોય, જેનું ચિત્ત તે રસમાં ગાઢ નિમગ્ન થઈ ગયું હોય, તેના તે હૃદયમાં સુખ-સંગીતનો સંચાર પણુ શી રીતે થઇ શકે ?"

સાંઝે નૃત્યશાળામાં નાચ ગાન સાથે જબરદસ્ત જલ્સો જામ્યો હતો. સુશીલા કમલાની સાથે વિશાળ પુષ્પવાટિકામાં વાયુસેવન કરતી હતી. વાયુ સેવન કરતાં કરતાં સુશીલાએ કહ્યું કેઃ–" કમલા! ચાલ, તો ખરી આપણે એકવાર એ અદ્ભુત સમાધિમંદિરને જોઇ આવીએ. હું તે સ્થાનને ઘણુંજ પસંદ કરૂં છું. આ ગગન સાથે વિહાર કરતા મનોહર મહાલયના કરતાં, એ શૂન્ય અને એકાંતમાં આવેલું સમાધિ સ્થાન મને દેવભૂમિ સમું પ્રિય લાગે છે. ઇંદ્રની અપ્સરા જેવાં રાજમહાલયનાં માયિક સુખો ભોગવવા કરતાં એ સપાટ અને ખુલ્લી જગાની મીઠી હવા મારા મનને વધુ આનંદ આપે છે. નોકર ચાકરોના ખોટા આડંબર કરતાં મને ત્યાંની એકાંત, વૃક્ષોની રમણીયતા, પુષ્પોનો સુવાસ વધારે મોહ ઉપજાવે છે. ચાલ, હવે મને પિતા બોલાવે તેમ નથી. વળી અત્યારે સર્વજનો જગતના જુદા ગાનતાનમાં ગુલ્તાન બની ગયા છે, એટલે આપણા જવાની કોઇને કશા ખબર પણ પડશે નહિ. ચાલને–"

આજે એક માસ થયાં સુશીલાએ પોતાના ઓરડાની બહાર પગ પણ મૂક્યો નહોતો, એક માસ થયાં સુશીલા પોતાના સદાના પ્રિય ઉપવનમાં ફરવા આવી નહોતી. કિશોરસિંહ સાથેના તે છેત્રટના પ્રભાત–વિહાર વાળા દિવસથી, પિતાની કઠોર આજ્ઞાથી–ભાઇના સખ્ત ઠપકાથી અત્યાર સુધી તેણે પોતાના મનના દુઃખને એક પ્રકારે મનમાં ને મનમાંજ દબાવી રાખીને તે ઓરડામાંથી બહાર નીકળવાનું સાહસ કર્યું નહોતું. આજે દૈવયોગે આ સારી તક મળી ગઇ હતી. એકવાર ક્ષણવારને માટે સ્વાધીનતા મેળવીને એ પાંજરામાં પૂરાયલી વિહંગિનીએ વાયુસેવનની ઇચ્છા કરી હતી. એટલા માટેજ એવા મનોક્લેશ, હૃદયપીડા અને દેહનાક્ષયની વેદનાને ભોગવવા છતાં પણ એકવારને માટે તે પોતાના મનમાન્યા સ્થાન તરફ ફરવા જવાને તૈયાર થઇ હતી, તેના મનમાં તેવી વાસના ઉત્પન્ન થઇ હતી. એટલા માટેજ તે કમલાની પાસે આટલો બધો આગ્રહ કરી રહી હતી.

સ્નેહવાળી કમલા સુશીલાની ઇચ્છા વિરુદ્ધ પોતાના હૃદયથી કદાપિ કોઇ પણ કાર્ય કરી શકી નહોતી; કરી શકતી નહોતી. સુશીલા જે વસ્તુને ચાહતી હતી, તેને જાહિર રીતે કે છૂપી રીતે, છળથી કે કપટથી પણ કમલા જાણી લેતી અને ત્યાર પછી તે તેની પાસે લાવી રજૂ કરી પોતાના મનમાં સદા પ્રસન્ન થતી હતી. પ્રભુની આજ્ઞા નહોતી, પરંતુ સુશીલાની ઇચ્છા વનમાં ભ્રમણ કરવા જવાની

થઇ છે, ત્યારે તેમાં કશો પણુ વાંધો ઉઠાવ્યા વિના સુશીલાને ત્યાં આગળ થોડીવાર ઉભી રહેવાનું કહી કમલા દુર્ગના દ્વારની ચાવી લેવા માટે દરવાન પાસે ચાલી ગઇ. કમલા ઘણી બુદ્ધિવાળી હતી. દરવાનને મીઠી મીઠી વાતોથી ભૂલાવીને થોડી વારમાંજ દરવાજાની ચાવી લઇને તે પાછી આવી પહોંચી અને દરવાજો ખોલી સુશીલસુંદરીની સાથે મૃતરાજા દેવેન્દ્રનારાયણુસિંહના સમાધિસ્થાન તરફ જવાને વનમાર્ગે નીકળી પડી.

પરંતુ પ્રિય પાઠક બંધુઓ ! સુશીલાની ઇચ્છા ન હોવા છતાં પણુ કમલા આજે કોઇ પણુ કુશળતાથી સુશીલાને લઇને અવશ્ય તેને વનમાં ફરવા તેડી ગયા વિના રહેત નહિ. કારણુ કે, તેણે પંડિત શાંતિપ્રસાદની સાથે સલાહ કરી હતી કે, ગમે તે રીતે કિશોરસિંહની સાથે સુશીલાની આજે એક વાર અવશ્ય મુલાકાત કરાવી આપીશ. મુલાકાત અવશ્ય આ વનના માર્ગમાંજ થશે એમ પણુ કહ્યું હતું. ગયા પ્રસંગમાં આપણો બ્રાહ્મણુ મહાશય યુવક કિશોરસિંહને આવુંજ આશ્વાસન આપી આવ્યો હતો. આ કારણુથીજ કમલાએ પહેલેથી દરવાજાની ચાવી મેળવવાનો બંદોબસ્ત કરી રાખ્યો હતો. પરંતુ ચાલાક કમલાએ સુશીલાને તે વાત જણાવી નહોતી. તે ઉપરાંત સુશીલાએ પોતાની મેળેજ વનભ્રમણુ કરવાની ઇચ્છા પ્રકટ કરવાથી, કમલાને પોતાના મનની વાત જણાવવાની કશી પણુ જરૂર પડી નહોતી. તે તરત ને તરતજ રાજબાલા સુશીલાને પોતાની સાથે લઇને તે બિહામણા વનના વિકટ માર્ગમાંથી મરહુમ મહારાજા દેવેન્દ્ર નારાયણુસિંહના સમાધિસ્થાન તરફ ચાલવા માંડી.

કમલા સુશીલાને લઇને જ્યારે સમાધિનો સ્તંભ બતાવી રહી હતી, બરાબર તે વખતેજ રાજમહાલયની નૃત્યશાળામાં પૂર્વે જણાવેલા બે બનાવો બની ગયા. જે સમયે સમાધિસ્તંભનાં દર્શન કરી બન્ને જણીઓ જંગલમાં આવેલા જમીનના વિભાગમાંથી પાછી ફરવાની તૈયારીમાં હતી, તે સમયેજ ન્હાસી છૂટેલા બન્ને લૂટારા ભાઇઓ અશ્વપર સ્વાર થઇ તેજ સ્થળે આવી પહોંચ્યા. અલોકસામાન્યા, રૂપલાવણ્યમંડિતા અને ઉછરતા યૌવનવાળી સુંદરી સુશીલાને જોઇને લૂટારાનો સરદાર મહાવીર મહા આનંદમાં આવી બોલી ઉઠયો કેઃ— "વાહવાહ ! કેવો સુંદર માલ છે !

" શ્યામાવેષે નહિ નિચિ ઊંચી, ફુટડાં ગાત્રવાળી;
યાટે નાની, હરિણી સરખાં નેત્રવાળી રૂપાળી,

હારે હારે દશન કણિઓ રત્ન જેવી જણાતી;
શોભે ઝીણી કળિ અધરની બિંબથી રાતી રાતી.
ઊંડી નાભી ઉદર વિલસે, પાતળી કેડ જેની;
ભારે ઊંચા સ્તનથી કટિમાં, સેંજ નીચી નમેલી,
શ્રોણી ભારે, મલપતી રુડી ચાલતી ધીમી ચાલે;
નારી રુપે, પ્રથમ વિધિએ હોય નિર્મેલી જાણે.

નાના રણવીરે તરતજ એક કૂદકાની સાથે પોતાના અશ્વપરથી ઉતરી પડી એક હાથથી સુશીલાની કોમળ બાહુલતાને ધારણ કરી પોતાના સ્વાભાવિક કર્કશ સ્વરથી પૂછ્યું:–" તું કોણ છે! કોની કન્યા છે અને અત્યારે આ સૂના જંગલમાં શા કારણથી આવી છે? "

યમના દૂત જેવી આકૃતિવાળા બન્ને લૂટારાઓને જોઇને બાલિકા સુશીલા અર્ધી મરણતોલ થઈ પડી હતી. અત્યારે વજ્ર જેવા કઠિન હાથમાં પોતાનો હાથ દબાવાથી તથા મહા વિકટ અવાજ સાંભળવાથી તે તદ્દન બેભાન થઇને રણવીરના તે વિશાળ બાહુ પર ઢળી પડી.

દાસી કમલા જો કે ભયની મારી વ્યાકુળ થઇ પડી હતી, તેમ છતાં પણ સુશીલાની પેઠે એકદમ તેનું જ્ઞાન કે ચૈતન્ય હોલવાયું નહોતું. તેણે પોતાના મનમાંજ ધાર્યું કે, કદાચ ઓળખાણ આપવાથી આ બન્ને પાપાત્માઓ તેમને છોડીને ચાલ્યા જશે. આવો વિચાર કરીને કમલા આકુલવ્યાકુલ થઇને બોલી કેઃ–" આ સરદાર રણધીર-સિંહની કન્યા છે અને હમણાં થોડા વખતમાંજ તે આ દેશની રાજ-રાણી થશે. "

રણધીરસિંહની કન્યા–એવી વાત સાંભળતાંની સાથેજ બીજા સરદાર મહાવીર પ્રતિહિંસાનો તીવ્ર કટાક્ષ ફેંકી ભીમસમી ગર્જના કરી બોલી ઊઠયોઃ–" ઠીક થયું છે! રણધીરસિંહની કન્યા ઠીક સપા-ટામાં સપડાઇ ગઇ છે! રણવીર! ચાલ, છોકરીને સાથે લઇ લે! આપણે આપણા અપમાનનો બદલો વાળીશું. છોકરીની સાથે લગ્ન કરીશું. તમે લોકો અમોને નથી ઓળખતા? વરુણસિંહ જેવો નાનો બાળક અમારૂં અપમાન કરે અને અમો ચૂપચાપ બેઠા રહીએ તો અમારી માતાની કૂખ લજવાય અને અત્યાર સુધીની અમારી બધી નામના ધૂળ મળી જાય. રણધીરસિંહના વૈરનો બદલો લેવાનો અત્યારે દેવી કાલિકાએ બરાબર અવસર આપ્યો છે, એને અમો મૂર્ખતાથી કદાપિ એળે ગુમાવી શકીશું નહિ. ચાલ, રણવીર! જોઇ શું રહ્યો છે? "

જ્યેષ્ટ બંધુનો અભિપ્રાય જાણુતાંની સાથેજ નાના લૂટારા રણુવીરે તરતજ સુશીલાને પોતાના અશ્વપર ઉપાડી લીધી અને ત્યાર પછી અશ્વને ચાબૂક મારીને તેણે એકદમ જોરથી દોડાવી મૂક્યો. રણુવીરનો અશ્વ વાયુવેગે દોડવા માંડ્યો, સુશીલા તેની ગોદમાં મૂર્છિત અવસ્થામાં પડી રહી. મહાવીર પણુ તરતજ રણુવીરની પાછળ અશ્વ દોડાવતો ચાલી નીકળ્યો. કમલા થોડી વાર સુધી કિંકર્તવ્યવિમૂઢ થઇ તેજ સ્થળે ઉભી રહીને છેવટે શ્વાસભેર મહાલયના અંતઃપુર ભણી દોડવા માંડી. થોડેક આવ્યા પછી કેટલાક નગરરક્ષક અસ્ત્રધારીઓની સાથે તેની મુલાકાત થઇ. એ શસ્ત્રધારીઓમાંના કેટલાક અન્તઃપુરના રક્ષકો પણુ હતા. એઓ આ પહેલાં બીજા જૂદા માર્ગે લૂટારાઓની પાછળ પડવામાં પ્રવૃત્ત થયા હતા. છેવટે બીજા બધાની પેઠે તેઓ નિષ્ફળ થઇને આ રસ્તેથી પાછા શહેર તરફ જઇ રહ્યા હતા. રસ્તામાં ફરી વાર કમલાના મુખથી આવી દુર્ઘટનાની વાત સાંભળીને માત્ર એક જણુનેજ સૈન્ય એકઠું કરવાની સૂચના કરી શહેર તરફ મોકલી બીજા બધા સુશીલાને છોડાવવા માટે લૂટારાઓની પાછળ દોડી ગયા. જે સૈનિક સૈન્ય એકત્ર કરવા ગયો હતો, તે પણુ અર્ધાક પ્રહરમાં લગભગ સો ઉપરાંત ઘોડેસ્વાર સૈનિકોને લઇને લૂટારાઓના સરદારની સ્હામે લડવા માટે રવાના થયો.

રણુધીરસિંહ અને રાજા ભૂપસિંહ કેવળ વરુણુસિંહને લઇને અંતઃપુરમાં આવ્યા હતા, દોલતસિંહ વૈદ્યને બોલાવવા ગયો હતો અને બીજા કેટલાક મહાલયનાં માણુસો વરુણુસિંહની સેવા સુશ્રૂષામાં રોકાયા હતા; એવામાં કમલાએ આવીને ખબર આપી કે, બન્ને લૂટારા ભાઇઓ, સુશીલાને ઉપાડીને ચાલ્યા ગયા છે. આ ખબર સાંભળતાંની સાથેજ રાજા ભૂપસિંહે રણુધીરસિંહને પુત્ર વરુણુસિંહ પાસે રહેવાનું કહીને માત્ર કેટલાક હાજર રહેલા અશ્વારોહીઓની સાથે લૂટારાઓની વિરુદ્ધમાં પ્રયાણુ કર્યું. રાજા ભૂપસિંહ એક અસીમ સાહસી યોદ્ધો અથવા લડવૈયો હતો. તેના બાહુમાં પ્રચંડ બળ સમાયલું હતું.

બન્ને લૂટારાઓ થોડેક દૂર આવ્યા પછી પોતાના બે અનુચરોને જોઇ શક્યા. રણુધીરે તેની ગોદમાંની બેભાન સુશીલાને તે બન્ને અનુચરોમાંના એકની ગોદમાં સોંપીને કહ્યું કેઃ—" જો, દુર્જનમણિ! આ છોકરીને સારી રીતે કાળજી રાખી ખાસ ઓરડામાં સૂવડાવજે. ભાઇ એમની સાથે લગ્ન કરશે. અમારે અવશ્ય હવે રાજા

ભૂપસિંહ તથા રણધીરસિંહની સાથે લડાઈ કરવી પડશે. ખૂબ ઝપાઝપી ચાલશે, મારા મારી થશે અને છેવટે એક બીજાનાં માથાં લણવાનો વખત પણ આવી લાગશે. તું હમણાં ને હમણાં આપણાં ટોળાંના લોકોને જઇને ખબર આપી દે. અડ્ડામાં સહુને હોશિયાર રહેવાનું કહી દે."

દુર્જાતમણિને આમ કહ્યા પછી રણવીરે વડીલભાઇ મહાવીરને સંબોધીને કહ્યું કેઃ—"આવો ભાઇ, હવે આપણે અહીંજ ઉભા રહીએ. આ સ્થળે કોઇનાથી પણ આવી શકાશે નહિ. જે કોઈ અહીં આવી ચઢશે, તેમનાં માથાં કાપવાની અહીંથી ઘણીજ સરળતા થઇ પડશે. અને વિજયમણિ! તું એકદમ જઇને કેટલાક ડંડાવાળા તથા તીરકામઠાં વાળા આપણા ભીલ સરદારોને એકઠા કરી અહીં લઇ આવ. જા, આ કામ જલ્દી કર."

દુર્જાતમણિ મૂર્છિતા સુશીલાને લઇને તેમના અડ્ડા તરફ ચાલ્યો. વિજયમણિ તેની પાછળ પાછળ રવાના થયોઃ દસ્યુપતિ મહાવીરે એક મોટી ચીસ પાડી પોતાના તે દિવસના ઇશારાનો અવાજ કર્યો. અવાજ થતાંની સાથેજ વૃક્ષની ઓથમાં છૂપાઇ બેઠેલા ભીલ લૂટારાઓ ધીમે ધીમે તેની પાસે આવી એકઠા થવા લાગ્યા. થોડીવારમાંજ લગભગ બસો લૂટારાઓનું એક મોટું સૈન્ય એકઠું થઇ ગયું.

આ પહેલાં પહેલેથી અને પાછળથી જે સઘળું સૈન્ય સુશીલાનો ઉદ્ધાર કરવાના ઇરાદાથી બહાર નીકળી પડયું હતું. તેમાંના ઘણા ખરા સૈનિકો પણ લૂટારાના ટોળાં સ્હામે આવી ઉભા રહ્યા, રાજા ભૂપસિંહ પણ તેમની સાથે આવી મળી ગયો. પરંતુ સુશીલાને લૂટારાના ટોળાંમાં ન જોવાથી રાજા ભૂપસિંહ ક્રોધથી લાલચોળ આંખો કરી ગંભીર ગર્જનાસહિત બોલી ઉઠયોઃ—"મહાવીર સરદાર, જલ્દી કહે કે, મહામાન્ય જાગીરદાર રણધીરસિંહની કુમારીને કયાં છૂપાવી રાખી છે? તું જલ્દી તેને મારા તાબામાં સોંપી દઇશ, તો હું તને પુષ્કળ ઇનામ આપીશ. નહિ તો—"

મશ્કરીના અવાજથી ભીમ જેવા ભીષણ નિનાદથી દસ્યુદલનો અધિપતિ મહાવીર બોલી ઉઠયોઃ—"નહિ તો?"

"નહિ તો આનંદપૂરની આ પહાડી ભૂમિ લૂટારાઓના લોહીથી રંગાઇ જશે. આનંદપૂરમાંથી આજે ભીલ લૂટારા સરદારના તથા લૂટારા ટોળાંના નામ તથા નિશાનનો પણ લોપ થશે."

"જો તમારી તેવી શક્તિ હોય તો ખુશીથી તેમ કરો. અમો-

એ જ્યારે આ લુટફાટના ધંધાને હાથમાં લીધો છે, ત્યારથીજ માથું કોરાણે મૂકવાની પ્રતિજ્ઞા કરી છે. મહારાજ ! જો અમારા મનમાં મરણનો ભય હોત, તો અમો આમ જીવસટોસટની બાજી કદાપિ ખેલતજ નહિ. રણધીરસિંહના પુત્ર વરુણસિંહે અમારૂં મહા ભયંકર અપમાન કર્યું છે અને અમો ગમે તે રીતે એ અપમાનનો બદલો લેવાજ માગીએ છીએ. મરણ અમારી પાસે એક તુચ્છ વસ્તુ છે, માટે જો તમારામાં તાકાત હોય, તો ઘણીજ ખુશીની સાથે અમારૂં મોત કરો, અમોને ધરણીપરથી નાબૂદ કરો. અમોને એમાં કશી પણ હાનિ થવાની નથી."

"આનંદપૂરના અધિપતિ મહારાજા ભૂપસિંહનું આવું અસહ્ય અપમાન ? નાદાન લૂટારા તું નથી જાણતો કે, રાજા ભૂપસિંહના હાથથી મોટા મોટા લડવૈયા પણ ધૂળ ચાટતા થયા છે ?"

"તે બધું લડાઇના મેદાનમાં જોઇ લેવાશે."

તરતજ બન્ને પક્ષના બાહુ બળની પરીક્ષા શરૂ થઇ. જોત જોતામાં લૂટારાના ટોળાંમાંના દશબાર જણ ભયંકર રીતે જખ્મી થઇને ઘોડાની પીઠપરથી નીચે ગબડી પડયા. રાજા ભૂપસિંહના અનેક સૈનિકો ઘાયલ થઇ મરવા લાગ્યા. બન્ને પક્ષમાંથી જળના પ્રવાહની પેઠે અસંખ્ય લાકડીઓ, તીરો અને ભાલા અનર્ગલ રીતે ચાલવા લાગ્યા. જેઓ છેક નજીકમાં હતા, તેમની વચ્ચે તલવારની ઝપાઝપી ચાલવા લાગી. લગભગ અર્ધોક પ્રહર આ પ્રમાણે વીતી ગયો, એવામાં છેક નજીકના જંગલમાંથી ગંભીર અવાજથી સંભળાયું કેઃ-
"સુશીલા છૂટી ગઇ છે."

આ સાંભળીને બધાએ એકદમ એ તરફ જોયું. તેમણે સર્વેએ તથા રાજા ભૂપસિંહે પણ જોયું કે, એ અવાજ કરનાર વ્યક્તિ પેલી દીવાની જ હતી. દીવાનીને જોઇને આનંદપૂરના મહારાજાએ ઘણીજ અજાયબી તથા વિસ્મયતાથી પૂછ્યું કેઃ-"શું થયું છે ? સુશીલા શી રીતે છૂટી શકી છે ?"

"સુશીલા છૂટી ગઇ છે. પણ મહારાજા ! જે જીવનને એક દિવસને માટે પરિશ્રમ આપ્યો નથી, તે જીવનને અત્યારે આમ નષ્ટ કરવાને કેમ તૈયાર થયા છો ? જે લોહીનું એક બિન્દુ માત્ર પણ રેડવાની શક્તિ નથી, તે લોહીની આમ અસ્ખલિત ધારાઓ કેમ વહેવડાવી રહ્યા છો ? જાઓ, જાઓ, સહુ પોતપોતાના ઘર તરફ પાછા ફરો. જે જેનો વર છે, તેણે તેને છોડાવી છે. તમારો તેનાપર

કરો પણ અધિકાર ચાલવાનો નથી. રાજા, નકામાં ફાંફાં મારવાં મૂકી દો અને આરામથી ગદેલામાં જઇ પડયા રહો, અન્યની સ્ત્રીપર આસક્તિ કરી તેની સાથે લગ્ન કરવાને આટલા બધા આતુર ન થાઓ. અર્જુને સુભદ્રા હરણ કર્યું છે, પણ દુર્યોધને કાંડાપર સૂત્ર બાંધ્યું એટલોજ માત્ર સાર નિવડયો છે! ધિક્કાર–ધિક્કાર રાજા ભૂપસિંહને હજારો વાર ધિક્કાર છે ! તેઓ આવ્યા છે, અને તે વળી પછા સુશીલાની સાથે લગ્ન કરવાને, બીજાની સ્ત્રીનું હરણ કરવાને ! ધિક્કાર ! ધિક્કાર !"

આમ કહીને ઉન્માદિની મશ્કરીનું હાસ્ય કરતી કરતી વનની ઘટાદાર ઝાડીના ઓથમાં અદશ્ય થઇ ગઇ. તેના તે વિદ્રુપાત્મક તીવસ્વરથી રાજા ભૂપસિંહનું હૃદય કમ્પી ઉઠયું. તેણે જાણે પોતાના મનમાં ને મનમાંજ પોતાની દુર્ભાગ્યની કલ્પના કરી લીધી.

સરદાર મહાવીર ક્રોધ સહિત બોલી ઊઠયો કેઃ–" શું ! શિકાર છટકી ગયો ? જલ્દી પાછો—"

આમ કહીને તરતજ તેણે પોતાના અડ્ડા તરફ અશ્વ દોડાવી મૂકયો. રણવીર પણ તરતજ પોતાના ભાઇની પાછળ ચાલતો થયો. બાકીના લૂટારાઓ રણક્ષેત્રનો ત્યાગ કરીને સરદારના કહેવા પ્રમાણે ન્હાસવા માંડયા. સુશીલા છૂટી ગઇ છે, એ સાંભળી રાજા ભૂપસિંહ પણ હવે તે સ્થળે રોકાવાનું અનુચિતને ધારી તરતજ પોતાના સૈન્યસહિત રાજમહાલય તરફ પાછો ફર્યો. ત્યાર પછી રાજ-મહાલયમાં પાછા આવીને જોયું કે, સુશીલા તેના પિતાની પાસે ભયની મારી મરણતોલ થઇને બેઠેલી છે. વરુણસિંહ પણ શુદ્ધિમાં આવી ગયો છે. પિતા પુત્રી વચ્ચે વાતચિત ચાલી રહી છે. કિશોરસિંહે સુશીલાને આ સર્વ આપત્તિઓના જાળમાંથી છોડાવી છે, એવું સાંભળીને વરુણસિંહ મનમાં ને મનમાં અભિમાનથી ફુલાગી રહ્યો છે. કિશોર-સિંહ સુશીલાને તેના પિતા પાસે સોંપીને પોતાના ઓરડા તરફ પાછો ફર્યો છે. રાત્રિ લગભગ એકાદ પ્રહર ઉપરાંત વીતી જવા આવી છે.



## નવમ પ્રસંગ

# સુશીલાનો ઉદ્ધાર

દયાના, પ્રીતિના, મૃદુ હૃદય ને માર્દવ તણા;
તમે લોકો વૈરી, મમ હૃદય તે વૈર કયમ ના ?
હસો રોતાં દેખી ! હસીશ તમને આજ ચગદી;
અહો ! રોનારાં આ મમ નયનમાં જ્વાલ સળગી;
દયા રોનારાંની ઉપર નવ મારા હૃદયને !
તમારૂં રોવું એ કપટમય ને ક્રૂરજ દીસે;
તમારા :લોહીમાં મમ હૃદય આ સ્નાન કરશે;
અને તોયે સૌએ અઘટિતજ થયું એમ ગણશે;

પાઠક ! ચાલો આપણે એકવાર જોઇ આવીએ કે, લૂટારાના હાથમાં સપડાયલી સુંદરી સુશીલાનો ઉદ્ધાર શી રીતે થયો અને તેને કોણે, શી રીતે બચાવી.

લૂટારાનો અનુચર દુર્જનમણિ રણવીરની પાસેથી મૂર્ચ્છિતા સુશીલાને પોતાના અશ્વની પીઠપર ઉચકી લઇને તેના અડ્ડા તરફ ચાલવા માંડયો. વિજયમણિ બીજા એક અશ્વપર સ્વાર થઇને તેની પાછળ ચાલ્યો. થોડીવારમાં તેઓ જંગલને પાર કરી એક સપાટ ભૂમિમાં આવી પહોંચ્યા. એ સપાટ મેદાનવાળી જમીનથી તેમનો અડ્ડો લગભગ અર્ધાક માઇલના અંતરપર દૂર આવેલો હતો. તેઓ જ્યારે સુશીલાને લઇને વનમાંથી બહાર નીકળ્યા હતા, ત્યારે સુશીલાને થોડી થોડી શુદ્ધિ આવવા માંડી હતી. જ્ઞાનનો સંચાર થવાથી, સરલા બાલિકાએ ધીમે ધીમે આંખો ઉઘાડીને જોયું કે, તે એક ઘોર મેદાનમાં એક યમના દૂત જેવી આકૃતિવાળા, કદાવર અને બિહામણા લૂટારા પુરુષની ગોદમાં સૂતેલી હતી. નજીકમાં બીજો એક ભયંકર દેખાવવાળો લૂટારો અશ્વપર સ્વાર થઇ ચાલ્યો આવતો હતો. એમને જોતાંની સાથેજ સુશીલાનો આત્મા ઉડી ગયો. પ્રથમ તેણે ધાર્યું હતું કે, હું કોઇ પણ રીતે મારાથી બનતી કોશિશ કરીને આ લૂટારાઓના હાથમાંથી છૂટી જઇશ. પરંતુ દુર્જનમણિની એવી બિહામણી મુખાકૃતિ જોતાંની સાથેજ તે આશાને તે હવે પોતાના મનમાં સ્થાન આપી શકી નહિ. તેણે જોયું કે તે જીવતા નરરાક્ષસના મુખપર દયા

કે મમતાનાં કશાં ચિન્હ માત્ર પણ નથી. તેની નસેનસમાં, નજરે નજરમાં કેવળ નિષ્ઠુરતા અને નિર્દયતાનું પ્રતિબિંબ પડી રહ્યું છે. સુશીલા એ વિકરાળ મોઢાં જોઇને ભયસહિત ફરીવાર પોતાની આંખો મીંચી લીધી. તેનું હૃદય સૂકાઇ જવા આવ્યું.

તે સમયે સુશીલાના મનમાં જે જાતની ભાવનાઓનો સંચાર થયો હતો, તેનું આબેહુબ વર્ણન આ નિર્જીવ લેખિનીદ્વારા કે અક્ષરોના વિન્યાસદ્વારા કોઇ પણ પ્રકારે થઇ શકે તેમ નથી. શી આપત્તિમાં હું અત્યારે આવી પડી છું, ક્ષણવાર પછી મારા ભાગ્યમાં શું થવાનું હશે? મારા પિતા અને ભ્રાતા શું કરતા હશે? તેમને આ સમાચાર મળ્યા હશે કે નહિ? જો તેઓ મારો ઉદ્ધાર કરવા આવતાં દુર્દાન્ત દસ્યુઓના હાથમાં સપડાયા હશે તો? જો મારા માટે તેમનાપર કાંઇ આફત આવી પડી હશે તો, શું થશે? આ સમસ્ત ભયંકર ચિંતાઓએ સુશીલાના સરલ અને કોમળ હૃદયને વ્યાકુલ કરી દીધું હતું. તેથી જાણે અત્યારે તે સુશીલામાં અને પહેલાંની સુશીલામાં જમીન આસ્માનનો તફાવત જણાતો હતો.

એ સંશયરૂપ સંકટમાં સપડાયલી જાગીરદાર કન્યાએ તે વખતે શું બીજા કોઇને પણ યાદ કર્યો હતો કે નહિ? બીજા કોઇની પ્રતિમૂર્તિનું પ્રતિબિંબ શું તેના હૃદયપટપર આવીને પડયું હતું કે? હા, પડયું હતું. જેનો મોહનવેશ મનમાં આવતાં તેનો સઘળો ક્લેશ દૂર થતો હતો, તેજ કિશોરસિંહને તેણે આ વખતે એકવાર યાદ કર્યો હતો. હૃદયસર્વસ્વ કિશોરસિંહ અત્યારે પોતાની મેળેજ તેના સ્મરણમાં આવ્યો હતો. તે વિચારતી હતી કે, અત્યારે કિશોરસિંહ કયાં હશે? તેણે શું મારી આ આફતની વાત સાંભળી હશે? તે શું પોતાની પ્રાણાધિકા પ્રિયતમા સુશીલાને માટે વ્યાકુળ થયો હશે? કિશોરસિંહ શું અત્યારે એકવાર આવીને મને દર્શન આપશે ખરો કે? ના, તે બિચારો તેવીજ હીનતાથી જીવન મરણના સંધિમાં આવી પોતાના ઓરડામાં બેસી પોતાના દુર્ભાગ્યને દિલાસો આપી રહ્યો હશે; તે ઉપરાંત તેને આ સમાચાર આપે તેવું પણ કોણ છે? મારા પરિવારની સાથે હમણાં તેનો સંબંધ પણ શો છે?”

લગભગ દશેક મિનિટ સુધી જાગીરદાર દુહિતા સુશીલા આવી રીતે દારુણ ચિંતાના ભારથી દબાઇ ગઇ. દશ મિનિટ થયાં બન્ને લૂટારાઓ જંગલ વટીને મેદાનમાં આવી પહોંચ્યા હતા. દશ મિનિટ થયાં ઉભય દસ્યુઓ સુશીલાને ઊંચકીને એકાગ્ર મનથી ચાલ્યા આવતા

હતા. એ દરમ્યાન એક તીક્ષ્ણુ શરે આવીને વિજયમણિના અશ્વને ભૂમિપર ગબડાવી દીધો. વિજયમણિ પણ સાથે સાથે બેભાન થઇને મેદાનપર ગબડી પડયો. દુર્જાતમણિએ ભયસહિત ચમકીને પોતાની પાછળ એકવાર દૃષ્ટિપાત કર્યો. તેણે જોયું કે, નજીકના જંગલવિભાગને ભેદીને એક કદાવર હથિયારબંધ પુરુષ ક્રોધયુક્ત નયનોથી, ગર્વ સહિત અસીમ સાહસને ધારણ કરી એકદમ તે તરફ આવી રહ્યો છે. એ જોતાંની સાથેજ તે જાણી ગયો કે, એ યુવકના હાથમાંથી ફેંકાયલા તીરેજ તેના સોબતીને અશ્વસહિત જમીનપર ગબડાવી દીધો છે. સુશીલા એ યુવકને જોઇને આનંદની મારી ચીસ પાડી બોલી ઊઠી:–" કિશોરસિંહ ? "

દુર્જાતમણિએ કિશોરસિંહને જોતાંની સાથેજ ડાબા હાથથી મજબૂત રીતે સુશીલાને પકડી રાખીને બીજા હાથે મ્યાનમાંથી તલ્વાર બહાર ખેંચી. કિશોરસિંહે તરતજ તેના જમણો હાથ તાકીને બીજું એક બાણુ ફેકયું. એથી દુર્જાતમણિના હાથમાંથી તલ્વાર નીચે ગબડી પડી, તથા કિશોરસિંહનું ફેંકેલું આબાદ તીર તેના જમણા હાથને વીંધીને ચાલ્યું ગયું. સુશીલા પણ એથી તેના હાથમાંથી સરીને જમીનપર ઢળી પડત, પણ તરતજ કિશોરસિંહે તેની પાસે આવીને તેને પોતાના ડાબા હાથપર ઝીલી લીધી. કિશોરસિંહ ક્ષણવારમાં ડાબા હાથવડે સુશીલાને પોતાની ગોદમાં ખેંચી લઇને જમણા હાથથી દુર્જાતમણિનો જમણો હાથ પકડી તેને આંચકો મારી જોરથી જમીનપર ઢાળી દીધો. ત્યાર પછી ડાબા હાથમાં ભાલો ધારણ કરી તેની છાતીપર જમણો ગુંઠણુ રાખી ભીમ સમાન ભયંકર નાદથી તે બોલી ઊઠયો:–" જો, હવે મારી વિરુદ્ધ કશું પણ આચરણ ચલાવીશ, તો અવશ્ય યાદ રાખજે કે, જીવજાનથી માર્યો જઇશ, મારો આ ભીષણ ભાલો તારાપર લેશ માત્ર પણ દયા દર્શાવશે નહિ. હવે ચૂંકારો પણ કરીશ, તો તારા શરીરના સેંકડો ટુકડા કરી નાખીશ. "

દુર્જાતમણિ લાચાર થઇ ગયો. તેણે વિચાર્યું કે;–" નકામો બબડાટ કરીને હું વિના કારણ મારો જીવ શા માટે ગુમાવું ? જો જીવમાં જીવ હશે તો આવાં રમણી રત્નો ઘણાં મળી શકશે." આવો વિચાર કરીને તે ધીમા ધીમા અવાજથી બોલ્યો કે:–" જો મને આપ જીવનદાન આપશો, તો હું આપ જેમ કહેશો તેમ કરીશ. માતા કાલિકાના સોગન ખાઇને કહું છું આપની સાથે હું દગાબાજી નહિ કરું."

" બહુ સારું, તારા આ કાલાવાલા જોઇને મને તારાપર દયા

આવે છે. હું તને મારી આપું છું, જીવનદાન આપું છું. પણ એ જીવનદાનના બદલામાં તારે મને તારો અશ્વ આપવો પડશે."

"લઇ જાઓ, ખુશીથી લઇ જાઓ, પણ આપનું કામ પતી જાય, ત્યારે તેને પાછો સોંપવાની કૃપા કરશો. કારણ કે, આ મારૂં મારા જીવ કરતાં પણ વધારે વ્હાલું જાનવર છે."

"સારૂં, હું મારી જરૂર પૂરી થયે, તારા અશ્વને તરતજ પાછો મોકલાવી આપીશ."

"જેવી આપની ઇચ્છા."

કિશોરસિંહ ત્યાં વધારેવાર રોકાયો નહિ. કોણ જાણે કદાચ લૂટારાઓ પોતાનાં ટોળાં સાથે તે સ્થળે આવી ચઢે તો તેમાં કાંઇ અજાયબી જેવું નથી, એમ ધારીને બન્ને જખમી લૂટારાઓને તેવીજ હાલતમાં ત્યાં આગળ પડતાં મૂકી સુશીલાને અશ્વની પીઠપર બેસાડી પોતે એક કૂદકો મારી સ્વાર થઇ રાજમહાલય: તરફ અશ્વને એકદમ દોડાવી કિશોરસિંહ ચાલી નીકળ્યો. બન્ને લૂટારાઓએ સ્થળેજ માટીમાં રગદોળાતા પડી રહ્યા.

આ પ્રમાણે મારામારી કે રક્તપાત કર્યા સિવાય સુશીલાનો ઉદ્ધાર કરીને વિજયી વીર કિશોરસિંહ હજી ફક્ત થોડેક દૂર આવ્યો હતો, એવામાં તેની પૂર્વપરિચિતા પેલી ઉન્માદિની એકાએક તેની સ્હામે આવી હાજર થઇ. સુશીલાનો ઉદ્ધાર થયેલો જોઇને ઉન્માદિની આનંદ સહિત ચીત્કાર કરી બોલી ઉઠી:–"હાઃ, હાઃ, હાઃ! બહુ સારૂં કામ કર્યું છે! રામચંદ્રે દુષ્ટ રાવણના સપાટામાંથી સતીશિરોમણિ સીતાદેવીનો ઉદ્ધાર કર્યો છે! હાઃ! હાઃ! હાઃ!"

ઉન્માદિનીના હૃદયની સર્વ વાતો કોમળ હૃદયની સુશીલાના હૃદય-સહિત જાણે મળીને એકમેક થઇ ગઈ. તેનું સ્વાભાવિક રીતેજ સરજાયલું સરલ અને કોમળ હૃદય એકદમ જાણે પીગળીને પાણીના પ્રવાહ રૂપ થઇ ગયું! તે પ્રિયવાક્ય અને પ્રીતિસહિત કિશોરસિંહને સંબોધીને બોલી કે:–"અહા! આતો તે દિવસે પહાડપર મળેલી પેલી દીવાનીજ છે ને શું!"

કિશોરસિંહે કહ્યું:–"સુશીલ! તેણેજ એક પ્રકારે તારી રક્ષા કરી છે; પાપાત્માઓના પંજામાંથી બચાવી છે. હું બપોર પછી શાંતિપ્રસાદ પંડિતના કહેવા મૂજબ વનભ્રમણ કરવા માટે બહાર નીકળ્યો હતો. ધીમે ધીમે આ દિશાના આ વનમાર્ગેજ હું ફરી રહ્યો હતો, અને શાંતિપ્રસાદે તારા આવવાની વાત કરી હતી, પણ તને ત્યાં ન

જોવાથી હું વનદેવીના વિહાર કરવા લાયક આ સુંદર સ્થાનમાં ભ્રમણ કરતો હતો. એવામાં તેણે આવીને મને ખબર આપી કે, લૂટારાઓ તારી ચોરી કરી ન્હાસી છૂટયા છે. એ ખબર મળતાંની સાથેજ હું એક પળનો પણ વિલંબ કર્યા વિના તારી પાસે દોડી આવ્યો હતો. પણ જો તેણે આવીને મને ખબર ન આપી હોત, અથવા હું તને લૂટારા ઉપાડી ગયા છે, એ વાતને ન જાણી શકયો હોત, તો કોઇ કાળે પણ તને તે દુરાત્મા દાનવોના હાથમાંથી હું બચાવી શકત નહિ. અરે! એટલુંજ નહિ, પણ દિવસોના દિવસો થયાં તારા દિદાર માટે મારૂં જે જિગર ચાતકની પેઠે તલસી રહ્યું છે, તેને પણ તારા દિદારનો લાભ મળત નહિ."

આમ કહેતાં કહેતાં કિશોરસિંહના બન્ને ગાલપરથી આંસૂ વહી ચાલ્યાં. તેના મનમાં ઘણી ઘણી વાતો કહેવાની ઇચ્છા હોવા છતાં પણ તેનાથી કશુંય બોલી શકાયું નહિ. કિશોરસિંહે જે કાંઇ પ્રેમભરી વાતો કરી તે સાંભળીને સુશીલા પણ રડી પડી. ત્યાર પછી આંખોમાં આંસૂ આણી દીવાનીના તરફ જોઇને ગળગળા અવાજથી તેણે કહ્યું કેઃ—"માતા! તુંજ આજથી મારી ખરી માતા છે! મારે મા નથી, માટે હવેથી હું તનેજ મારી માતા માનું છું." આમ કહેતાં કહેતાં સુશીલાની અશ્રુધારા વધારે વેગથી વહેવા લાગી.

સાથે સાથે કિશોરસિંહ બોલી ઉઠયો કેઃ—"એ મારી પણ માતા છે! મારે તો આ સંસારમાં બીજું કોઇ પણ નથી, સુશીલા! મારા માટે આખી આલમ અકારી છે. નથી દુનિયામાં માતા કે પિતા, નથી ભાઇ કે ભાંડુ! આ વિશાળ વિશ્વંભરામાં મને બે મીઠાં વચનો સંભળાવી ધીરજ આપે તેવું પણ કોણ છે?" આમ કહેતાં કહેતાં એક હૃદયભેદક દીર્ઘનિઃશ્વાસ કિશોરસિંહની નાસિકાદ્વારા બહાર નીકળી પડયો!

"મારાં વ્હાલાં બાળકો! તમો જરા પણ ફિકર ન કરો. હું તમારી બન્નેની ખરી માતા છું." હાઃ, હાઃ, હાઃ! હું તમારી માતા છું!," આમ કહીને દીવાની વળી પાછી મોટેથી હસી પડી.

"તું શું મેળવવા ચાહે છે, માતા?" સ્નેહપૂર્વક સંબોધનથી સુશીલાએ પુનઃ તે ઉન્માદિનીને પૂછ્યું:—

"માતા, તારી અમારી પાસેથી કઇ વસ્તુ મેળવવાની ઇચ્છા છે?"

"હું કશું પણ મેળવવા માગતી નથી; બ્હેન! સંસારમાં તમો બન્ને સદા સર્વદા સુખી રહો અને રાજા તથા રાજેશ્વરીના પદને પ્રાપ્ત કરી તમારી નામનાને અમર કરો, એ જોવાનીજ મારી ઇચ્છા છે! હું

હવે અહીંથી રવાના થઇશ. લૂંટારાઓની સાથે અત્યારે જબરો ઝગડો જામ્યો છે. રાજા ભૂપસિંહ પોતે લડાઇમાં ઉતરી આવ્યો છે. માટે મને લડાઇ જોવાની—મજા જોવાની પૂરી ઇચ્છા થઇ આવી છે."

લૂંટારાઓનાં ટોળાં સાથે ઝપાઝપી ચાલવાની વાત સાંભળીને સુશીલાના મનમાં પુનઃ એક પ્રકારના ભયાનક ભયનો સંચાર થયો. તેણે પોતાના મનમાંજ વિચાર્યું કેઃ—"મારા માટે કદાચ મારા પિતા અથવા ભ્રાતાને કોઇપણ વિષમ વિપત્તિમાં સપડાઇ જવું પડશે." આવો વિચાર કરી તે દિલગીરી સાથે બોલી ઉઠીઃ—"મા ! તું અમારા બન્નેના ઉપર એક ઉપકાર કર અને અત્યારે સળગી ઉઠેલી મહા ભયંકર લડાઇને અટકાવી દે. મારો છૂટકારો થઇ ગયો છે, એવી ખબર બન્ને પક્ષના લડવૈયાઓને સત્વર આપી દે."

"બહુ સારૂં, બેટા ! જ્યારે તારી એવીજ ઇચ્છા છે, ત્યારે હૂં હમણાંને હમણાંજ જઇને એ લડાઇને અટકાવી દઉં છું." આમ કહીને એ દીવાની વાયુ વેગે જંગલમાં દોડવા લાગી.

દીવાનીએ સુશીલાનાં વચનને કેટલે અંશે માન્ય રાખ્યું હતું, એ સંબંધી સર્વ વૃત્તાંત, અમારા પ્રિય વાંચક મિત્રો આ પહેલાના પરિચ્છેદમાંજ જાણી શકયા છે.

કિશોરસિંહ સુશીલાને લઇને રાજમહાલયમાં આવી હાજર થયો. રસ્તે ચાલતાં ચાલતાં સંક્ષેપમાં એક બીજાંના મનની સઘળી વાતો થઇ ગઇ. બન્ને બન્નેની પાસે ધર્મને સાક્ષીરૂપ રાખી પ્રતિજ્ઞાના બંધનમાં બંધાઇ ગયાં. કિશોરસિંહે ધાર્યું કે, સુશીલા આ જગત્માં તેના વિના બીજા કોઇની પણ થશે નહિ. સુશીલાએ ધાર્યું કે, કિશોરસિંહ પણ સુશીલા સિવાય અન્ય રમણીને હૃદયમાં સ્થાન આપશે નહિ. આટલા દિવસે બન્નેના હૃદયનો વ્યાધિ ઘણો હળવો પડી ગયો. એક વિષયમાં બન્ને વિશુદ્ધ પ્રેમીજનોનાં પ્રેમી હૃદયો સુખી થયાં.



## દશમ પ્રસંગ

## દૈવી ચમત્કાર અને દિવ્યદર્શન

" Arise and look around;
for every atom that has brith;
Shined forth a lustrous beacon:
to illumine all the earth;-"

" To Search thro all, I felt or saw,
The spring of life, the depths of awe;
and reach the low, within the law."

—*Tennyson.*

સુશીલાને તેના પિતા તથા સહોદરના હાથમાં સોંપીને કિશોરસિંહ પોતાના ઓરડા તરફ ચાલ્યો ગયો. આવા મહાન કાર્યના સમ્પાદકને-કૃતાન્ત સમ દુર્દાન્ત લૂટારાઓના પંજામાંથી રણધીરસિંહની પ્રાણ પૂતળી, અને વરુણસિંહની પ્રિય ભગિની-કુમારીસુશીલાનો ઉદ્ધાર કરનાર વીરવર કિશોરસિંહને કોઇની પાસેથી એક પણ ધન્યવાદ કે અભિનંદન પ્રાપ્ત થયું નહિ. જે રણધીરસિંહ કિશોરસિંહને આખી જિન્દગીથી પોતાના પુત્રીની પેઠે પાળતો આવ્યો હતો; પ્રિયપુત્ર વરુણના કરતાં પણ જેના તરફ હમેશાં તે હદ ઉપરાંત આંતરિક સ્નેહ રાખતો હતો, જેને પોતાની નજર આગળ ન જોવાથી રણધીરસિંહનું કદાપિ કોઇ પણ કાર્યમાં મન લાગતું નહોતું, આજે તેજ રણધીરસિંહે તેજ કિશોરસિંહને તેના આવા બહાદુરી ભરેલા કામના બદલામાં શાબાશી આપવી તો દૂર રહી, પણ બોલાવ્યો પણ નહિ. આ મહા મહત્ કાર્યને માટે હમેશનાં રિવાજ મૂજબ તેની સાથે ભેટી પડીને તેના મસ્તકની ઘ્રાણ પણ લીધી નહિ. એકવાર હાથ ઝાલીને પોતાની બાજૂમાં બેસાડયો નહિ. કિશોરસિંહે સન્માન સહિત અશ્વની પીઠ પરથી સુશીલાને ઉતારીને આંગણામાં બેઠેલા વૃદ્ધ રણધીરસિંહના હાથમાં સોંપી દીધી. તેણે બિચારાએ એક પ્રકારના ધન્યવાદની આશાથી એકવાર રણધીરસિંહના મુખ તરફ પણ જોયું. પરંતુ તેની તે આશા તદ્દન ઉલટા સ્વરૂપમાંજ બદલાઇ ગઇ હોય

તેવો તેના મનમાં ભાસ થયો. તેણે જોયું કે જાણે તેની તે મહા મૂર્ત્તિ અત્યારે માયા, મમતા કે ઉદારતાથી સર્વથા શૂન્ય બની ગઇ હતી; તેના મનનું સુખ, સ્વતંત્રતા તથા પ્રસન્નતા પણ અદશ્ય થઇ ગઇ હતી. તેના હૃદયમાં જાણે અત્યારે શાંતિનો રંચ માત્ર પણ નહોતો.

રણધીરસિંહે પણ એકવાર કિશોરસિંહના મુખ તરફ જોયું; જોતાંની સાથેજ તેના બન્ને વિશાળ નયનોમાંથી આંસૂનાં એકાદ બે બિન્દુઓ ટપકી પડ્યાં; વૃદ્ધ તરતજ બન્ને આંખોને નીચી નમાવી બાહુ સાથે વળગી પડેલી કન્યાને લઇને પોતાના અન્તઃપુર ભણી ચાલ્યો ગયો. તેણે કિશોરસિંહના તરફ ફરીવાર જોયું નહિ; જોઇ શક્યો નહિ—કિશોરસિંહ એનો આશય જાણી ગયો. જાણીને રડી રડ્યો પડ્યો ખરો, પરંતુ તે આંસૂ વિનાનાં શુષ્ક નયનોથી રડ્યો; મનમાં ને મનમાંજ રડ્યો! કદાચ કોઇ એવો પ્રશ્ન પૂછશે કે વીરવર કિશોરસિંહ પોતાના મનમાં શા માટે રડી પડ્યો? તેના ઉત્તરમાં અમો માત્ર એટલુંજ જણાવીશું કે, શું જેને એક વ્યક્તિ પોતાના હૃદયથી પણ ચહાતી હોય, તે વ્યક્તિ જ્યારે વિના વાંકે રોષને હૃદયે ધરે, ત્યારે તેના મનમાં આઘાત ન થાય? થાય—અવશ્ય થાય! આ સંસારનો સ્વભાવજ એવો વિલક્ષણ છે કે, મનુષ્ય જ્યારે એક મોટામાં મોટું કાર્ય કરે તેમ છતાં પણ જો તેને બીજાના તરફથી તો દૂર રહ્યું પણ પોતાના પ્રિયજનો તરફથી પણ શાબાશી કે ધન્યવાદ ન મળે તો તેના હૃદયના તારો અવશ્ય તૂટી ગયા વિના રહેજ નહિ. કિશોરસિંહનું કોમળ હૃદય પણ અત્યારે અપમાનના એ અસહ્ય આઘાતથી વીંધાઇ ગયું, તેના ચૂરેચૂરા થઇ ગયા અને આખરે તે બિચારો હૃદયમાં રડી પડ્યો!

રણધીરસિંહ સુશીલાને લઇને પોતાના અન્તઃપુરમાં ચાલ્યો ગયો, એ જોઇને કિશોરસિંહ પણ મર્મના આઘાતથી ચૂર્ણ થયેલા હૃદયથી પોતાના ઓરડા તરફ પાછો ફર્યો; એવામાં સ્હામેની બીજા માળ પરની બારીપર તેની નજર પડી—તેણે જોયું કે, બારીના સળીયાને અઢેલીને કુમાર વરુણસિંહ બારીના માર્ગ વચ્ચે ઉભો હતો. ઓરડામાં દીવો સળગી રહ્યો હતો; આંગણામાં પણ દીવાનો પ્રકાશ પૂરતો પડતો હતો. કિશોરસિંહ સાફ સાફ જોઇ શક્યો કે, જેવી તેમની ચારે આંખો એકત્ર થઇ, ત્યારે તરતજ વરુણસિંહે જાણે એક પ્રકારના વિજાતીય અભિમાન, ક્રોધ અને ઘૃણાની સાથે કિશોરસિંહના તરફથી પોતાનું મુખ ફેરવી લીધું. કિશોરસિંહે જોયું કે, તેના તરફ રણધીરસિંહના કુમારના હૃદયમાં વિજાતીય વિદ્વેષ ઉત્પન્ન

થયો છે. તે ત્યાર પછી એક ક્ષણ પણ ત્યાં ઉભો રહ્યો નહિ. તરતજ પોતાના ઓરડામાં ચાલ્યો આવ્યો. પોતાના ઓરડામાં આવી પ્રથમ ફરવા જવાનો પોશાક ઉતારી હાથ મ્હોં ધોઇ લીધાં અને ત્યાર પછી હમેશના રિવાજ મુજબ સંધ્યાવન્દન આદિ ઇશ્વરની ઉપાસનાને સમાપ્ત કરી શાંતિપ્રસાદ મહારાજ તેના માટે રાત્રિનું ભોજન મૂકી ગયો છે કે નહિ, તે તેણે એકવાર તપાસી જોયું. જોકે સાંઝે તેણે બ્રાહ્મણ મહારાજને રાત્રે જમવાની ના પાડી હતી, તથાપિ એ સર્વ શારીરિક પરિશ્રમોથી તેના પેટમાં ભૂખ લાગી હતી. એટલા માટેજ ખાવાનું રાખ્યું છે કે નહિ, તેની તેણે એકવાર તપાસ કરી. પણ ભોજનનો થાળ તેની નજરે પડયો નહિ. એ પરથી તેણે વિચાર્યું કે, આજે આ આપત્તિના ધાંધલમાં આવી પડવાથી શાંતિપ્રસાદ તેના માટે ખાવાનું લાવી શકયો નથી. નહિ તો, મારી મના થવા છતાં પણ શાંતિપ્રસાદ મહારાજ કોઇ દિવસ પણ મારા માટે ખાવાનું લાવતાં ભૂલેજ નહિ; કોઇ દિવસ મારી મના તરફ તેઓ ધ્યાન પણ આપે નહિ. હજાર કામ પડતાં મૂકીને બ્રાહ્મણ મહાશય રાત્રે આવીને તેની સેવા–સુશ્રૂષા કરતો, બ્રાહ્મણ કિશોરસિંહને બહુજ ચાહતો હતો તથા તેના તરફ ભક્તિ, સ્નેહ અને માનની નજરથી જોતો હતો. તેમ છતાં પણ આજે તે ખાવાનું ન લાવી શકયો, એ કેવળ દૈવી કોપ વિના બીજું કશું પણ નહોતું.

ખાવાનું કશું પણ નથી એ જોઇને કિશોરસિંહ વિચાર કરતો કરતો ધીમે ધીમે પોતાની પથારી પર આવીને બેઠો. બેઠા પછી પણ તે ઘણા ઘણા વિચારો કરવા લાગ્યો. તે રાત્રે ખાવાનું મળશે નહિ અથવા ભૂખ્યા રહેવું પડશે, એ બાબતમાં તેણે કશો પણ વિચાર કર્યો નહિ. એ વાતને તે પોતાના મનમાં પણ લાવ્યો નહિ. શાંતિપ્રસાદ ભોજન લાવતાં ભૂલી ગયો છે, એમ ધારીને તેના પર તેણે લેશ માત્ર પણ રોષ કર્યો નહિ. અન્ય વિષયની વિષમયી ચિંતાએ આવીને તેના ઉદાર તથા ખુલ્લા હૃદયને ઘેરી લીધું. કોઇ પણ વસ્તુના મળવાથી અથવા ન મળવાથી તે તેના મનમાં કંઇ પણ વિલક્ષણતા થવા દેતો નહિ. બન્નેને સમાન દૃષ્ટિથી જોતો, એ એક તેના સ્વભાવની મહાન ઉચ્ચતા હતી, અસાધારણ ગુણ હતો.

ઐહિક દુઃખવાળાં દૈહિક દુઃખોની ઉપેક્ષા કરવા માટેજ જાણે તેણે જન્મ ધારણ કર્યો હતો. જ્યારથી તે આ અવનીમાં જન્મ્યો ત્યારથી કેવળ દુઃખોનેજ ભોગવતો આવતો હતો. દુઃખને સહન કર-

વાનો તેને અભ્યાસ પડી ગયો હતો. તેણે પોતાની આખી જિન્દગીમાં એ દુઃખોનો કશો પણ વિચાર કર્યો નહોતો. અસંખ્ય દુઃખનો પહાડ તેના શિર પર તૂટી પડવા છતાં પણ તે કદાપિ દિલગીર થયો નહોતો. પોતાના દુઃખનાં રોદણાં રોવાનો તેનો સ્વભાવજ નહોતો.

કિશોરસિંહ પથારી પર આશ્રય ગ્રહણ કરીને કંઇ કંઇ વિચારો કરવા લાગ્યો. તેણે પ્રથમ વિચાર્યું કેઃ–"હું કોણ છું? મારૂં જન્મસ્થાન ક્યાં છે? હું કયી જાતિનો છું. મારાં માતા પિતા કોણ છે? તેઓ જીવતાં છે કે મૃત? રણધીરસિંહની સાથે મારો શો સંબંધ છે?"

વિચાર્યું. ઘણી વાર સુધી શૂન્ય મનથી અને શૂન્ય હૃદયથી વિચાર્યું. પરંતુ તે વિચારનું કાંઈ પણ ફળ ફળ્યું નહિ; મૂળ મળ્યું નહિ; એથી એ વિચારને તેણે છોડી દીધો. પાછો નવા વિચારને હૃદયમાં ધારણ કર્યો કેઃ–"સુશીલા શું મારી થશે?" વિચાર કરતાં કરતાં તેના મનમાંજ તે બોલી ઉઠયોઃ–"થશે, થશે ને અવશ્ય થશે." સાથે સાથે તેના હૃદયમાં અભૂત–પૂર્વ ભાવનાના તરંગો ઉછાળા મારવા લાગ્યા. તેણે ક્ષણવારને માટે એવી રીતે જ્ઞાનશૂન્ય થઇને વિમલ આનંદનો ઉપભોગ કર્યો. ક્ષણવારને માટે તે પોતાનું ભાન પણ ભૂલી ગયો; ક્ષણવારને માટે જાણે સપ્ત સ્વર્ગ તેના હાથમાં આવી ગયાં.

પરંતુ ક્ષણવાર પછી પાછું ચૈતન્ય આવવાથી આકાશ કુસુમની પેઠે તે ભાવનાનો પરિત્યાગ કરીને ચિંતાના પ્રવાહમાં તણાવા લાગ્યો. તેણે વિચાર્યું કેઃ–"મારી આવી દશા શાથી થઇ? રણધીરસિંહ મારા તરફ આવા નિષ્ઠુર શા માટે થયા? મારા પર વરુણસિંહને આટલો બધો વિદ્વેષ શા કારણથી ઉત્પન્ન થયો?" પરંતુ ઘણા ઘણા વિચારો કરવા છતાં પણ સારી રીતે તે કશી પણ મીમાંસા કરી શક્યો નહિ. પોતાના પાલકના દોષ–ગુણોની સમીક્ષા કરી એ તર્કનું નિરાકરણ કરવાનું કિશોરસિંહના કપટહીન અને કૃતજ્ઞ હૃદયને સુકાર્ય હોય એમ જણાયું નહિ; તેમજ તે નિરાકરણ તેનાથી થઇ શકયું પણ નહિ.

કિશોરસિંહે એ વિચારનો પણ પરિત્યાગ કર્યો. ત્યાર પછી પાછું વિચાર્યું કે, લૂટારાઓએ સુશીલાનું શા માટે હરણ કર્યું હશે? વરુણસિંહની સાથે તેમને શાથી વિરોધ ઉત્પન્ન થયો હશે? નાચ–ગાન અને એશઆરામમાં શા કારણથી વિઘ્ન આવી પડયું હશે? આ પ્રમાણે તેણે વિચાર્યું ખરૂં, પરંતુ તેનાથી કશું પણ નક્કી કરી શકાયું નહિ. છેવટે તે બિચારાએ ધારી લીધું કે, શાંતિપ્રસાદ આવશે, એટલે બધી ખબર મળી શકશે.

એ વિચારને પણ ફેરવ્યો. છેવટે વિચાર્યું કે, રાજા ભૂપસિંહ ચોવીસ વર્ષના લાંબા કાળ પછી આનંદપૂરમાં આવ્યો છે. ચોવીસ વર્ષ સૂધી તે આનંદપૂર આવ્યો નથી; પોતાની રાજધાની અને પોતાના પૈતૃક ભદ્રાસનનો પરિત્યાગ કરીને, આવા સુંદર રાજમહાલયનો તથા આ પ્રકૃતિદેવીની અપાર કૃપાથી શોભાયમાન થયેલા સોહામણા નગરનો પરિત્યાગ કરીને, ચોવીસ વર્ષ સૂધી તેણે સામાન્ય ગૃહસ્થની માફક પોતાની જિન્દગી વિતાડી છે! ચોવીસ વરસ સૂધી જનની જન્મભૂમિનો ત્યાગ કરીને વિદેશમાં વાસ કર્યો છે! શામાટે? ચોવીસ વર્ષ પહેલાં તેના મોટાભાઇ પોતાની પત્ની સહિત લૂટારાઓના હાથથી માર્યા ગયાં છે; તેમના શોકથીજ શું તેઓ આવા વિરાગી બની ગયા છે? એટલા માટેજ આ રાજ્ય–પાટ આદિ સર્વેનો તેમણે પરિત્યાગ કર્યો છે? વળી, ચોવીસ વર્ષ પછી તેઓ પોતાની પિતૃભૂમિના દર્શનાર્થે આવ્યા છેઃ શા માટે? પુણ્યનો સંચય કરવા માટે? ના–સુશીલાનું પાણિ–ગ્રહણ કરવા માટે."

આ વિચારના પરિણામે કિશોરસિંહનું માથું ફરી ગયું! તે મૂર્છિત થઇને પથારીપર ઢળી પડયો.

બે કલાક પછી ભોજન લઇને શાંતિપ્રસાદે તે ઓરડામાં પ્રવેશ કર્યો. હમેશના સ્થાન પર ભોજનનો થાળ મૂકી, દીપદાનીમાં વિપુલ પ્રમાણમાં તેલ રેડી, બ્રાહ્મણે કિશોરસિંહની પથારી પાસે જઇને કહ્યું કેઃ–"કિશોરસિંહ જમવા માટે ઊઠો. ચાલો, ભોજન તૈયાર છે."

પરંતુ કશો પણ જવાબ ન મળવાથી, બ્રાહ્મણે ફરી વાર હાક મારી. તેમ છતાં પણ જવાબ ન મળ્યો.

બ્રાહ્મણે ઉપરાસાપરી ત્રણ વાર તેને બોલાવ્યો, તો પણ જવાબ ન મળ્યો તે નજ મળ્યો. કિશોરસિંહ મનના ઉદ્વેગથી, ભ્રમથી અને શરીરના શ્રમ–થાકથી નિદ્રામાં બેભાન થઇ ગયો હતો. એથી કોણ જવાબ આપે? સુશીલાનો ઉદ્ધાર થવાના સંબંધમાં શાંતિપ્રસાદે અન્તઃપુરમાં બધી વાત સાંભળી હતી. કિશોરસિંહજ તેનો ઉદ્ધાર કરનાર છે, એ પણ જાણ્યું હતું. કમલાએ તેને બધી બીના કહી સંભળાવી હતી. કમલાની સાથે શાંતિપ્રસાદની અનેક વાતો થયા કરતી હતી.

બ્રાહ્મણ શાંતિપ્રસાદે વિચાર્યું કે, ઝાઝો પરિશ્રમ પડવાથી સહજમાંજ ઊંઘ આવી જાય છે. પરંતુ અત્યારે રાત્રિ પણ ઘણી વીતી ગઇ છે, માટે ઊંઘમાંથી ઊઠાડીને ભોજન કરાવવું એજ ઉચિત છે. કારણ કે, બ્રાહ્મણ જાણતો હતો કે, પોતે જો પાસે બેસીને નહિ

ખવડાવે તો કિશોરસિંહ પોતાની મેળે ઊઠીને કદાપિ ખાશે નહિ. આ પ્રમાણે વિચાર કરીને બ્રાહ્મણ કિશોરસિંહને જગાડવા માટે ધીમે ધીમે તેના શરીર અને મસ્તકપર હાથ ફેરવવા લાગ્યો. કિશોરસિંહની મૂર્છા પણ દૂર થઇને, ત્યારે તન્દ્રાભાવનો તેના મસ્તિષ્કમાં સંચાર થયો હતો. બ્રાહ્મણના ઠંડા હાથનો સ્પર્શ થતાંની સાથે તરત તેનો તે ભાવ પણ દૂર થયો. તે ગભરાટથી પથારી છોડી ઊઠી બેઠો થયો અને બન્ને હાથથી આંખો ચોળવા લાગ્યો.

બ્રાહ્મણે કહ્યું:–"જમવા માટે ચાલો."

બીજા દિવસોની પેઠે આજે કિશોરસિંહે જમવામાં બીજો કાંઇ પણ વાંધો ઊઠાવ્યો નહિ. બ્રાહ્મણના કહેવાથી તરતજ તે હાથ મુખ ધોઇને જમવા માટે બેઠો. થાળમાં આવેલા ભોજનને થોડા વખતમાંજ તે ઉદરસ્થાત કરી ગયો. પાકશાસ્ત્રી–બ્રાહ્મણને એ જોઇને આજે ઘણોજ આનંદ થયો.

પંડિત શાંતિપ્રસાદે ઘણા દિવસ થયાં કિશોરસિંહને આવી રીતે સ્વચ્છન્દે જમતો જોયો નહોતો.

આહાર કરી, આચમન લઇ, મ્હોં સાફ કરી, કિશોરસિંહ પોતાના પલંગપર જઇ ફરીવાર બેઠો. બેઠા પછી થોડી ઘણી વાતોચીતો કરી તેણે તે રાત્રિને માટે શાંતિપ્રસાદને વિદાય કર્યો. બ્રાહ્મણ પણ લાચારીથી ઓરડાનાં દ્વાર બંધ કરીને ચાલ્યો ગયો.

કિશોરસિંહ ફરીવાર એકલો પડયો. કિશોરસિંહ શય્યાની ઉપરના ભાગપર બેસીને જોઇ રહ્યો હતો કે, દીપદાનીમાં કેટલુંક તેલ છે. જોઇને તેણે વિચાર્યું કે, જેટલા પ્રમાણમાં તેલ છે, તેટલા તેલથી દીવો એક સરખી રીતે સળગ્યા કરશે, તો પણ આખી રાત હોલવાશે નહિ. તે આ પ્રમાણે જોઇ રહ્યો હતો, વિચારી રહ્યો હતો અને પોતાના મનમાંજ કહી રહ્યો હતો કે, અકસ્માત્ જો દીવો હોલવાઇ જશે, અકસ્માત જો પહેલાંના જેવીજ કોઇ અપાર્થિવ પ્રતિમા મારા ઓરડામાં તે વખતે આવિર્ભૂત થશે, તો હું આજે ગમે તે રીતે તે મૂર્તિની પાસેથી મારા ભાગ્યનો ભેદ જાણી લઇશ, તે સાથે જોઇ લઇશ કે, ભવિષ્યના અંધકારમય ગર્ભમાં મારા માટે શું છુપાયલું છે, તેમજ સુશીલા મારી થશે કે નહિ, એ વાતનો પણ પત્તો મેળવી લઇશ."

તે આ પ્રમાણે મનમાં ને મનમાં વિવિધ વિચારો કરી રહ્યો હતો, એવામાં જોત જોતાંમાં ખરેખર ઓરડામાંનો દીવો એકાએક હોલવાઇ ગયો. કિશોરસિંહનું આખું શરીર રોમાંચિત થયું. શરીર કમ્પી

ઊઠ્યું; પરંતુ હૃદય કમ્પ્યું નહિ. હૃદય કમ્પાયમાન થવાને બદલે ઉલટું જાણે આનંદિત થયું અને તેમાં આ પહેલાં કદાપિ ન થયેલી અજાયબી ઉપજી આવી. તે જેવી રીતે બેઠો હતો, તેવીજ રીતે એકી ટસે જોતો બેસી રહ્યો. બીજી ક્ષણેજ અકસ્માત્ તે જાણે જોઇ શક્યો કે, ઘરની દીવાલ ભેદીને એક પ્રકારના અનૈસર્ગિક પ્રકાશની ઝાંખી રેખાએ તેના ઓરડામાં પ્રવેશ કર્યો. તે બધા વિચારોને પડતા મૂકી કેવળ તેનેજ જોવા લાગ્યો. છેવટે તે પ્રકાશથી આખો ઓરડો ઝળહળી ઊઠ્યો. જોતજોતામાં તે પ્રકાશ એટલો બધો વધી પડ્યો કે, તેના સ્હામું જોતાં પણ આંખોમાં ઝાંઝવાં વળવા લાગ્યાં. કિશોરસિંહે થોડી વારમાંજ જોયું કે તે જાણે અત્યારે પોતાના ઓરડામાં નથી, પરંતુ ચોમેરથી રક્ષાયલા અને કાળજીપૂર્વક હીરા–મોતી–રત્નથી શણગારેલા એક સુંદર ઓરડાના ખુલ્લા દ્વારપર એકલો ઉભેલો છે. ઓરડામાં તેની સન્મુખમાંજ તેની પ્રાણ–પ્રતિમાનો દુબળો પાતળો અને ચિંતાથી સૂકાયલો મલિન દેહ અર્ધી સૂતેલી અવસ્થામાં તેની ધાત્રી કમલાની ગોદમાં પડેલો છે. તેનું પોતાની મેળે ખીલેલું મુખકમળ વિષાદના અંધકારથી આચ્છાદિત થઇ રહ્યું છે. વિખરાયલા કાળા કેશો ઓરડાના તળીયાં સાથે રગદોળાઇ રહ્યા છે. કિશોરસિંહે દિવ્ય ચક્ષુઓથીજ આ બધું નિહાળ્યું. નિહાળીને એક ગંભીર દીર્ઘનિઃશ્વાસ પરિત્યાગ કર્યો. ત્યાર પછી જાણે તેણે સ્પષ્ટજ સાંભળ્યું કે, પોતાની પ્રાણારાધ્યા કહી રહી છે:–

" મારૂં શું થશે, માતા ? "

કમલાએ ઉત્તર આપ્યો:–" ચિંતા શા માટે કરે છે, બહેન ! ભગવાન આપણી મદદમાં છે, તો પછી શો ભય છે. અવશ્ય એ અતિ કરુણાળુ પ્રભુ તારી કામનાને પૂર્ણ કરશે. "

" પિતા આમ એકાએક કઠોર કેમ થઇ ગયા ? હું, ધારૂં છું કે, હવે બચીશ નહિ. "

આ સાંભળીને કિશોરસિંહનું હૃદય વિદીર્ણ થયું.

" આવી વાત કહીશ નહિ, બહેન ! છટ્, તું શા માટે મરે ! મરે ને તારા દુશ્મનો ! તને શાનું દુઃખ છે ? એક કિશોરસિંહને મેળવવાનીજ તારી આશા છે, તો ભગવાન તારી તે આશાને પૂરી કરશે અને કિશોરસિંહ તારોજ થશે. " કમલાએ કહ્યું.

" ના, મા, તેઓ તો મારા થવાના નથી ! "

કમલાએ કહ્યું:–" અવશ્ય થશે. ભય શો છે, બહેન ! જે જેનો વર, જે જેની વહુ, થવાનાં હોય છે એનો પ્રબંધ વિધાતા પહેલેથીજ

કરી રાખે છે. એને માટે તું નકામી ચિંતા શા સારૂ કરે છે? હું ખરૂં કહું છું કે, કિશોરસિંહ તારોજ થશે. ચોક્કસ તારોજ થશે.”

સુશીલાના કમળ જેવા કોમળ મુખે જાણે સહજ પ્રસન્નતાનો ભાવ ધારણ કરી લીધો. તેના સફેદ અથવા ફીકા પડી ગયેલા ગાલોપર જાણે કાંઈક લાલાશ ઝળકી આવી. વિશુદ્ધ-અધરપર જાણે હાસ્યની ઝાંખી રેખા ઝળકી ઉઠી. કિશોરસિંહનું હૃદય આનંદથી ખીલી ઉઠયું. તેની નસેનસમાં લોહી દોડવા લાગ્યું. તેણે એ અતિશય આનંદને ન સહી શકવાથી એકવાર પોતાની બન્ને આંખોને મીંચી લીધી. પરંતુ ફરી વાર આંખો ઉઘાડીને જોયું કે, સુશીલાનું ગૃહ હવે તેની સ્હામે નથી. તે જાણે તેને બદલે તેના પ્રતિપાલક પ્રભુ કર્ત્તાહર્ત્તા અને દંડમુંડની સજા કર્ત્તા રણધીરસિંહના ઓરડાની એક બાજૂએ ઉભેલો છે; ઓરડામાં પિતા તથા પુત્ર એકજ આસનપર બેઠેલા છે; બન્નેની વચ્ચે વાતચિત ચાલી રહી છે. એ વાતચિતને કિશોરસિંહ સ્થિર ચિત્તે સાંભળવા લાગ્યો. પુત્ર કહેતો હતો કે:-

“ આ લગનમાં અવશ્ય એક વિભ્રાટ કિંવા વિઘ્ન ઉપસ્થિત થશે.”

પિતાએ ઉત્તર આપ્યો:-“ ઉપસ્થિત થાય કે ન થાય એનો કશોય નિશ્ચય નથી.”

“ રાજા ભૂપસિંહપ્રતિ દૈવ પ્રતિકૂળ હોય એમ જણાય છે.”

“ એવું કાંઇ ખાસ કારણ જોવામાં આવતું નથી.”

“ રાજા ભૂપસિંહે આનંદપૂરમાં પગ મૂકયા પછી જે સર્વ અશુભ લક્ષણો દેખાયાં છે, એનું શું એ કોઇ પણ કારણજ નથી?” વરુણસિંહે આતુરતાથી પૂછયું.

“ કાપુરુષોજ દૈવના પક્ષનું સમર્થન કરે છે. દૈવયોગે જે સઘળા બનાવો બને, તે સર્વ કાકતાલીયવત્ ગણાય છે. એ સર્વ વિષયોમાં વિશ્વાસ કરવા જતાં હૃદય અને મનની ઉચ્ચતા રાખી શકાતી નથી. ભાગ્ય યોગે અમુકનું બુરૂ થયું, અમુક બન્યું હતું, અમુકને આમ વેઠવું પડયું હતું, એ સર્વ તદ્દન અંધવિશ્વાસનાં કામો છે. દૈવાધીન બનાવ કોઇના પાપ પુણ્ય કે અદૃષ્ટને લીધે બનતો નથી; પ્રકૃતિ કિંવા સ્વભાવના નિયમથી એ સર્વે આપોઆપ સમ્પાદિત થાય છે. મૂર્ખજનોજ એવી વાતોપર લક્ષ આપી પોતાના આનંદિત જીવનને વિષાદિત કરી દે છે અને વિશુદ્ધ હૃદયમાં ચિંતાનો અગ્ની પ્રજળાવી દે છે. મને એવી અંધશ્રદ્ધા તરફ સખ્ત નફરત છે. એ વિષયમાં શું હજી સુધી તારો ભ્રમ દૂર થયો નથી?” રણધીરસિંહે સહજ આવેગમાં આવીને કહ્યું.

પુત્ર વરુણસિંહે કહ્યું:–" એ સર્વે વિષયોમાં મને લેશ માત્ર પણ વિશ્વાસ નથી. બળ, વિક્રમ, સાહસ અને બુદ્ધિપરજ હું હંમેશાં વિશ્વાસ રાખું છું. આ જીન્દગીમાં મેં કદાપિ દૈવના મુખ સ્હામું જોયું નથી અને જોવાનો પણ નથી. વળી, રાજા ભૂપસિંહની પાસે મેં આ વિષયમાં કોઇ દિવસ કશી ચર્ચા પણ કરી નથી."

"એ ચર્ચા ન કરવામાં તેં ઠીકજ કર્યું છે; બુદ્ધિમત્તાનું કામ કર્યું છે. કારણ કે તેથી લોકોમાં હાથે કરીને હાસ્યને પાત્ર થવું પડત. ગમે તેમ હો, સુશીલા હવે જેમ બને તેમ જલ્દી તંદુરસ્તી મેળવી શકશે, એમ હું ધારી શકું છું. પરંતુ તેના મનનું હજી પણ જેથી પરિવર્તન થઇ જાય, એ વિષયમાં છુપી રીતે આપણે બનતી કોશિશ કરવી પડશે. રાજા ભૂપસિંહના તરફ તેને આટલી બધી વિદ્વેષબુદ્ધિ કેમ ઉત્પન્ન થઇ છે, એ વિષયમાં મારાથી તો કશી કલ્પના પણ કરી શકાતી નથી." રણધીરસિંહે કહ્યું.

પુત્રે ઉત્તરમાં જણાવ્યું કે:–" એ નિમકહરામ, બદમાશ ગુલામડોજ આ સર્વ અનર્થોનું મૂળ છે. તેની બદસલાહથીજ આ બધું બન્યું છે. એ સૂવ્વરના બે ટુકડા કરવા છતાં પણ મારો રોષ હોલવાય તેમ નથી. જેના બાપનોજ પત્તો નથી, તે નરાધમ, નીચ કુળજાત મારી ભગિનીની સાથે પ્રેમાલાપ કરવાને ગયો! ઓહ! ધિક્કાર છે, મને કે મેં તેને તે વખતે જીવતો છોડી દીધો! એક તુચ્છ પુરુષનું મારા ઘરમાં રહી મારૂંજ અપમાન કરવાનું આટલું બધું સાહસ! એ નીચ હવે મને મળશે, તો હું તેના શરીરના ટુકડે ટુકડા કર્યા વિના રહીશ નહિ."

આમ કહેતાં કહેતાં વરુણસિંહ આસન પરથી ઉઠીને ક્રોધ સાથે ઉભો થયો. કિશોરસિંહથી પણ વિનાકારણ તેનાં કડવાં વચનો સહી શકાયાં નહિ. તે જાણે તે બનાવને ખરેખર નજરે જોઇ રહ્યા હોય, એમ ધારીને, ક્રોધથી ઉન્મત્ત થઇ વજ્રવત્ મુઠ્ઠી વાળી એકાએક પથારી પરથી ઉઠીને ઉભો થયો. પરંતુ જેવો તેણે પથારી પરથી ઓરડાના ભોંયતળીયાં પર પગ મુક્યો કે, તરતજ તે દૃશ્ય તેની નજર આગળથી અદૃશ્ય થઇને તેને બદલે પેલો નિશાના અવસાન સમયનો છેલ્લો બનાવ આંખો આગળ તરી આવ્યો. તે જોવા લાગ્યો કે, મર્હુમ રાજા દેવેન્દ્રનારાયણસિંહના સમાધિસ્તંભના સોપાનપર તે સફેદ વસ્ત્રવાળી ગુપ્તમૂર્ત્તિ, તેવીજ રીતે બન્ને હાથ વડે મુખમંડળને આચ્છાદિત કરી, નીચું મુખ નમાવી બેઠેલી છે

અને તેની છેક નજીકમાં પેલી માર્ગદર્શક પીળાંવસ્ત્ર પહેરેલી અપાર્થિવ મૂર્ત્તિ ઉભેલી છે. જેની વાતને આ પહેલાં થોડીવારે યાદ કરી હતી, જેને હવે એકવારે જોઇ શકવાથી અદૃષ્ટનો સર્વ વૃત્તાંત જાણી લેવાની ધારણા ધારી હતી, તેનેજ ફરીવાર જોતાંની સાથેજ કિશોરસિંહ કૌતુહલસહિત સહસા જેવો તે તરફ જવાને અગ્રસર થયો કે તરતજ તેણે જોયું કે, તે જાણે રાજા ભૂપસિંહના શયનગૃહની એક બાજૂએ ઉભેલો છે. આનંદપૂરનો મહારાજા દૂધના ફીણ જેવી સુકોમળ શય્યાપર એકલો સુતેલો છે. ઓરડાની એક બાજૂએ એક પ્રકાશ વાળી દીપદાનીમાં સુવર્ણ પ્રદીપ સુગંધિ તૈલથી સળગી રહ્યો છે. તે સમાધિ સ્તંભ,–તે અનુતાપિત વ્યક્તિ કિંવા પેલી અપાર્થિવ મૂર્ત્તિ આદિ કાંઇ પણ હવે તેની સ્હામું નથી.

કિશોરસિંહે જોયું કે, રાજા ભૂપસિંહ પોતાની પથારી પર સુતો છે. સુતેલો છે, છતાં નિશ્ચિંત નથી, તરેહ તરેહની વિષમ ચિંતાઓના ઉછળતા તરંગો તેના સુખ સ્વપ્નનો ભંગ કરી રહ્યા છે. તે ક્વચિત્ દાંત સાથે દાંત પીસી રહ્યો છે, ક્વચિત્ ભયથી આખા શરીર સહિત કંપી ઉઠે છે. કવચિત્ તેનું મુખ મંડળ મહા ભયાનક વિકટ ભાવને ધારણ કરી લે છે. ક્વચિત્ ક્વચિત્ ભયથી વ્યાકુલ થયેલો નિનાદ તેના થર થર કંપતા હોઠામાંથી બહાર નીકળી રહ્યો છે. રાજા ભૂપસિંહ દુઃસ્વપ્નથી વિતાડિત થયેલી તન્દ્રાની જાળમાં સપડાઇ ગયો છે. તેના હૃદય પર ભારી ચિંતાનો બોજો આવી પડ્યો છે. મનમાં દારુણ અશાંતિનો ઉપદ્રવ ઉત્પન્ન થયો છે. નયનોમાં માયારૂપી નિદ્રા ભરાવા માંડી છે. મસ્તિષ્ક ડોલાયમાન થઇ રહ્યું છે, ચકરી ખાઇ રહ્યું છે.

કિશોરસિંહે વિચાર્યું કે, રાજાની પાસે જઇને તેને જાગ્રત કરૂં. પરંતુ તેજ ઘડીએ ઓરડામાં તે અપાર્થિવ પ્રકાશને બદલે તેણે જોયું કે, તેના પોતાના ઓરડામાં સળગતી દીપદાની સ્હામો તે પોતાની પથારી પર બેસીને તાંબુલ ભક્ષણ કરી રહ્યો છે, તેનો ઓરડો નિયમિત પ્રદીપના પ્રકાશથીજ પ્રજ્વલિત થઇ રહ્યો છે. ત્યારે તે અત્યંત વિસ્મૃત, ચમકિત અને મનમાં ને મનમાં કાંઇક લજ્જિત થઇ ઓરડાના પ્રકાશને હોલવી નાખી આ સર્વ વિષયોનો વિચાર કરતો કરતો આંખો મીંચીને પથારીપર પોઢી ગયો અને સૂતાંની સાથે પળવારમાંજ ઘોર નિદ્રામાં અચેતન થઇ પડ્યો.

## એકાદશ પ્રસંગ

### રાસપૂર્ણિમા અને બન્ને છાયામૂર્ત્તિ

" यच्चिन्तितं तदिह दूरतरं प्रयाति ।
यच्चेतसा न गणितं तदिहाभ्युपैति ॥ "

(रामायण).

× × × ×

" रात्रिर्गमिष्यति भविष्यति सुप्रभातम् ।
भास्वानुदेष्यति हसिष्यति पङ्कज श्रीः ॥
इत्थं विचिन्तयति कोशगते द्विरेफे ।
हाहन्त हन्त नलिनीं गज उज्जहार ॥ "

( काव्य संग्रह ).

જોતજોતામાં એક પક્ષ વીતી ગયું. એ એક પક્ષમાં રાજમહાલયમાં એવો કાંઇ ખાસ જાણવા જોગ બનાવ બન્યો નહિ. કિશોરસિંહ પહેલાંની માફકજ એકાંતમય ગૃહામાં વસતો હતો. મહાલયનું કોઇ પણ માણસની સાથે તેનો કશો પણ સંબંધ નહોતો. કોઇ તેને બોલાવતું નહોતું, જોતું નહોતું, તેની પાસે પણ આવતું નહોતું. કેવળ એક માત્ર શાંતિપ્રસાદ પંડિત તેની પાસે આવી શકતો હતો, તે પણ ઘણી વાર ગૃહસ્વામીની આજ્ઞાથી, તેના દેખતાં દિવસમાં ફક્ત બે વાર ભોજન આપવા માટેજ આવતો હતો. શાંતિપ્રસાદની સાથેજ તે પોતાના સુખ–દુઃખની વાતો કહી શકતો હતો, તેની પાસેજ મનની જે કાંઇ વાત હોય, તે બોલીને મનના દુઃખને કાંઇક દૂર કરતો હતો. બ્રાહ્મણ શાંતિપ્રસાદ નાના પ્રકારે તેને આશ્વાસન આપતો, ઉપદેશ આપતો અને સાંત્વના પ્રદાન કરતો હતો. જ્યારે તે એકલો પડતો, ત્યારે કેવળ દુરન્ત ચિંતાની દારુણ પીડાથી આંખોનાં આંસૂ વરસાવી વરસાવીને તે બિચારાને પોતાનો દિવસ વીતાડવો પડતો હતો. તથાપિ કિશોરસિંહ હજી સુધી રણધીરસિંહના કુટુંબનો અન્નદાસ થઇને પડયો હતો. હજી સુધી દારુણ અપમાનના ભારી બોજાને તે અવનત મસ્તકે વહન કરતો આવતો હતો. ધન્ય છે! તેના પ્રેમિક હૃદયને! આ સ્થળે મહા કવિ કાલિદાસના 'મેઘદૂત'ના શાપિત યક્ષની, પ્રિયતમાના વિરહથી જે વિષમ દશા થઇ હતી, તેનું સહજમાંજ સ્મરણ થઇ આવે છે;

"તે અદ્રિમાં, જ્યમ ત્યમ, કરી કામિ યક્ષે નિવાસ;
વ્હાલી કેરો, વિરહ સહીને ગાળિયા કૈંક માસ;
અંગે ઝાઝો કૃશ થઇ જતાં, કષ્ટથી શોચી શોચી;
સોના કેરૂં સરિ ગયું કડું, દૂબળા હાથમાંથી;"*

પ્રેમનો મહિમાજ અલૌકિક છે. ધન્ય છે કિશોરસિંહના હૃદયની પ્રેમમાં રહેનારી દૃઢ ભાવનાને! ધન્ય છે! તેના ઉચ્ચ હૃદયની કૃતજ્ઞતાને. કિશોરસિંહ જેવો પ્રેમિક હતો, તેવોજ કર્ત્તવ્યપરાયણ પણ હતો. અને સુશીલા? તે બિચારીનાં, મહાવીર લૂટારાના હાથમાંથી મુક્તિ મેળવ્યા પછી, તે ભોળી પંખિણીનાં પાંજરાનાં દ્વાર બંધ થઇ ગયાં હતાં. તે રાત્રિથી સુશીલા હવે પોતાના ઓરડામાંથી બ્હાર નીકળી શકતી નહોતી. સ્નાન, આહાર આદિ સર્વે કાર્યોને તે બિચારીને તે ઓરડામાંજ સમાપ્ત કરવાં પડતાં હતાં, શયન, ભ્રમણ વગેરે બધુ પણ તે ઓરડામાંજ થતું હતું. ઓરડાના દ્વારપર બે પુરુષ પ્રહરીઓ હાથમાં હથિયાર ધારણ કરી આઠે પહોર પહેરો ભરતા હતા. તે સાંઝના બનેલા બનાવો પરથી વરુણસિંહના મનમાં દૃઢ નિશ્ચય થઇ આવ્યો હતો કે, "નૃત્યશાળાના નાચગાનના ગુલ્તાનમાં જ્યારે તેઓ સર્વ મશગુલ બની ગયા હતા, ત્યારે તે વખતે સારી તક મળેલી જોઇને દુરાશય કિશોરસિંહ કપટથી કોઇ પણ પ્રકારની લાલચ આપીને, રક્ષકોને ભુલાવીને સુશીલાનું અપહરણ કરી ન્હાસી છૂટયો હશે, પરંતુ એ અરસામાં રસ્તામાં લૂટારાઓ સાથે તેમની મુલાકાત થઇ જવાથી લાચારીથી તે મહેલ તરફ પાછો ફર્યો હશે. જો તે લૂટારાઓ તેને ન આવી મળ્યા હોત, તો તે સુશીલાને ઉપાડીને અવશ્ય પોતાના દેશમાંજ ચાલ્યો જાત."

પિતાનો થોડો ઘણો ઇશારો થયો હોત, તો પણ તે દિવસેજ તે કે જે દિવસે રણધીરસિંહે કિશોરસિંહને એકાંતમાં રહેવાની આજ્ઞા ફરમાવી, તેજ દિવસે કિશોરસિંહના લોહીથી પોતાની તલ્વારને તૃપ્ત કરત. પિતાના ભયથીજ વરુણસિંહના પંજામાંથી કિશોરસિંહ બચી શકયો હતો. ગમે તેમ હો પણ એ ભ્રમણા ભરેલી જૂઠી ધારણાથીજ વરુણસિંહ આટલો બધો દૃઢ થઇ ગયો હતો, એ અંધવિશ્વાસને વશીભૂત થઇનેજ વરુણસિંહે સુશીલાને સંપૂર્ણ સાવધતાથી રાખવા માટે તે રાત્રિથીજ તેના પ્રતિ પણ કઠોર એકાંતવાસનો આદેશ પ્રચારિત કર્યો

* રા. કિલ્લાભાઇ ઘનશ્યામ કૃત ભાષાંતરિત, મેઘદૂત, શ્લોક ૨ જો.
પ્રયોજક.

હતો. એ કારણથીજ સુશીલાના ઓરડાના દ્વારપર બે સશસ્ત્ર પ્રહરીઓ આઠે પ્રહરના પહેરા માટે નિયુક્ત થયા હતા. રાજા ભૂપસિંહે એ આજ્ઞાને સમ્પૂર્ણ અનુમોદન આપ્યું હતું. તે વરુણસિંહના મુખેથી સાંગોપાંગ સઘળો વૃત્તાંત સાંભળીને સમજી ગયો હતો કે; કિશોરસિંહ —એક અજ્ઞાત કુળનો દાસાનુદાસ—ગુલામ, અત્યારે તેનો પ્રણયનો પ્રતિસ્પર્દ્ધી થઇ પડયો છે. ત્યારથી કિશોરસિંહના તરફ તેના મનમાં એક મહાન ઇર્ષાની સાથે ભયંકર ક્રોધનો સંચાર થયો હતો. તે ફક્ત અત્યારે માર્ગના કંટક કિશોરસિંહને કોઇ પણ રીતે આ દુનિયામાંથી તદ્દન નેસ્ત વા નાબૂદ કરવાનો લાગ શોધી રહ્યો હતો. તેજ છન્દમાં અને તેજ ફંદમાં અત્યારે તેણે પોતાની બધી બુદ્ધિનો વ્યય કરવા માંડયો હતો.

આવી રીતે કિશોરસિંહના વિનાકારણ બે પ્રબળ દુશ્મનો થઈ પડયા હતા. એક દુશ્મન પોતાના અપમાનનો બદલો વાળવાની વાટ જોતો હતો અને બીજો પોતાના પ્રેમ માર્ગમાં કાંટારૂપ થઈ પડનાર કિશોરસિંહને નાબૂદ કરી તેના નામ નિશાનને રસાતળમાં મૂકવાની તજવીજમાં હતો.

લૂટારાના હાથમાંથી છૂટયા પછી રસ્તે આવતી વેળાયે એક બીજાની વાતચિત પરથી કિશોરસિંહના હૃદયને એક રીતે જાણી લઇને, કિશોરસિંહની વાતથી આશ્વાસન મેળવીને સરલ ભોળી સુશીલાએ જાણે હાથ લંબાવીને સપ્તસ્વર્ગને પ્રાપ્ત કર્યાં હતાં. પરંતુ અંતઃપુરમાં પ્રવેશ કરતાંની સાથેજ પિતાની આજ્ઞા સાંભળીને, ભાઇના હાવભાવ જોઇને, તેના હૃદયની આશાલતા પાછી જડમૂળથી ઉખડી જવા આવી હતી. તે નિરાશાથી દિવસે દિવસે તિલ તિલ જેટલું તેનું શરીર પાછું સૂકાવા માડયું હતું, સૂકાઇને ભાંગી જવા આવ્યું હતું. તે ઘણા ઘણા વિચારો કરવા લાગી, હૃદયને ધીરજ આપવા લાગી, પણ હઠીલું મન ન માન્યું તે નજ માન્યું. આખરે તે પાછી પોતાની પથારી પર જઇ પડી. પથારી વશ થયેલી સુશીલા દિનપ્રતિદિન વિચારવા લાગી કેઃ—" રાજા ભૂપસિંહ મારી સાથે લગ્ન કરવા આવ્યો છે; પિતાએ મારો સંબંધ નકી કરીને તેને જણાવી દીધો છે. સહુએ તેમાં સરખો મત આપ્યો છે. પરંતુ મારો મત તો એકવારને માટે પણ કોઇએ મને પૂછ્યો નથી. મારા હૃદયપર મને અધિકાર છે, તે અધિકારનું હું મારી ઇચ્છામાં આવે તેને દાન કરી શકું તેમ છું; મારી ઇચ્છાથીજ અન્યને આપવાને સ્વતંત્ર છું. શું માતા

પિતા પોતાની ઇચ્છાનુસાર ગમે તે પુરુષની સાથે કન્યાનાં લગ્ન કરી તેને દુઃખના દરિયામાં ધકેલી દેવાને મુખત્યાર છે! સમાજ બંધનમાં બંધાઇને સદાને માટે જીવનમાં હળાહળ રેડી દેવું, એમાંજ ખરો ધર્મ, ખરો શિષ્ટાચાર આવી વસેલો છે? ધિક્કાર છે એવા શિષ્ટાચારને કે ધર્મને! લગ્નના વિષયમાં તો ઇશ્વરી નિયમાનુસર સર્વ કોઇ સ્વતંત્રજ હોવું જોઇએ. મારી એ ઇચ્છામાં, એ અધિકારમાં બાધારૂપ થઇને અનધિકારે બીજા એક જણના અધિકારમાં સોંપી અન્ય પુરુષને તેઓ મારો અધિકારી કરવા માગે છે! એક જણની વસ્તુ બીજા જણને બળાત્કારે આપવા ઇચ્છે છે? આ કેવો દેશાચાર! કેવો વિષમ લોકાચાર! કેવો જુલ્મ ભરેલો રાજ-વિચાર!"

આ પ્રમાણે વિચાર કરતી કરતી ફરીવાર કિશોરસિંહની વાત યાદ આવી જવાથી તે પોતાના પ્રથમના વિચારને પડતો મૂકી, નવા વિચારમાં નિમગ્ન થઇ. કિશોરસિંહે તેને કહ્યું હતું કેઃ-" દૈવ અત્યારે આપણાથી પ્રતિકૂળ છે, પરંતુ એક દિવસે તે અવશ્ય સાનુકૂળ થયા વિના રહેશે નહિ. સંસારમાં સદા સર્વદા સુખ દુઃખની છાયાનું પરિવર્ત્તન થયા કરે છે. આપણે અત્યારે જે દુઃખ ભોગવી રહ્યાં છે. તેજ દુઃખ એક દિવસ આપણને સુખના શિખરપર આરૂઢ કરાવશે." વારંવાર આ વાત સુશીલાને સાંભરી આવતી હતી, તેના મનની સાથે આવી મળી જતી હતી. પરંતુ વળી પાછી તે વિચારતી કેઃ-" એ દૈવ કેટલા દિવસ પછી અમારા તરફ સુપ્રસન્નતા દર્શાવશે. અમારાપર આવી પડેલા આ અસહ્ય દુઃખના ભારને ઓછો કરશે! કેટલા દિવસ પછી અમારા મનના મનોરથો પૂરા થશે? કેટલા દિવસ પછી કિશોરસિંહ મારો અને હું કિશોરસિંહની થઇશ અથવા કેવળ દૈવના વિચારમાં ને વિચારમાંજ અમારૂં આયુષ્ય પૂર્ણ નહિ થઇ જાયને?"

આ તરફ કાર્તિક વદી પાંચમના શુભ દિવસે રાજા ભૂપસિંહની સાથે સુશીલાનાં શુભ-લગ્નનો દિવસ નિશ્ચિત કરવામાં આવ્યો હતો. આજે કાર્ત્તિક માસની શુકલપક્ષની ત્રયોદશીનો દિવસ હતો. હવે બે દિવસ પછી કાર્ત્તિક સંક્રાન્તિ અને ત્યાર પછી કાર્ત્તિક પૂર્ણિમા આવવાની હતી. કાર્ત્તિક પૂર્ણિમા કિંવા રાસ પૂર્ણિમા*ને દિવસે શ્રી રાધાકૃષ્ણ દેવની રાસયાત્રા નીકળવાની હતી. બૌદ્ધોનો પણ એક મહા

* રાસ પૂર્ણિમા—કાર્ત્તિકી પૂર્ણિમા; શ્રી કૃષ્ણની લીલાનો દિવસ. કાર્ત્તિકી પૂર્ણિમાને દિવસે ભગવાન શ્રી કૃષ્ણે ગોપાલક આદિ લઇને મધુર રાસલીલાને પૂર્ણ કરી હતી. પ્રયોજક.

ઉત્સવનો દિવસ હતો. કાર્ત્તિકી પૂર્ણિમાનો દિવસ શાક્ત, ભક્ત, બૌદ્ધ, જૈન આદિ સર્વ સમ્પ્રદાયનો એક મહા પુણ્યનો દિવસ ગણાય છે. એ સર્વ સમ્પ્રદાયના લોકો તેને એક મહા ઉત્સવનો દિવસ માને છે. આનંદપૂરમાં તો વળી એ દિવસે એક મોટો મેળો પણ ભરાતો હતો અને એ મેળામાં આજુબાજુનાં અનેક ગામોનાં માણસો આવી એકઠાં થઇ મહા ધામધૂમ મચાવતાં હતાં. રાજમહાલયમાં પણ મોટો ઉત્સવ ઉજવાતો હતો. ભગવાન બુદ્ધદેવના યોગમંદિરમાં મહા ઉત્સવની સાથે ઉપાસના, આરાધના અને ભજન કીર્ત્તનની પણ અતિ ધામધૂમ મચતી હતી. વળી સ્થાનભ્રષ્ટ યુદ્ધપ્રધાન રણધીરસિંહના મન અને માનના સંરક્ષણાર્થે નીતિકુશળ ભુપસિંહ ભૂપે પોતાના પ્રાસાદના પ્રાંગણની પુર્વ દિશાના વેધપ્રાન્તના બરાબર મધ્યવિભાગમાં રાસમંડપ નિર્માણ કરાવ્યો હતો. પૂર્ણિમાએ બુદ્ધોનો મેળો ભરાવાનો હતો, બુદ્ધોનો ઉત્સવ ઉજવાવાનો હતો, રાધાકૃષ્ણની રાસયાત્રા આખા રાજમહાલયમાંના વિશાળ આંગણામાં સંપાદિત થવાની હતી. તે ઉપરાંત વળી પાછાં રાજાનાં લગ્ન થવાનાં હતાં, એટલે ઉત્સવ પર ઉત્સવ ઉજવાવાનો હતો. દિવાન દોલતસિંહની દેખરેખ તળે રાજમહાલય અતિ સુંદર રૂપે સુસજ્જિત હતો. દેશવિદેશના મહારાજાઓને, ધનાઢ્યજનોને અને પ્રતિષ્ઠિત પુરુષોને નિમંત્રણના પત્રો જવા માંડ્યા હતા. મહાલયમાં મોટું સદાવ્રત ખોલવામાં આવ્યું હતું. હજારો હજારો અનુચરો ઉત્સવની તૈયારીમાં ગુંથાઇ ગયા હતા. સ્વયં જરુણસિંહ પોતાની આંખો તળે એ સર્વ કાર્ય કરાવતો ફરતો હતો.

છેવટે પૂર્ણિમાનો પુણ્યમય દિન આવી લાગ્યો ! આનંદપૂરના રાજમહાલયના વિશાળ કિંવા વિસ્તીર્ણ આંગણામાં મહા મેળાની મહા ધામધૂમ થવા માંડી, રાસયાત્રાની તૈયારીઓ પણ સાથે સાથે જ થવા માંડી. આનંદપૂરના ધનવાન, નિર્ધન સર્વજનો આજે આનંદના સાગરમાં તણાવા લાગ્યા. કેવળ આનંદ ન થયો, બે વ્યક્તિઓને—તે બન્ને બિચારાં પોતપોતાના એકાંતવાળા ઓરડામાં પૂરાઇ રહ્યાં ! કિશોરસિંહ અને સુશીલાજ એ અનુપમ આનંદથી વંચિત રહ્યાં.

રાજમહાલયના બૌદ્ધ મહોત્સવમાં નાનાં મોટાં તમામ માણસોએ આવીને ભાગ લીધો હતો. સર્વજનો આવીને આનંદ અલ્હાદ કરી રહ્યાં હતાં. કેવળ આવ્યો નહોતો, કિશોરસિંહ—કિશોરસિંહ પોતાના નિર્જન કક્ષમાં એકાગ્રમનથી ચિંતાના સાગરમાં ડુબી રહ્યો હતો. શાંતિપ્રસાદ બ્રાહ્મણના મુખથી ઉત્સવના સંબંધમાં તેણે સઘળી વાત

સાંભળી હતી. કાર્તિક વદી પાંચમને દિવસે તેની પ્રાણાધિકા સુશીલાની સાથે રાજા ભૂપસિંહના શુભ લગ્ન સમ્પાદિત થશે, તે પણ તેણે સાંભળ્યું હતું; એ વિવાહ સુંદરી શીલવતી સુશીલાના મન કે હૃદયના અનુમોદનથી થતા નથી, એ વાત પણ તેના જાણવામાં આવી ગઇ હતી. પરંતુ જાણવા છતાં તે બિચારો બીજું શું કરી શકે? પિતા પોતાની મરજીમાં આવે તે પાત્રને કન્યા અર્પણ કરે, તેમાં 'હા' 'ના' કહેવાની શક્તિ કોનામાં હોઇ શકે? અરે, એવું સાહસ પણ અત્યારે નિષ્ઠુરતાથી તજાયલો કિશોરસિંહ શી રીતે કરી શકે?

આખરે રાત્રિ થવા આવી. પુર્ણિમાના ચંદ્રમાએ તારાજડિત નીલ નભસ્થળમાં આવીને દર્શન દીધાં. પ્રકૃતિ સુંદરીએ ઉજ્જવલ કૌમુદીનાં વસનથી સર્વાંગ આચ્છાદિત કરી પરમ રમણીય શોભાને ધારણ કરી લીધી. નિખિલ વિશ્વસંસારે જાણે આનંદ ભરેલું હાસ્ય કરતાં કરતાં આનંદપૂરના રાજમહાલયના અનુપમ સૌન્દર્યને દિગ દિગાન્તરમાં વિસ્તારી દીધું.

આંગણાની પૂર્વ દિશામાં રાસમંડપ નિર્માણ કરવામાં આવ્યો હતો તે રાસમંડપના મધ્યભાગમાં એક સોનાના સિંહાસનપર શ્રી રાધાકૃષ્ણની મનોહર મૂર્તિ વિરાજતી હતી. ગામનો વૈષ્ણવ સમ્પ્રદાય રાધાકૃષ્ણના દર્શન કરી પાવન થવાના ઉદ્દેશથી નજીકમાં આવી ઉભો હતો. પૂજારી બ્રાહ્મણો મૂર્તિ–પૂજા કરી રહ્યા હતા. પરમ ભક્ત રણધીરસિંહ પુત્ર–કન્યા સહિત મધ્ય ભાગમાં બેઠો હતો. તેમની એક બાજૂપર રાજા ભૂપસિંહ બીજા એક સોનાના આસનપર હસતા મુખે આરૂઢ થયો હતો. એક તરફ દીવાન દોલતસિંહ અને શાન્તિપ્રસાદ પંડિત તૈયાર થઇને ઉભા હતા. રાધાકૃષ્ણની પૂજા ચાલી રહી હતી. પૂજા છેવટે પૂરી થઇ, ભોગ ધરવામાં આવ્યો અને ત્યારપછી આરતિ પણ થઇ ગઇ. રણધીરસિંહના કુટુંબે સાષ્ટાંગ પ્રણિપાત કરી કૃષ્ણભક્તિ દર્શાવી. આંગણામાં આવી એકઠા થયેલા ભક્તજનોએ હરિ હરિ શબ્દના સમસ્વરથી ।ચમાકાર કરી આકાશમંડળને કમ્પાવી મૂક્યું. કીર્તનકારોએ તાલ, કીરતાલના નિનાદસહિત પોતાનો સ્વર મિશ્રિત કરીને કીર્તનની ધૂન મચાવી દીધી. તાગીડધા તાગીડધાના શબ્દથી તબલાં વાગવા માંડયાં અને તે સાથે રણશિંગાનો ભૈરી નિનાદ પણ શરૂ થઇ ગયો. શંખ, ઘંટા, કાંસ્યના તીવ્ર ધ્વનિથી સમગ્ર રાજધાની જાણે ગુંજાયમાન થઇ ઉઠી.

કોઇ આનંદમાં આવી ' શ્રી રાધાશ્યામ, ગોકુળધામ, કુંજ-વિહારી, વલ્લભ, વિઠ્ઠલ ગિરધારી ! ધન્ય ધન્ય રાસલીલાની બલિહારી; આદિ અનેક વચનો ઉચ્ચારવા લાગ્યા. કોઇ શ્રીકૃષ્ણ ભગવાનના અદ્ભુત કાર્યોનું સ્મરણ કરી ' કંસનિકંદન, મુરારિ, શિશુપાલસંહારક, આદિ અનેક નામોથી સંબોધી શ્રીકૃષ્ણ ભગવાનને વારંવાર ધન્યવાદ આપવા લાગ્યા.

પૂજા–આરતિ આદિ સમસ્ત સમાપ્ત થવાથી કીર્ત્તનકારોએ આગણાનાં મધ્યવિભાગમાં ઉભા રહી કીર્ત્તનનો આરંભ કર્યો. એકત્ર થયેલાં સમસ્ત નરનારીઓ અને નાનાં બાળકો એક મનથી ચૂપચાપ હરિગુણગાન સાંભળવામાં નિમગ્ન થયાં. કેટલીક વાર સુધી હરિકીર્ત્તન સાંભળીને રાજા ભૂપસિંહ, રણધીરસિંહ તથા રણધીરસિંહનું કુટુંબ અન્તઃપુર ભણી જવાને તૈયાર થઇ ત્યાંથી ઉઠવા ચાહતું હતું. એવામાં બે અપાર્થિવ પ્રતિમાઓ અકસ્માત્ તેમની સ્હામે આવી પ્રકટ થઇ. એ બન્ને પ્રતિમાઓને જોતાંની સાથેજ રાજા ભૂપસિંહ એક ભયાનક ચીત્કાર કરી તેજ સ્થળે મૂર્છિત થઇ પડ્યો. અંધવિશ્વાસને આધીન થયેલો કુમાર વરુણસિંહ પણ ભયથી મરણતોલ થઇ પડ્યો, તેના મુખમાંથી બીજો એક શબ્દ પણ સરી શક્યો નહિ.

રણધીરસિંહ વિસ્મયવિહ્વલ ચિત્તે એકીટસે કેવળ તે બન્ને મૂર્તિઓ તરફ જોઇ રહ્યો. પરંતુ દીવાન દોલતસિંહે બડી મજા કરી. તે બન્ને છાયા મૂર્ત્તિઓનું અવલોકન કરી અસ્પષ્ટ વિકૃત સ્વરથી ચીત્કાર કરતો કરતો છેક રાસમંડપમાં પધરાવેલી રાધાકૃષ્ણની મૂર્તિની ચોકી પાછળ જઇને છુપાઇ ગયો. તેનું આખું શરીર ભયનું માર્યું થરથર કમ્પવા લાગ્યું.

પરંતુ સુશીલા લેશ માત્ર પણ ભયભીત થઇ નહિ. તે ધીર, પ્રશાન્ત, સરલ આંખોથી એકીટસે બન્ને મૂર્તિઓ તરફ દૃષ્ટિપાત કરી ઉભી રહી. બન્ને મૂર્તિઓએ ધીમે ધીમે જમીનદાર કુમારી સુશીલાના તરફ આગળ ચીંધી આશીર્વાદ આપવાના આશયથી તેના માથાપર પોતાના બન્ને જમણા હાથો ઉંચા કર્યા. સુશીલાના હૃદયમાં એક નવીન આશાનો સંચાર થયો. તેણે મનમાં ને મનમાં મૂર્તિદ્વયને વન્દના કરી મનમાં ને મનમાં તેમની પાસેથી પોતાનું મન માન્યું વરદાન માગ્યું. મનમાં ને મનમાંજ તે જાણી શકી કે, જાણે તેની પ્રાર્થના ગ્રાહ્ય થઇ છે, થોડા વખતમાંજ તેની મનસ્કામના પૂર્ણ થશે. રણધીર-

સિંહની કન્યાને આવી રીતે આશીર્વાદ આપી તે બન્ને મૂર્ત્તિઓ જોત જોતામાં–નિમેષ માત્રમાં કોણુ જાણે ક્યાં અન્તર્દ્ધાન થઇ ગઇ. તે વખતે ત્યાં ઉભેલી દર્શકમંડલી જે સ્થળે જેવા ભાવથી ઉભી હતી, તે તેજ સ્થળે અત્યંત વિસ્મિત થઇ ઉભી રહી. કોઇ પણુ આ વ્યક્તિ રહસ્યનો કશો મર્મ જાણી શકી નહિ.

એ બન્ને મૂર્તિઓના અન્તર્દ્ધાન થવા પછી થોડીવારે રાજાના અનુચરો મૂર્છિત રાજા ભૂપસિંહને કાળજીપૂર્વક અન્તઃપુરમાં લઇ જઇને વિધિ અનુસાર તેની સેવા–સુશ્રૂષા કરવા લાગ્યા. પુત્ર–કન્યાને લઇને વૃદ્ધ રણુધીરસિંહ પોતાના ઓરડામાં ચાલ્યો આવ્યો. આંગણુમાં ચાલતાં હરિકીર્ત્તન બંધ થયાં. જળના પ્રવાહની પેઠે જનપ્રવાહ રાજમહાલયમાંથી બહાર નીકળીને ચાલ્યો ગયો. આનંદપૂરના રાજમહાલયનો આનંદોત્સવ ફરીવાર વિષાદના રૂપમાં બદલાઇ ગયો. એટલી બધી ધામધૂમ–એટલી બધી તૈયારીઓ આદિ સર્વે નષ્ટ થયું. તે રાયે આમંત્રિત, અનામંત્રિત, અતિથિ, અભ્યાગત આદિ કોઇએ પણુ આહાર કર્યો નહિ. રાંધેલા ભોજનના ઢગલા ને ઢગલા ભંડારમાં પડયા રહ્યા, સડવા લાગ્યા.

બ્રાહ્મણુ શાંતિપ્રસાદ, પૂજારી બ્રાહ્મણુ અને ફક્ત કેટલાક પ્રહરીઓએ રાસમંડપમાંજ રજની વ્યતીત કરી. દીવાન દોલતસિંહ સવાર થતાં સુધી જેવીને તેવીજ રીતે તે વેદીની પાછળ પડી રહ્યો. પ્રભાતમાં જ્યારે જાગૃત થયો, ત્યારે તેણે જોયું કે, તેનું મુખમંડળ ફીકું પડી ગયું છે; નિસ્તેજ થઇ ગયું છે. શરીરની પણુ તેવીજ દશા થવા પામી છે, તે તદ્દન અવસન્ન થઇ ગયું છે; દુશ્ચિંતાના દારુણુ આઘાતથી તેનું હૃદય જાણે ચૂર્ણવિચૂર્ણ થઇ ગયું છે, અત્યારે જાણે તે પોતે તદ્દન બદલાઇ ગયો હોય એમજ જણાઇ આવે છે.

એ બન્ને મૂર્ત્તિઓ કોની હતી ?–એ મૂર્ત્તિમય રાજા ભૂપસિંહના મોટા ભાઇ મરહુમ રાજા દેવેન્દ્રનારાયણુસિંહ તથા તેની સ્વર્ગીયા પત્નીની હતી !

બીજે દિવસે પ્રાતઃકાળે બ્રાહ્મણુ શાંતિપ્રસાદના મુખેથી રાસ મંડપની સમસ્ત ઘટના કિશોરસિંહે સાંભળી લીધી. વિસ્મય તથા કૌતુહલે અત્યંત અધિક પ્રમાણુમાં આવીને તેના હૃદય પર અધિકાર સ્થાપિત કરી દીધો. એ અદ્દભુત ઘટનાના તાત્પર્યને જાણુવા માટે તેનું ચિત્ત વ્યગ્ર થઇ પડયું. શાંતિપ્રસાદ બ્રાહ્મણુ જતી વેળાયે તેના હાથમાં એક પત્ર આપતો ગયો. તેમાં લખ્યું હતું:—

"પ્રાણાધિક!

"કુશળતાથી દુર્ગના દ્વારની ચાવી મેળવી છે. આજે બપોરે રાજમહાલયમાં મહા ભોજનની તૈયારી થવાની છે, અત્યારથી એ વિષયમાં સર્વજનો રોકાઇ ગયા છે. બપોર પહેલાં થોડી વારે કમલાની સાથે હું દ્વાર પાસેના ઉપવનની નજીકમાં તમારા માટે વાટ જોઇશ. મારા તરફ જો તમારો કાંઈ પણ સ્નેહ હોય તો તે વખતે એકવાર આવી મને દર્શન આપશો. ઇતિ. કાર્તિક વદી ૧. તમારી—

સુશીલા."

## દ્વાદશ પ્રસંગ

## અણધારી મુલાકાત—અભાવનીય સંદેહ

Lo! Where he lies emblamed in groe,
His wound to Heaven cries;
The floodgates of his blood implore,
For vengeance from the skies.

*Wrauns and Psyche.*

× × × × × × × ×

"यं मन्ये मृतमस्मिन् सोप्यायाति प्रसन्नचेतसा किम्।"

'भट्टकवि'

પત્ર વાંચીને કિશોરસિંહનું હૃદય આનંદથી નાચી ઊઠયું. તેણે મનમાં ને મનમાંજ બ્રાહ્મણ શાંતિપ્રસાદને શત શત ધન્યવાદ આપ્યા. પોતાના ભાગ્યને પણ તેણે એકવાર ધન્યવાદ આપ્યો. અને તે દિવસને પણ ધન્ય માની લીધો. ત્યાર પછી સ્નાન પૂજા પ્રાતઃક્રિયા આદિ સર્વ કાર્યોને રીતિ પ્રમાણે સમાપ્ત કરી પળેને પળે તે કેવળ મધ્યાન્હની રાહ જોવા લાગ્યો.

છેવટે બપોરનો વખત થવા આવેલો જોઇને કિશોરસિંહ વનમાં ફરવા જવાનો પોશાક પહેરી આકુળવ્યાકુળ થઇ હથિયાર સહિત મહાલયમાંથી બહાર નીકળી ચાલ્યો ગયો અને ખુલ્લા માર્ગ પરથી રાજમહાલયના ખુલ્લા દરવાજાની બહાર આવીને તેણે જોયું કે, સુશીલા કમલાની સાથે આ પહેલાંજ ત્યાં આવી પહોંચી છે. કિશોરસિંહને સમીપમાં આવેલો જોઇને ચતુર કમલાએ કહ્યું કેઃ—"તમે બન્ને

થોડીવાર અહીં ઉભાં રહો, હું હમણાંજ પાછી આવી પહોચ્યું છું." આમ કહીને પ્રત્યુત્તરની પ્રતીક્ષા ન કરતાં તે, ત્યાંથી તરતજ ઉતાવળાં પગલાં ભરતી પશ્ચિમ દિશા ભણી ચાલી ગઇ.

બન્ને નવાં પ્રેમિઓને સ્વાધીનતા આપવાના ઉદ્દેશથી, જેથી બન્ને પોતપોતાનાં દિલ ખોલીને વાતો કરી શકે એવા ઇરાદાથી, પાસે હાજર રહેવાથી તેમના પ્રેમાલાપમાં વ્યાઘાત આવી પડશે, એવી આશંકાથી, કામનું બ્હાનું બતાવીનેજ બુદ્ધિમતિ કમલા તેમને છોડી ચાલી ગઇ.

કિશોરસિંહે સુશીલાની નજીકમાં આવી બન્ને હાથથી તેને પોતાની ગોદમાં ખેંચી લીધી. કેટલીકવાર સૂધી આવી રીતેજ આનંદ મગ્ન રહ્યા પછી બન્ને પ્રેમીઓ પાસેના એક વૃક્ષની શીતળ છાયા તળે જઇ બેઠા. બેઠા પછી કિશોરસિંહે પ્રેમ-મધુર-મૃદુ સંભાષણથી કહ્યું:-" પ્રાણાધિકે ! હવે આપણા પ્રાણની આ યંત્રણાનું કયારે અવસાન આવશે ? તું મારી પ્રિયતમા અને હું તારો પ્રિયતમ બની કયારે અનુપમ સુખના લ્હાવા લઇ શકીશું ? આપણા બન્નેના શિર પર જે ભયનાં વાદળાં ગગડી રહ્યાં છે, તે કયારે દૂર થશે ? પરાધીનતાની બેડીમાંથી મુક્ત થઇને સ્વતંત્રતાના સ્નેહ-ઉદ્યાનમાં કયારે આપણે વિચરણ કરી શકીશું ?"

" એટલા માટે-એ જાણવા માટેજ આજે આવું અસીમ સાહસ ભરેલું કામ કર્યું છે. મારા ભાગ્યની પરીક્ષાના હવે માત્ર ચાર દિવસજ બાકી રહ્યા છે. પાંચમ આડા હવે ફક્ત ચાર દિવસજ અવશિષ્ટ રહ્યા છે." આમ કહેતાં કહેતાં સુશીલાની મોટી મોટી આંખો આંસુથી છલકાઇ આવી.

એ જોઇને ઘણાજ દુઃખિત સ્વરથી કિશોરસિંહે કહ્યું-" સુશીલા! તને જોઇને મને કેવો આનંદ થાય છે, તે હું તને શી રીતે કહું ! તારી સાથે મુલાકાત થવાથી મારા મનમાં જે સ્વર્ગીય આનંદનો સંચાર થાય છે. તે શબ્દ દ્વારા મારાથી વર્ણવી શકાય તેમ નથી."

આમ કહેતાં કહેતાં કિશોરસિંહ સ્તંભી ગયો. સુશીલાનાં આંસૂનો પ્રવાહ પ્રબળતાથી વહેવા લાગ્યો. કિશોરસિંહ પ્રાણ-પ્રિયતમા સુશીલાનાં ચક્ષુઓમાંથી વારિધારાનું વહન થતું જોઇ તેને ધીરજ આપતો મીઠા અવાજથી કહેવા લાગ્યો:-" હૃદયની રાણી સુશીલા! તારી આંખોનાં આંસુ મારાથી જોઇ શકાતાં નથી ! તું શાન્ત થા ! મારી પ્રાણેશ્વરી શાન્ત થા ! આપણા મનોરથ અવશ્ય પૂર્ણ થશે.

કાલે રાત્રે દુર્ગમાં જે એક અદ્દભુત બનાવ બન્યો હતો, તેનો કશો મર્મ તારા જાણવામાં આવી શકે છે ખરો કે ?"

સુશીલા પોતાની સાડીના છેડાથી આંખનાં આંસૂ લૂછતી લૂછતી ધીમે ધીમે કહેવા લાગીઃ—" હું તો તેનો કશો પણ મર્મ જાણી શકી નથી. મારાપ્રતિ એ બન્ને પ્રેત—પ્રતિમાને એવો આશીર્વાદ આપવાનું શું પ્રયોજન હશે ? તેઓ મને આશીર્વાદ આપવા શા માટે આવી હશે ? 'આનંદપૂરીની રાજરાણી થઇ તું અનુપમ સુખ ભોગવી શકીશ' એવું તેમણે મને શા હેતુથી કહ્યું હશે ?"

"સુશીલા, સબુર કર ! પ્રથમ મને કહેવા દે." કિશોરસિંહ વચમાંજ બોલ્યોઃ—"તારી સર્વ શંકાને હું દૂર કરૂં છું. પરંતુ મારા એક પ્રશ્નનો ઉત્તર આપ જોઇએ, કે, તું રાજા ભૂપસિંહની મહિષી થવાની ઇચ્છા ધરાવે છે ખરી કે ? ખરૂં કહે, મારો આ છેવટનો પ્રશ્નજ છે. હું તને આ છેલ્લી વારજ પૂછી રહ્યો છું—માટે કહે, મારી પ્રિયતમા કહે, કે તારી શી વાસના છે ?"

વ્યગ્રતા, અધીરતા અને ઉત્સુકતાથી કિશોરસિંહે સુશીલાને આ કેટલીક વાતો પૂછી.

"દેવ ! હવે એનો શું ઉત્તર આપું ?" અધીર હૃદય અને ક્ષીણ સ્વરથી સુશીલા બોલી. કિશોરસિંહને શો ઉત્તર આપવો, એ તેની સમજમાં આવ્યું નહિ. તેનાં નેત્રમાંથી ખળખળ અશ્રુપ્રવાહ નીકળવા લાગ્યો. તે અધોમુખ કરી નેત્રને બંધ કરી, દુઃખિત સ્વરથી બોલીઃ—"કિશોરસિંહ ! મારા જેવું દુઃખી પ્રાણી આ જગત્‌માં બીજું કોઇજ નથી ! હું ગઇ કાલથી એક એક વિલક્ષણ વાતો સાંભળતી આવું છું. કાલે પૂર્ણિમા વીતી ગઇ છે. હવે ચાર દિવસ બાકી રહ્યા છે. કાર્તિક વદી પાંચમનો દિવસ પિતાએ મારા લગ્નને માટે નક્કી કર્યો છે. હું તેમાં સમ્મત નહિ થાઉં, તો પિતા મને બળપૂર્વક ભૂપસિંહના હાથમાં સોંપી દેશે. પિતાએ સંબંધ કરી નાખ્યો છે, ભાઇએ તેમાં સમ્પૂર્ણ અનુમોદન આપ્યું છે. રાજા ભૂપસિંહ મારૂં પાણિ—ગ્રહણ કરવા માટેજ આનંદપૂર આવ્યો છે. હું પણ સંબંધના સૂત્રમાં બંધાઇ ગઇ છું. હવે શો ઉપાય ? મારે શું કરવું ! હવે ચાર દિવસ પછીજ મારે બીજાના હાથમાં જવું પડશે. મારી ઇચ્છા વિરુદ્ધ બધું બની જશે ! હવે ચાર દિવસ પછી ચોક્કસ મારૂં મરણ—"

" સુશીલા ! આમ નિરાશ ન થા." તેને ધીરજ આપી કિશોરસિંહે કહ્યુંઃ—" હજી ચાર દિવસ પડ્યા છે ! એ ચાર દિવસમાં અનેક

વિપર્યાય પણ થઇ શકે તેમ છે, પુષ્કળ ચમત્કારિક બનાવો આપણે નિહાળી શકીએ તેમ છીએ, પુષ્કળ અદ્‌ભુત વાતો સાંભળી શકીએ તેમ છીએ. મને ખાત્રી છે કે, ઇશ્વરની આપણાપર સંપૂર્ણ કૃપા છે. તે આપણી મનોવાસનાને પૂર્ણ કરશે. તે દયાળુ છે. કાલે દુર્ગમાં જે અદ્‌ભુત ચમત્કાર બન્યો હતો, મરહુમ રાજા દેવેન્દ્રનારાયણ અને તેની પત્નીના પ્રેતાત્માનો આવિર્ભાવ થયો હતો, તેનાં પણ અનેક કારણો હતાં. અવશ્ય એમાં કાંઇ ગુપ્ત રહસ્ય સમાયલું હોવું જોઇએ. થોડા વખતમાંજ કંઇ કંઇ ગુપ્ત તત્ત્વ એમાંથી પ્રકટ થયા વિના રહેશે નહિ. ઇશ્વરનું કોઇ પણ કાર્ય કારણ વિનાનું હોતું નથી. એક રીતે મને ચોક્કસ ખાત્રી છે કે, એ સઘળા બનાવોની સાથે મારા ભાગ્યનો કાંઇને કાંઇક સંબંધ અવશ્ય છે. સુશીલા! તને હું અત્યાર સુધીમાં વધારે વાતો કહી શક્યો નથી, એથી તું મને આજ સુધી જે અનાથ ધારતી હતી તે હવે નથી-"

"એટલે! તમારા આ ચમત્કારિક ભાષણનો અર્થ શો છે? હું તો તમારી વાતને કાંઇ પણ સમજી શકતી નથી." હજી કિશોરસિંહની વાત પૂરી થઇ નહોતી, એવામાં સુશીલાએ વચ્ચમાંજ પૂછ્યું.

"એટલે મારી અત્યારની આ પરાધીન અનાથ અવસ્થાનું થોડા વખતમાંજ કાંઇક પરિવર્ત્તન થવાનું છે; એવું મારૂં મન મને વારંવાર કહ્યા કરે છે. કારણ કે, આ પહેલાં મને જે કાંઇ ચમત્કારી સૂચનાઓ મળેલી છે-વિલક્ષણ સ્વપ્ન જોવામાં આવ્યાં છે, આશ્ચર્યચકિત દેખાવો દેખવામાં આવ્યા છે, એ સર્વ મને સ્પષ્ટ સમજાવી રહ્યાં છે કે હું અનાથ નથી. વળી કોઇ જાણે હમેશાં મારા કાનમાં આવીને કહ્યા કરે છે કે થોડા વખતમાંજ મારા ભાગ્યનું પરિવર્ત્તન થશે. મારે આવા તુચ્છ અને હીનભાવથી વધારે દિવસો રહેવું પડશે નહિ. થોડા વખતમાંજ તું મારી થશે, તારા પિતાજ તને મારા હાથમાં સમ્પ્રદાન કરશે. તે ઉપરાંત હજી પણ હું અહર્નિશ એવા એવા અદ્‌ભુત બનાવો જોયા કરૂં છું-એવાં એવાં અદ્‌ભુત સ્વપ્નો જોઉં છું, કે જેથી મને ધ્રુવ સમાન અચલ વિશ્વાસ બંધાય છે. તને તે વિષયમાં હું શું કહું? સુશીલા! મને નિશ્ચય જણાય છે કે આનંદપૂરના રાજમહાલયની સાથે જરૂરને જરૂર મારો કાંઇક સંબંધ છે."

"કોનો! તમારો?" આશ્ચર્યથી તેના ખભા પર હાથ મૂકીને તે બોલી:-" પણ મને તે પૈકી કશી પણ માહિતી નથી એનું શું

કારણ હશે ? હું તો કશું પણ સમજી શકતી નથી કે, તમારી સાથે આનંદપૂરના રાજમહાલયનો શો સંબંધ—શો સંસ્ત્રવ હોઇ શકે વારૂ ?"

"અવશ્ય છે." કિશોરસિંહે ઉત્તર આપ્યો:—"અવશ્ય છે. હું ઇશ્વરને સાક્ષી રાખી, મનની દૃઢતાસહિત કહી શકું છું કે, અવશ્ય છે. મારા મનમાં હમેશાં એજ ભાવનાનો ઉદય થયા કરે છે કે, આ રાજકુટુંબની સાથે મારો કાંઇક ને કાંઇક સંબંધ અવશ્ય છે. પરંતુ એવી ભાવનાનો ઉદય શાથી થાય છે, એ મારાથી કહી શકાતું નથી. ઘણાં માણસો જેવી રીતે નિદ્રાવશ થઇ રાત્રિના સમયે પોતાની ઇચ્છા વિરુદ્ધ વિચરણ કરે છે, તેવીજ મારી પણ દશા થઇ ગઇ છે. હમેશાં અદ્‌ભુત સ્વર મારા કાનમાં આશાની અનેક અદ્‌ભુત વાતો કહી સંભળાવે છે; મારૂં હૃદય આશાના તે અદ્‌ભુત આશ્વાસનથી આશ્વાસિત થાય છે. હું વારંવાર અદ્‌ભુત આનંદથી ઉન્મત્ત થઇ ઊઠું છું. જેવી રીતે કોઇ સાગરના મુસાફરની નૌકા ડૂબી ગયા પછી દૈવ-યોગે કિનારો પ્રાપ્ત થવાથી તે જો કોઇ અજાણ્યા દેશમાં કિંવા દ્વીપમાં આશ્રય મેળવી શકે અને તે દેશના લોકો તેના પ્રતિ સહાનુભૂતિ દર્શાવે, તેને નાના પ્રકારનાં આશ્વાસનો આપે, વળી તે વ્યક્તિ જો કે તેમની ભાષાથી અનભિજ્ઞ હોય, તોપણ તેમના મુખના હાવ-ભાવ જોઇને, તેઓ તેના તરફ સુપ્રસન્ન છે કે નહિ, તે અનાયાસેજ જાણી શકે છે; તેવીજ રીતે મારી પણ બરાબર તે મનુષ્યના જેવીજ હાલત થઇ પડી છે. વળી તું એવા બનાવોને નથી જોઈ શકતી એજ ઉત્તમ છે. મેં જે કાંઇ જોયું છે, તે હવે હું તને કહી શકું તેમ નથી. પરંતુ ખરેખર જો તું એ સર્વે બનાવોને તારી નજરે જૂએ અથવા એવી વાતોને સાંભળે, તો અવશ્ય મારી પેઠે તને પણ બધું જણાયા વિના રહે નહિ. આજે આનંદપૂર દુર્ગમાં જે જે પ્રકારો ચાલી રહ્યા છે, તે સર્વેની સાથે મારો પણ સંબંધ છે, એમ તને અવશ્ય જણાઇ આવે, સમજીને સુશીલા હવે મારા મનની ગતિને ?"

"પરંતુ એ બધું શી રીતે બની શકે ?" વિસ્મયથી તેણે પૂછયું:—"એ વાત માની શકાય ખરી કે ?"

"હા, અવશ્ય માની શકાય." શાંતપણે કિશોરસિંહે ઉત્તર દીધો:—"હવે તે શકય છે કે નહિ તે, જો કે સાબીતી સાથે અત્યારે તને બતાવી શકાય તેમ નથી, તો પણ એ વાત સત્ય છે, એમાં તો કશો પણ સંશય જ નથી. પણ મને તો પૂરતી ખાત્રી થઇ ચૂકી છે. મને સર્વ દિશામાં આશાનાં કિરણો દેખાઇ આવે છે. એટલા માટેજ

મેં તને પહેલેથી પ્રશ્ન પૂછયો હતો અને હજી પણ પૂછું છું કે?—"

સુશીલા વચ્ચમાંજ બોલી ઉઠી કેઃ—"બસ, બસ, હું હવે સમજી ગઈ છું કે, એ સર્વ અપાર્થિવ ચમત્કારિક ઘટનાઓ અકારણ ઘટી નથી, તે વિષયમાં હવે સંદેહ કરવાનું સાહસ પણ મારાથી થઇ શકતું નથી. એવી શંકાને હું મારા હૃદયમાં હવે સ્થાન પણ નહિ આપું."

"એટલા માટેજ તને પુછું છું કે, જ્યારે તારો એવો દૃઢ વિશ્વાસ બંધાઇ ગયો છે, એવી જ્યારે તારી ધારણા છે, ત્યારે હાલનાં લગ્નમાં તારો શો અભિપ્રાય છે? જેનાપર તારો પ્રેમ નથી, તેની સાથે તું લગ્ન શી રીતે કરીશ?"

આમ કહીને કિશોરસિંહે સંશય-સતૃષ્ણ નયનોથી સુશીલાના મુખપ્રતિ દૃષ્ટિપાત કર્યો.

સુશીલાએ પોતાના શરીરનો સર્વભાર તેના હાથપર મૂકી દીધો. તેણે કિશોરસિંહના મુખ તરફ અશ્રુપૂર્ણ નેત્રોથી નિરીક્ષણ કરી તેની છાતીપર હાથ મુકયો અને ત્યાર પછી તે કોમળ સ્વરથી બોલીઃ—"એનો શો ઉત્તર આપું? એક તરફ ઇચ્છા અને બીજી તરફ કર્ત્તવ્ય આવી ઉભું છે."

કિશોરસિંહનું હૃદય જાણે કાંઇ ભાંગી ગયું. તે ઉદાસ મનથી તથા ઉદાસ નયનોથી બોલી ઉઠયોઃ—"જો તેમજ હોય, તો કર્ત્તવ્યનું પાલન કર, તે મત પ્રમાણેજ જો તારે ચાલવું હોય, તો, સાંભળ, સુશીલા! તેથી હતભાગી કિશોર અહીંથી હમણાં ને હમણાંજ વિદાય થાય છે. આખી જિન્દગીને માટે તારાથી અળગો થાય છે! જીવન પર્યન્તને માટે તું મને પ્રસન્નતાથી વિદાયગીરી આપ."

આમ કહી કિશોરસિંહ ઉઠીને ઉભો થયો.

કોમળ હૃદયા સુશીલા પણ સાથે સાથે ઉઠી ઉભી થઇ. તેણે કિશોરસિંહના બન્ને હાથ ઝાલીને રડતાં રડતાં કહ્યું કેઃ—"આમ કેમ કહો છો, કિશોર! તમે કયાં જશો? આ શું તમે ગાંડા માણસની પેઠે બોલી રહ્યા છો? થોડીવાર પહેલાં—હજી થોડીજવાર પહેલાં તમને સર્વ વાતોમાં આશાનાં કિરણો દેખાઇ આવતાં હતાં, અને આટલામાંજ તમે કાં નિરાશ થઇ ગયા? હજી ચાર દિવસ બાકી છે એ અરસામાં અનેક અવનવા બનાવો બનશે, એવું કહેતા હતા અને મનેજ દોષ દેતા—"

"ના મારા કહેવાનો આશય એવો નથી. હું એટલુંજ કહું છું કે, જેનાપર પ્રેમ નથી, તેની સાથે તું તારા પિતાની આજ્ઞા થતાં ફક્ત ઐશ્વર્ય માટે વિવાહ કરીશ?"

" ઐશ્વર્ય ? " મંદસ્મિત કરી સુશીલા બોલી:—" ના હું તો આ દેહને કદાપિ છોડવાની નથી " આમ કહીને તે તેનાં ગળાં સાથે ભેટી પડી. થોડીવાર સુધી એવી સ્થિતિમાં રહ્યા પછી તેણે ફરીવાર કહેવા માંડયું કે:—" ના, કિશોરસિંહ ! હું તો તમારી જ થઇશ. તે દિવસની પ્રતિજ્ઞાને શું તમે વિસરી ગયા ? કિશોર—કિશોર ! હું તમારા માટે મારા સર્વસ્વનો પરિત્યાગ કરી શકીશ. કહો, હવે મારે શું કરવું પડશે ? "

સરલ હૃદયની સુશીલા આમ કહીને નિર્નિમેષ નયનોથી, આંસૂથી ઉભરાતી આંખોથી કિશોરસિંહના શોકથી ગંભીર થયેલા મુખચન્દ્ર તરફ જોઇ રહી. કિશોરસિંહ પણ અનુરાગથી તરતજ પોતાની પ્રાણપ્રતિમાને વક્ષમાં ધારણ કરી આનંદિત સ્વરથી બોલી ઉઠયો:—" હવે બીજું કશું પણ કહેવા માગતો નથી. સુશીલા ! કહે, હવે તો તું મારી થઇ ચૂકી ને ? "

" હા, તમારી થઇ ચૂકી. "

" નારાયણ નવદંપતીને સુખી રાખો. મારી સુશીલા અને કિશોર સદા સર્વદા સુખી રહો. "

એકા એક નજીકની ઝાડીમાંથી ગંભીર ધ્વનિ થયો. તે ધ્વનિ થતાંની સાથેજ તે પ્રેમી જોડું ચમકી ઊઠયું. તેમણે પોતાની બાજૂમાં જોયું તો, વૃદ્ધ વનચરી કિંવા ઉન્માદિની તેમની નજરે પડી.

એ ઉન્માદિનીને જોઇને બન્ને ભોળાં પ્રેમિકો એકી સાથે બોલી ઊઠયાં:—" તારો આશીર્વાદજ માતા, અમારૂં સમસ્ત છે. તારા વિના અમારૂં આ દુનિયામાં બીજું કોઇ પણ નથી. તુંજ અમારી ખરી માતા છે. તારી કૃપાથી અમે ઘણી વાર બચી શકયાં છીએ, અમારા વિશુદ્ધ પ્રેમનું સંરક્ષણ કરવાને સમર્થ થઇ શકયાં છીએ. "

દીવાની કિશોરસિંહને સંબોધીને બોલી:—" કેમ, મારી વાત ખરી પડતી નથી ! હું તમને જે કાંઇ કહેતી આવું છું, તે શું તદ્દન જૂઠુંજ પડે છે ? મેળાને વખતે રાસ મંડપમાં—હીઃ હીઃ હીઃ—" કહેતાં કહેતાં દીવાનીએ મોટેથી હસીને આખા જંગલને ગજાવી મૂકયું.

કિશોરસિંહે કહ્યું કે:—" ખરૂં છે, માતા, તારી વાત ખરીજ પડી છે, પણ માતા, એ તો કહે કે, તું તારૂં જીવન શી રીતે નીભાવે છે ? તારા ગુજરાનનો તેં શો બંદોબસ્ત કર્યો છે ?

" દીવાનીને વળી જીવન નિભાવવા કે ગુજરાન ચલાવવાની ખટપટ શા માટે કરવી જોઇએ ? તમો સુખી રહો એથીજ હું મને

સાતે સ્વર્ગનું સુખ મળ્યું માની લઇશ." આમ કહેતી કહેતી દીવાની પોતાના અભ્યાસ મૂજબ એકદમ વનમાં ચાલી ગઇ. ત્યાર પછી તેઓ તેને જોઇ શકયાં નહિ.

દીવાનીના ચાલ્યા જવા પછી સુશીલાએ કહ્યું કેઃ-" દીવાની આપણુને ખૂબ ચાહે છે; આપણુા પર પુષ્કળ પ્રીતિ રાખે છે, પણુ એ દીવાનીને જોઇને મારા મનમાં ઘણું લાગી આવે છે. શું કિશોરસિંહ ! એ ખરેખર દીવાનીજ હશે ?"

કિશોરસિંહ જવાબ આપવા જતો હતો, એવામાં બહુજ નજીકમાંથી વરુણસિંહનાં ક્રોધ અને તિરસ્કાર ભરેલાં વચનો તેને સંભળાયાં અને તરતજ તેણે જોયું કે, ધાત્રી. કમલાને ધિક્કારતો ધિક્કારતો સુશીલાનો દાંભિક સહોદર તેમની સન્મુખમાં આવી ઉભો રહ્યો. વરુણસિંહને સ્હામે આવેલો જોઇને બન્ને જણાં લજ્જા તથા ભયનાં માર્યાં મરણુતોલ થઇ પડયાં. બન્ને જણાં થોડી વાર સુધી કિંકર્ત્તવ્ય વિમૂઢ થઇ ઉભાં રહ્યાં. જેનું નામ સાંભળીને વરુણસિંહ ઉપવાસ કરતો હતો, તેની સાથે તે પોતાની ભગિની સુશીલાને પ્રવાસમાં વાસ કરતી જોઇને સળગી ઉઠયો. જે કિશોરસિંહનું નામ સાંભળીને વરુણસિંહ રુદ્રમૂર્ત્તિ ધારણુ કરી લેતો હતો, તેજ કિશોરસિંહની સાથે પોતાની સહોદરા સુશીલાને એકાંતમય વનમાં આવી એકાંતમાં પ્રેમાલાપ કરતી જોઇ તેનું મસ્તિષ્ક ભ્રમિત થઇ ગયું. એ અપમાનભરેલા દશ્યને વરુણસિંહ કોઇ પણુ પકારે જોઇ શકયો નહિ. પ્રથમ કમલા અને સુશીલાને હદ બેહદ ધમકાવીને, અપમાનિત કરીને છેવટે વરુણસિંહ કિશોરસિંહ પ્રતિ તરેહ તરેહવારનાં કડવાં વચનો વરસાવા લાગ્યો. કિશોરસિંહના હૃદયમાં એકાએક એક પ્રકારના વિજાતિય ક્રોધ અને અભિમાનનો સંચાર થયો. છેવટે તેનાં વચનોને અત્યંત અસહ્ય ધારીને તેણે પોતાની તલ્વારની મુઠ પર હાથ મૂકયો. પરંતુ તત્કાળ પોતાની સ્થિતિનું સ્મરણુ થતાં મહા મહેનતે મનના આવેગને દબાવીને ખુલ્લા અવાજથી કહ્યુંઃ-" ના ના, વરુણુ, તારી સાથે હું આ જીન્દીગીમાં કદી પણુ ઝગડો કરી શકીશ નહિ."

" મારી સાથે ઝગડો ? " વરુણસિંહ ક્રોધથી વ્યાકુળ થઇ બોલી ઉઠયોઃ-" મારી સાથે તકરાર ? આટલું બધું ગુમાન ? કૂતરા, નીચ, નિમકહરામ ! ચાંડાળ ? "

" ના, ના, ભાઇ ! કિશોરસિંહને કાંઇ પણુ કહેશો નહિ." સુશીલા વચ્ચમાંજ બોલી ઉઠી

વ્યાકુળ કંઠથી આ કેટલાંક વાક્યો બોલી કમલાનો હાથ ઝાલી સુશીલા ખળખળ આંસૂ વરસાવતી દુઃખિત હૃદયથી મહાલય તરફ ચાલતી થઇ. જતી વેળાયે એકવાર કિશોરસિંહના તરફ સપ્રેમ સકરુણ કટાક્ષ કરતી ગઇ. તે કટાક્ષનો અર્થ એ હતો કે, કિશોરસિંહ જાગ્રે વરુણસિંહની સાથે કોઇ પણ જાતની તકરાર ન કરી બેસે. બુદ્ધિમાન અને ઇશારાને સારી રીતે સમજનારા કિશોરસિંહે પણ ઇશારાદ્વારા તેને આશ્વાસન આપ્યું તથા જણાવ્યું કે, એ વિષયમાં સુશીલાને ભય રાખવાનું કશું પણ કારણજ નથી. રણધીરસિંહના કુટુંબનાં કોઇ પણ માણસને હું કદાપિ બિલ્કુલ આઘાત કરીશ નહિ. સુશીલા ધાત્રીની સાથે છેવટે કિશોરસિંહની નજર આગળથી અલગ થઇને ચાલી ગઇ. ઉદ્ધત યુવક વરુણસિંહ ગુસ્સા ભરેલાં અનેક તિરસ્કારનાં વચનો સંભળાવી ઉતાવળાં પગલાં ભરતો એકદમ નજીકમાં આવેલી એક નદી તરફ ચાલ્યો ગયો. કિશોરસિંહ, વરુણસિંહ જ્યારે તેને ગાલિપ્રદાન કરવાના વ્યવસાયમાં ગુંથાયો હતો, ત્યારે તેના પહેલાંજ તે તરફ ચાલ્યો ગયો હતો.

લગભગ પાંચેક કલાક વીત્યા પછી કિશોરસિંહ રાજમહાલય તરફ પાછો ફર્યો. દરવાજામાં દાખલ થતી વેળાયે એક દરવાનને નજીકમાં ઉભેલો જોઇને તેણે તેને પૂછ્યું કેઃ—“ વરુણસિંહ મહાલયમાં આવ્યો છે કે નહિ ? ”

“ ના, કુમાર હજી સુધી આવ્યા નથી. પરંતુ, આજે આપનો વેશ આવો વિચિત્ર કેમ જણાય છે ? આખું શરીર ખરડાયલું છે ! ઠેઠ ઠેકાણે લોહીના દાગ જોવામાં આવે છે. કમરપર તલ્વાર પણ જોવામાં આવતી નથી, તો આમ થવાનું શું કારણ છે ? શું કોઇની સાથે આજે રણસંગ્રામમાં ઉતર્યા હતા કે કોઇ મોટા વ્યાઘ્ર કે વરુની હિંસા કરવા ગયા હતા ? ” તાજ્જુબી અથવા અજાયબીની સાથે વૃદ્ધ પ્રહરીએ ઉપરાસાપરી આ બધા સવાલો પૂછ્યા.

કિશોરસિંહે કહ્યુંઃ—“ ના, એમાંનું કશું પણ થયું નથી. વનમાં ફરતો હતો, નદીના કિનારાપર ગયો હતો; પરંતુ વરુણસિંહ હજી સુધી કેમ ન આવ્યો ? તું બરાબર જાણે છે કે, તે પાછો આવ્યો નથી ? ”

પ્રહરીએ કહ્યુંઃ—“ હા, બરાબર જાણું છું, તેઓ હજી સુધી આવ્યા નથી. તેમના વિના મહાલયના માલિકોમાંથી કોઇએ પણ ભોજન કર્યું નથી. સર્વ આકુળવ્યાકુળ થઇ પડયાં છે. પરંતુ આપને જોઇને મારા મનમાં શંકા થાય છે. અવશ્ય આપના હાથથી કાંઇ ન બનવાનું બની ગયું છે. ”

કિશોરસિંહ પ્રહરીની વાતનો બીજો કશો પણ જવાબ આપ્યા વિના કંપતો કંપતો વ્યાકુળ મનથીપોતાના ઓરડા તરફ ચાલ્યો ગયો.

પ્રહરી વિસ્મૃત થયો. તે કાંઇ પણ ન સમજી શકવાથી નાના પ્રકારની ચિંતાઓ કરી રહ્યો હતો, એવામાં રાજમહાલયનો એક સાધારણ અનુચર લોહીથી ખરડાયલી અર્ધી તલ્વાર લઇને તે સ્થળે આવી હાજર થયો. અનુચરને જોઇને પ્રહરીએ પૂછ્યું કેઃ-"આ શું !"

"હું નદીના કિનારા પરથી આવતો હતો. હજી થોડેક દૂર આવ્યો, એવામાં મારી નજર એક સ્થળે લોહીથી ભરેલા એક ખાબોચિયા તરફ પડી. એથી મારી અજાયબી એકદમ વધી પડી અને હું તે ખાબોચિયાની છેક નજીકમાં જઇને જોવા લાગ્યો. મેં જોયું કે, આ તલ્વારનો ટુકડો પણ ત્યાં આગળ પડયો હતો. તેને જોતાંની સાથેજ હું અહીં લઇ આવ્યો. મને જણાય છે કે, ત્યાં કોઇની સાથે એકાદ ઝપાઝપી કે મારામારી થયેલી હોવી જોઇએ. ધૂળમાં ઘણાં પગલાં પણ પડેલાં છે."

પરિચારકને આ વાત કહેતો બંધ થયેલો જોઇને પ્રહરી ભાંગેલી તલ્વારને બરાબર તપાસીને જોવા લાગ્યો. તપાસ કરતાં તેણે જોયું કે, તે તલ્વારની મુઠપર કિશોરસિંહનું નામ કોતરેલું છે ! એ જોઇને પ્રહરીને અજાયબીપર અજાયબી થઇ આવી. તે ભય તથા વિસ્મયથી બોલી ઉઠયો કેઃ-"કુમારને હવે પાછા મેળવી શકાશે નહિ !"

બરાબર એજ વખતે રણધીરસિંહ રાજા ભૂપસિંહની સાથે દરવાજાપર આવી પહોંચ્યો. એ વખતે લગભગ દિવસનો ત્રીજો પ્રહર વીતી જવા આવ્યો હતો, વરુણસિંહના વિના આમંત્રિત વ્યક્તિઓમાંની કોઇ પણ વ્યક્તિએ ભોજન કર્યું નહોતું. એ કારણથી વૃદ્ધ રણધીરસિંહ ગભરાટ સાથે ઘરમાંથી બહાર નીકળી રહ્યા હતો, એવામાં દરવાનના મ્હોંએથી તેણે સઘળી હકીકત સાંભળી, ત્યાર પછી તે વ્યાકુળ થઇ બોલી ઊઠયોઃ-"મારા વરુણનું શું થયું હશે."

દરવાન તથા અનુચરે જે કાંઇ જાણતા હતા, તે બધું કહી સંભળાવ્યું. એ સાંભળીને રણધીરસિંહ એક ભયાનક ચીત્કાર કરી બોલી ઉઠયોઃ-" ત્યારે શું એ નિમકહરામ નરાધમે મારા વરુણનું ખૂન કર્યું છે ? કિશોરસિંહેજ મારા વરુણસિંહને મારી નાખ્યો છે ! ખાધેલા લૂણનો બદલો વાળી આપ્યો છે ?"



## ત્રયોદશ પ્રસંગ

## ખૂનનો આરોપ

ગંભીર ઘર્ઘરર સરિતા ફૂદે છે;
અંધાર સાથ કંઇ વાત ઉંડી વદે છે;
તારા ગણો ઉછળતા સરિતા તરંગે–"

નરસિંહરાવ

× × × × × × ×

અંધાર ! તું જગત જે કદિએ ન જોશે;
અંજાય વા નયન સૌ, બહુ દિવ્યતું છે;
જ્યાં સૌ રડે, ખડખડી કર હાસ્ય તું;
તારૂં અધિપતિપણું સહુ કાલ ચાલે.

કલાપી

× × × × × × ×

" કિશોર ક્યાં છે ? " રાજમહાલયમાં ચોમેર વિષમ અવાજ એકીસાથે સંભળાવા લાગ્યોઃ–"કિશોરસિંહ ક્યાં છે ?" રાજમહાલયના દરેકે દરેક ઓરડામાં પ્રતિધ્વનિત થવા લાગ્યું કેઃ–"કિશોરસિંહ ક્યાં છે ?" સાથે સાથે પ્રતિધ્વનિથી પ્રત્યુતર મળ્યો કેઃ–" પોતાના ઓરડામાં." પ્રત્યુત્તર આપનારનો મુખ્ય નાયક શાંતિપ્રસાદ હતો. શાંતિપ્રસાદ સર્વ વ્યાપક હતો. જાણે એવા પ્રકારના સર્વ સંવાદોનો સંગ્રહ કરવાનો શાંતિપ્રસાદને હમેશનો અભ્યાસજ પડી ગયો હતો. અત્યારની ગરબડ સાંભળીને શાંતિપ્રસાદ ગભરાટની સાથે સભાસદનમાં આવી હાજર થયો હતો. આવતી વેળાયે કિશોરસિંહને પોતાના ઓરડામાં પાછો આવતાં, તેણે જોયો હતો. સર્વનો પોકાર અને કોલાહલ સાંભળીને શાંતિપ્રસાદ બોલી ઊઠયો કેઃ–" કિશોરસિંહ અત્યારે પોતાના ઓરડામાંજ છે."

ત્યારપછી ગંભીર ગર્જનાથી દ્વારરક્ષકને પ્રશ્ન પૂછાયો કે, સુશીલા આજે પાછી કમલાની સાથે વન તરફ ફરવા ગઇ હતી, એ તું બરાબર કહી શકે છે, ખરો કે નહિ વારૂ ?"

" જી, હા ! કહી શકું છું. મને એનાં પ્રમાણો પણ મળ્યાં છે." અનુચરે ઉત્તર આપ્યો.

" કિશોરસિંહની સાથે તેમની મુલાકાત થઇ હતી કે ?"

" એ વિષયમાં આ દાસ વિશેષ કાંઇ પણ જાણતો નથી."

રાજા ભૂપસિંહ અને રણધીરસિંહ પોતાના ઓરડામાં બેસી અનુચર તથા દરવાનને આ સઘળા સવાલો પૂછતા હતા. ઓરડામાં અનેક આબરૂદાર આમંત્રિત મહેમાનો અને મોટા મોટા ઇજ્જતદાર ધનવાનજનો ઉદ્વિગ્ન મનથી બેઠા હતા. અનુચર તથા દરવાન તેઓ જે કાંઇ જાણુતા હતા, તે ધીમે ધીમે જણાવી રહ્યા હતા. ત્યાર પછી રાજા ભૂપસિંહે રણુધીરસિંહને સંબોધીને પૂછ્યું કેઃ–" આપ પ્રથમ કમલાને અત્યારે અહીં એકવાર બોલાવો. પહેલેથીજ જો ગોટાળો થઇ જશે, તો ખરી હકીકત શી છે, તે જાણી શકાશે નહિ અને એ સાથે આપની બધી મહેનત બરબાદ જશે."

રાજાની આ સૂચના સહુને માફક આવી. દાસી કમલાને તે સ્થળે બોલાવવામાં આવી. વરુણુસિંહ અને કિશોરસિંહની વચ્ચે જે બોલાચાલી થઇ હતી, એ બાબતમાં કમલા જે કાંઇ જાણુતી હતી, તે બધું તેણે અક્ષરે અક્ષર કહી સંભળાવ્યું. એ સાંભળીને સર્વ જનોના મનમાં એવો વિશ્વાસ બંધાઇ ગયો કે, કિશોરસિંહેજ વરુણુસિંહનું ખૂન કર્યું છે. પરંતુ ભોળા હૃદયની કમલાને એ વાતપર જરાપણ ભરોસો આવ્યો નહિ કે, કિશોરસિંહ વરુણુસિંહનું ખૂન કરે. અથવા વરુણુસિંહનું જે ખૂન થયું છે, એ વાત પણ તેના માનવામાં આવી શકી નહિ. તેમ છતાં પણ રણુધીરસિંહ અને ભૂપસિંહના મુખેથી જે સર્વ વાતો સાંભળી, તે પરથી તેનામાં હવે જ્ઞાન કે ચેતન રહ્યું નહિ. કમલા રણુધીરસિંહના કુટુંબમાં ઘણા દિવસ થયાં રહેતી હતી, રણ-ધીરસિંહના કુટુંબમાં કુટુંબમાંજ રહીને તેણે પોતાની જિન્દગી પૂરી કરી હતી. વરુણુસિંહને તેણેજ પાળી પોષીને પુત્રના કરતાં પણ વધારે લાડથી ઉછેરીને મોટો કર્યો હતો. એથી વરુણુસિંહની એવી ખૂન થવાની વાત સાંભળીને વૃદ્ધ કમલા 'હાય વરુણુ" કહીને માથું નમાવી નીચે બેસી ગઇ.

" કમલા ! " કમલાની દુઃખી દશા દેખી રણુધીરસિંહે ક્ષીણ સ્વરથી કહ્યુંઃ–" કમલા, તારાપર મારો આજસુધીસંપૂર્ણ વિશ્વાસ છે ! તે વિશ્વાસથી મારી માતૃહીન સુશીલા મોટી થઇ છે, તથા એથીજ તને સ્વાધીન કરવામાં આવી છે એ લક્ષમાં લાવીને મારા પ્રશ્નનો ખરેખરો ઉત્તર આપ. હું તને ફરીવાર કહું છું કે, તદ્દન નિષ્કપટથી ખરો ઉત્તર આપ. કહે, આજે સુશીલા અને કિશોરની મુલાકાત થઇ હતી કે ?"

"જી, હા, મહારાજ !" કમલા બોલી–" આજે હું અને રાજકન્યા પર્વતપર ફરતાં હતાં, એવામાં અકસ્માત્ અમારી અને કિશોરસિંહની મુલાકાત થઇ ગઇ હતી."

"પરંતુ મારી આજ્ઞા શી હતી!" રણધીરસિંહે સહજ શંકિત ભાવથી પૂછ્યું:-"વળી થોડા દિવસ પહેલાં તે ચાંડાલ દુર્જને તે ભયંકર પ્રસંગ લાવવાથી મારા શિવાય સુશીલાને કદાપિ મહાલયમાંના બીજા કોઇ પણ મનુષ્યને ન મળવા દેવાની તથા મહાલયની બહાર પગલું પણ ન ભરવા દેવાની મેં તને સૂચના નહોતી આપી ?"

"આપી હતી, મહારાજ! મારા લક્ષમાં સંપૂર્ણ રીતે જેવી ને તેવીજ એ હજી સુધી જાગૃત છે. દુર્ગમાંથી દૂર જવાનો મારો બિલકુલ ઇરાદો નહોતો. અમો આ નજીકના બાગમાંજ ફરતાં હતાં. પરંતુ, કાલે રાત્રે બનેલા બનાવથી રાજબાલાનું મન અત્યંત ઉદ્વિગ્ન થઇ ગઇ હતું. એથી અમો જરા આગળ નીકળી પડયાં. વાતોમાં ને વાતોમાં અમો દુર્ગથી એટલાં બધાં દૂર નીકળી પડયાં કે, જેનું અમોને કશું ભાન પણ ન રહ્યું." ચપળ કમલાએ જવાબ આપ્યો.

"બસ, હવે એ વાત થઇ ચૂકી. તેની હવે વધારે વિવેચના ન કર. તમારા પર્વત પર ગયા પછી તમોને ત્યાં કિશોરસિંહ શી રીતે આવી મળ્યો? બિલકુલ અકસ્માત-તારા કહેવા પ્રમાણે તેની અને તમારી અકસ્માત ભેટ થઇ હતી. ત્યાર પછી શું થયું હતું? તે કહે-ત્યાં કુમાર વરુણસિંહ શું અચાનક આવી ચઢયો હતો!" રણધીરસિંહે આતુરતાને આધીન થઇને પૂછ્યું.

"હા, મહારાજ!"

"મને પણ એમજ ભાસતું હતું! પણ પછી શું થયું, તેણે કાંઇ રોષ કે તિરસ્કારવાળાં વચનો કિશોરને કહ્યાં હતાં ખરાં કે?" રણધીરસિંહની ઉત્સુકતા વધી પડી.

ક્ષણવાર થોભીને તે બોલી કે:-"હું જો હમણાં ખરૂં કહીશ, તો મહારાજાનો તેના પર વિશ્વાસ બેસશે નહિ."

"ના-મને બિલકુલ ખરૂં કહે. ત્યાં જે કાંઇ બન્યું હોય, તે સર્વ નિષ્કપટથી ખરેખરૂં કહે. તું જો ખરૂં કહીશ, તો તને ક્ષમા આપવામાં આવશે, એ બરાબર લક્ષમાં રાખીને ખરૂં કહી દે."

"મહારાજ! હું સર્વ સત્યજ કહું છું." કમલા બોલી-"કુમાર વરુણસિંહે કિશોરસિંહનું પુષ્કળ અપમાન કર્યું, અત્યંત નિંદા કરી! તેને નિષ્ઠુરતાથી ઘણાં ઘણાં કડવાં વચનો કહી સંભળાવ્યાં; એટલુંજ નહિ, પણ ઘણી બુરી બુરી ગાળો પણ ભાંડવા માંડી. પરંતુ કિશોરસિંહે મુખમાંથી એક ચૂંકારો પણ કર્યો નહિ. પ્રથમ તેને વરુણસિંહનાં વચનો તીવ્ર લાગ્યાં, તેને થોડીવાર ગુસ્સો ચઢયો. તેણે પોતાનો હાથ

તલ્વારની મુઠ પર મૂક્યો, પણ તત્કાળ તે હાથ પાછો—"

"ઓ—હો!" એકદમ રણધીરસિંહ બોલી ઉઠયોઃ—"સાંભળો, તેણે તલ્વાર પર હાથ મૂક્યો! પણ પછી શું થયું?"

"તેણે તલ્વારની મુઠ પર હાથ મૂક્યો, પરંતુ તત્કાળ તેને પાછો ખેંચી લીધો. એ વખતે રાજબાલા સુશીલાએ પોતાને માટે આ બધો વિવાદ ઉપસ્થિત થવા પામ્યો છે, એમ કહીને વરુણસિંહને પોતાની સાથે આવવાનું કહ્યું, પરંતુ તેણે તેને કાન પર ધર્યું નહિ. સુશીલાના મનમાં કિશોરસિંહ કદાચ વરુણસિંહની સાથે તકરાર કરી બેસશે એવી શંકા ઉત્પન્ન થવાથી તેણે કિશોરસિંહને ઇશારા વડે તેમ કરવાની મના કરી. જવાબમાં કિશોરસિંહે પણ ઇશારાથી જણાવ્યું કે, મારા સંબંધમાં તું કશી ચિંતા કરીશ નહિ. જ્યાં સુધી મારા દેહમાં પ્રાણ હશે, ત્યાં સુધી હું વરુણ અથવા રણધીરસિંહના કુટુંબનાં કોઇ પણ માણસ તરફ હાથ ઉગામી શકીશ નહિ. મારા અન્નદાતાના પુત્ર તરફ મારે કેવી રીતે વર્તવું જોઇએ એ મારા જાણવામાં છે. મહારાજ! ત્યાર પછી અમો તરતજ મહાલય તરફ પાછાં ફર્યાં."

ધણીવાર સુધી રણધીરસિંહ વિચારમાં પડી ગયો. તેણે પોતાની બાજૂમાં બેઠેલા ભૂપસિંહના તરફ જોયું અને કમલા તરફ નમીને અત્યંત કરુણ સ્વરથી કહ્યુંઃ—"કમલા! તારે હવે તારી સ્વામિની સુશીલાને એક હૃદયવિદારક સંવાદ આપવા પડશે! કુમાર વરુણસિંહની હવે આશા નથી. તેનું અત્યંત અમાનુષિક રીતે ખૂન થયું છે! અને તે ખૂન, કિશોરસિંહે કર્યું છે!"

"શું! હું શું સાંભળું છું!!" એકદમ ચકિત થઇને કમલા બોલી ઊઠી:—"એ વાત બિલ્કુલ અસંભવિત છે! શું! કિશોરસિંહ ખૂની! છટ્! હાય! હાય!! એવું તે કદાપિ બની શકે ખરૂં કે! નિષ્કલંક કરુણતાની પ્રતિમા કિશોરસિંહ અન્નદાતાના પુત્રના લોહીથી પોતાના હાથ રંગે, એ કદાપિ માની શકાય ખરૂં કે?" આમ કહીને તેણે બન્ને હાથથી પોતાનું મ્હોં ઢાંકી દીધું. તે મોટાં મોટાં ડસકાં ભરવા લાગી.

તેની કરુણાજનક સ્થિતિ જોઇને વૃદ્ધ રણધીરસિંહને ઘણો ખેદ થયો. તે ક્ષીણ સ્વરથી બોલ્યોઃ—"કમલા, હજી કિશોરસિંહ પાસે આ વાતનું સ્પષ્ટિકરણ કરાવવાનું છે. પરંતુ સંશયાત્મક વિષયે તેને સંપૂર્ણ ઘેરી લીધો છે. તેના દુર્ગમાં આવતી વેળાના દરવાન સાથેના ભાષણ, તેની મુખમુદ્રા, કાદવ કીચડ અને રક્તથી ખરડાયલાં તેનાં

કપડાં અને તે ઉપરાંત નદીના કિનારા પરથી મળી આવેલી તેની ભાંગેલી તલ્વાર, એવાં અનેક પ્રમાણો, હાય! હાય! તેની વિરુદ્ધ મોજૂદ છે. અને જે ઠેકાણે તેમની મુલાકાત થઇ ત્યાં જમીન પર લોહીનું પૂર વહી રહ્યું છે.”

ત્યાર પછી રાજા ભૂપસિંહે કિશોરસિંહ બોલાવી લાવવા માટે એક અનુચરને આજ્ઞા કરી. તે સાથે તે અનુચરને તાકીદ આપી દીધી કે, શા કારણથી તેને બોલાવવામાં આવ્યો છે, એ વાત અહીં આવતાં પહેલાં તેને જણાવવી નહિ. અનુચર ચાલ્યો ગયો અને થોડી વારમાંજ તે કિશોરસિંહને સાથે લઇ ત્યાં પાછો આવી લાગ્યો.

કિશોરસિંહે પોતાના ઓરડામાં આવી કેવળ પહેરેલાં કાદવ-કીચડવાળાં અને લોહીથી ખરડાયલાં વસ્ત્રો ઉતારીને બીજો પોષાક પહેરી લીધો હતો, એવામાં અનુચરે આવીને તેને રાજાનો હુકમ સંભળાવ્યો! એ સાંભળતાંની સાથેજ તે ચિંતાતુર—ઉદ્વિગ્ન હૃદયથી અનુચરની સાથે રણધીરસિંહ પાસે આવી હાજર થયો. સભાગૃહમાં આવી કમલાને જોઇને તથા બીજી કેટલીક વ્યક્તિઓનાં મુખપર છવાયલી ઉદાસિનતા આદિ સર્વ જોઇને કિશોરસિંહે મનમાં ને મનમાંજ વિચાર્યું કે, અવશ્ય કાંઇક બુરો બનાવ બની ગયો છે. સુશીલાની સાથે જંગલના માર્ગમાં તમારી મુલાકાત થઈ હતી, વાતચીત થઇ હતી, વરુણસિંહની સાથે વાદવિવાદ થયો હતો, એ બધી હકીકત કદાચ રણધીરસિંહના જાણવામાં આવી જવાથી તેણે અત્યારે મારૂં અપમાન કરવા માટેજ મને આ સર્વજન સમક્ષ બોલાવ્યો છે. ગમે તેમ હો, પણ જે થવાનું હશે તે અવશ્ય થશેજ. વિધિના વિધાનમાં વ્યાઘાત આવશેજ નહિ; તો પછી તેને માટે હવે ચિંતા પણ શા માટે કરવી જોઇએ.?”

આ પ્રમાણે વિચાર કરી સતસાહસને હૃદયમાં ધારણ કરી તે રણધીરસિંહ તથા રાજા ભૂપસિંહને યથારીતિ અભિવાદન કરી તેમની સન્મુખ આવી ઉભો રહ્યો. રણધીરસિંહે કિશોરસિંહના તરફ તીવ્ર કટાક્ષપાત કરી કઠોર સ્વરથી પૂછ્યું:—“ વરુણસિંહ ક્યાં છે?”

ભક્તિભર્યા નમ્ર અને સરલ સ્વરથી કિશોરસિંહે ઉત્તર આપ્યો કે:—“ હજૂર! તે અત્યારે ક્યાં છે, એ બાબતમાં હું તો કશું જાણતો નથી, કહી શકતો પણ નથી.”

સળગતા ક્રોધ, શોક તથા દુઃખથી વ્યગ્ર થઇને રણધીરસિંહ કિશોરસિંહને સંબોધીને બોલી ઉઠયો:—“ કહી શકતો નથી? જાણતો

નથી ? મારો સર્વનાશ કરવા છતાં પાછો દગાબાજી ચલાવે છે ? મને પણ મૂર્ખનો સરદાર બનાવે છે ? શું એટલા માટેજ હું તારૂં પુત્રની પેઠે આજ દિવસ સુધી પાલન કરતો આવ્યો છું ખરૂં ને વારૂં ? અકૃતજ્ઞ ચંડાલ ! તને મારી આ વૃદ્ધાવસ્થાની શરમ ન આવી તો મારા ખાધેલા અન્નના ટુકડાની પણ શરમ ન આવી ? ધિક્કાર ! ધિક્કાર ! પામર ભીખારી ! ધિક્કાર ! તારા અન્નદાતાના પુત્રનુંજ તેં નીચ નરાધમે ખૂન કર્યું ? અરેરે ! તારા પાપી પેટનું પોષણ કરનાર પ્રભુના પુત્રનુંજ તેં પાપીઆએ લોહી રેડયું ? શું તારા મનમાં છેવટે તેં આમજ ધાર્યું હતું ? તારા માલિકને વાંઝીયો કરવાનોજ તારો વિચાર હતો ? જગતમાં જન્મ ધારણ કરી આવા પાપનો પ્રચાર કરવાનેજ તું તૈયાર થયો ?"

"મહારાજ ! અવિનયની ક્ષમા કરશો; આપ અત્યારે આ અસત્ય શરનો મારા હૃદય પર પ્રહાર કરી રહ્યા છો, એથી મારૂં હૃદય ભેદાઇ જાય છે ! શું જગતમાં સત્ય વસ્તુ છુપાઈ જાય છે અને અસત્યનેજ પ્રાધાન્ય મળે છે. મેં આપના ખાધેલા લુણનો આવો બુરો બદલો વાળ્યો નથી, હું મનુષ્યમાંથી શયતાન બન્યો નથી, મારા કર્તવ્યને લેશ માત્ર પણ વિસર્યો નથી. પક્ષપાત રૂપ શસ્ત્રથી કદાચ આપનું હૃદય સારાસાર કે સત્યાસત્યના વિચારથી શૂન્ય થઇ ગયું હશે, પરંતુ કિશોરસિંહનું હૃદય તો સ્વામીસેવામાં જેવું ને તેવુંજ અચલ અને અડગ રહ્યું છે અને ભવિષ્યમાં પણ રહેશે. આપ ગમે તેમ ધારતા હશો, પરંતુ આપનો આ તાબેદાર કિશોર વરુણસિંહના સંબંધમાં કશું પણ જાણતોજ નથી. શું મેં તેને કયાંય પણ છૂપાવી રાખ્યો છે અથવા સંહારી દીધો છે, એવા અસત્ય આરોપનું આરોપણ મારા પર આપ કરવા માગો છો ? ભલે માગો, પણ સત્ય છે, તે સત્યજ રહેશે. સત્યનો ભાનુ અસત્યના આવરણથી કદાપિ ઢંકાશે નહિ."

આમ કહેતાં કહેતાં યુવકનું મુખમંડળ લાલચોળ થઇ ઊઠયું; આખું શરીર કંપવા લાગ્યું. હૃદયમાં અસહ્ય યંત્રણાનો ઉદ્વેગ ઉપસ્થિત થયો.

રણધીરસિંહ લગભગ દીવાના જેવો થઇ બોલી ઉઠયો:-"જાણતો નથી ? ખૂન કરવા છતાં નિર્દોષિતા બતાવવા માગે છે ? કાતિલ હલાહલને હૃદયમાં ધારણ કરી મુખમાંથી અમૃત વરસાવે છે ? મારા વરુણનું ખૂન કરનાર તુંજ છે !"

"હેં, શું ત્યારે તમે ચોક્કસ એમજ માની બેઠા છો, કે વ-રુણનો ખૂની હુંજ છું! ના—ના, મહારાજ! ભ્રમણાના રાજ્યમાં આટલી સીમાપર્યન્ત ન ભમો, તમારી અચલ સહનશીલતાના દુર્ગને સંદેહના આઘાતથી ચૂર્ણ વિચૂર્ણ ન કરો. શું તમોને તમારૂં હૃદય એમ કહે છે ખરું કે, કિશોરના હાથથી વરુણનું કદાપિ ખૂન થઇ શકે? નાના, **न भूतो न भविष्यति** ।" આમ કહેતાં કહેતાં તે ઓરડાના ભોયતળીયા પર બેસી ગયો અને પોતાના પર આ અ-ણધારી આફત આવી પડવાથી વ્યાકુળ બની ગયો.

"જો કિશોર!" રાજા ભૂપસિંહે કહ્યું:—"જો કિશોર! જે થઇ ગયું છે, તેને મટાડવાનો હવે કશો પણ ઇલાજજ નથી! માટે હવે એ વાતને છૂપાવી રાખવામાં શો સાર છે? મહામાન્ય રણ-ધીરસિંહ તારા અન્નદાતા છે—પિતા છે; તને છેક બચપણમાંથી તેઓ ઉછેરતા આવ્યા છે. તું તેમના એકના એક પુત્રનું ખૂન કરી ખૂનનો આરોપી થઇ, અત્યારે નાહક પાછો જુઠું કપટ કરવાની કોશિશ શા માટે કરે છે? જો, જો, તારા વૃદ્ધ અન્નદાતાની આંખો-માંથી આંસુની ધારાઓ વહી રહી છે, તે જો. તારાપર જેના અગણિત ઉપકારો છે, એવા તારા પાલનકર્ત્તાની કેવી શોચનીય સ્થિતિ થઇ રહી છે? તેમણે આજસુધી પુત્રની પેઠે પાલન કર્યું છે, એ સર્વ વાતોને લક્ષમાં રાખીને ખરૂં કહી દે. દુષ્કૃત્યને કબૂલ કર. પર્વતપર થયેલા અમાનુષિક ખૂનની ખરેખરી હકીકત કહી દે."

"અમાનુષિક ખૂન! આપ આ શું બોલો છો?" ક્રોધ તથા અભિમાનથી કિશોરસિંહ ઉભો થઇ અપાર્થિવ સ્વરથી બોલી ઉઠયો "આપ શું બોલો છો? હું મિથ્યાવાદી! ખૂની? એવી વાત હવે આપ બોલશો નહિ. હું વરુણસિંહનું ખૂન કરૂં? ના—ના, એમ બનેજ નહિ! વળી વરૂણસિંહનું ખૂન પણ થઇ શકેજ નહિ." આમ કહેતો કહેતો કિશોરસિંહ જરાવાર અટકી પડયો અને ત્યાર પછી પાછો કહેવા લાગ્યો કેઃ—"કુમાર વરુણસિંહ હજી સૂધી પાછો આવ્યો નથી, માટે આવી ભયંકર શંકા લાવવી ઉત્તમ નથી. તે હમણાંજ આવી પહોંચશે. એથી તમારી કૃતિનો તમને પશ્ચાતાપ થશે."

"છટ્! હવે ક્યાંથી આવવાનો હતો? મારો પુત્ર માર્યો ગયો! હાય હાય!" આમ કહીને રણધીરસિંહે પોતાના કપાળ પર ફરી-વાર હાથ મૂક્યો. થોડી વાર સૂધી તે દુઃખના દરિયામાં ડૂબી ગયો હોય, એમ જણાયું, તરતજ તે પુનઃ એકદમ આવેશમાં આવી

બોલી ઉઠયોઃ—"સબૂર કર, કિશોર, તારી તલ્વાર ક્યાં છે? તારા શરીરપર આ લોહીના દાગ શાથી થયા? કયાંથી આવ્યા? કહે! તારાં કપડાં શી રીતે ફાટયાં? આ સૈનિકને નદીના કિનારા પરથી તારી તલ્વાર શી રીતે મળી આવી? નદીના કિનારાપર લોહીની નીકો શાથી વહી ચાલી?"

કિશોરસિંહે અત્યંત કોમળ સ્વરથી, ધીર અને પ્રશાન્ત ભાવથી તથા નિર્દોષ દૃષ્ટિથી રાજા ભૂપસિંહ તથા રણધીરસિંહને માનપૂર્વક સંબોધીને કહ્યું કેઃ—"ના, રાજન્! આવી ખોટી ધારણા ન ધારો. મારા શરીરપર લોહીના દાગ પડવાનું તથા મારી આવી વિચિત્ર દશા થવાનું કારણ, કેટલાંક કારણોથી હું આપની સમક્ષ વિદિત કરી શકીશ નહિ, તેમ છતાં પણ એટલું તો ખાત્રીપૂર્વક કહી શકીશ કે, વરુણસિંહ જ્યાં હશે, ત્યાંથી હમણાંજ મહાલયમાં આવી પહોંચશે. હું ધારૂં છું કે, તે કયાંક ફરતો હશે. કોઇની સાથે કદાચિત્ વાતચીત કરવામાં રોકાયો હશે. હમણાંજ જ્યારે તે પાછો ઘેર આવશે, ત્યારે આપ જાણી શકશો કે, હું નિર્દોષ છું."

ઉન્મત્ત સ્વરથી રણધીરસિંહ ચીત્કાર કરી બોલી ઉઠયોઃ—"ઓહ! કેવો ચાલાક–દગાબાજ છોકરો છે! કેવી નિર્દોષતા દેખાડી રહ્યો છે. જાણે કાંઇ જાણતોજ નથી. મારો સર્વનાશ કરી, એક નિર્દોષ બાળકનું વિના કારણ ખૂન કરી, પાછી કેવી સાધુતા બતાવી રહ્યો છે? હરામખોર! ખૂની! લૂટારા! પાજી! કેમ, કમલાએ શું કાંઇ જોયુંજ નથી કે તેં તારી તલ્વાર સુદ્ધાં ઉઠાવી હતી? સુશીલા અને કમલાના દેખતાંજ તું વરુણસિંહપર આક્રમણ કરવાને તૈયાર થયો હતો?"

રણધીરસિંહની વાતમાં વિઘ્ન નાખીને રુંધાયલા કંઠથી, કરુણ તથા મૃદુસ્વરથી કમલા બોલીઃ "ના, ના, હું કાંઇ એમ કહેતી નથી અથવા મેં એમ કાંઇ કહ્યું પણ નથી. વરુણસિંહે કિશોરસિંહને ઘણાં ઘણાં કડવાં વચનો કહ્યાં હતાં, ઘણી લાંચ્છના કરી હતી, ઘણું અપમાન કર્યું હતું, પરંતુ કિશોરસિંહે નીચે મ્હોંઢે એ બધું સહી લીધું હતું! કશો ઉત્તર આપ્યો નહોતો. દૈવયોગે કિશોરસિંહની સાથે અમારી મુલાકાત થઈ ગઇ હતી; પણ તેમણે અમારી સાથે એક વાત પણ કરી નહોતી. તથાપિ વરુણસિંહે વિના કારણ તેમનો અને અમારો તિરસ્કાર કર્યો હતો—"

કમલા રણધીરસિંહની પાસે સુશીલા અથવા તેઓ ત્રણે જણાંના માનરક્ષાર્થે કિશોરસિંહનો સુશીલા સાથે મેળાપ થવાના અને વાત-

ચીત કરવાના વિષયમાં પહેલાં જેવી રીતે અસત્ય બોલી હતી, તેવીજ રીતે અત્યારે પણ બોલી. એ જૂઠને માટે, વાંચકો, તેમને ક્ષમા આપશે.

"કેમ? એ ઉપરાંત બીજાં પણ પ્રમાણો મળ્યાં છે." રણધીરસિંહ બોલી ઉઠયો:–"બીજાં પણ કેટલાંક પ્રમાણો મળ્યાં છે. નદીના કિનારાપર રક્તપાત શાથી થયો? કિશોર જ્યારે મહાલયમાં પાછો આવ્યો, ત્યારે તેના શરીરે પહેરેલાં વસ્ત્રોપર ઠેકઠેકાણે લોહીના દાગ દેખાતા હતા, તે શાથી થયા? દરવાનને કિશોરસિંહે વરુણસિંહની ખબર કેમ પૂછી? દરવાનના સવાલનો કિશોર કશો જવાબ કેમ ન આપી શકયો? આ સર્વ કારણોપરથી કિશોરને નિર્દોષ શી રીતે માની શકાય?"

કિશોરસિંહે કહ્યું:–"દૈવની પ્રતિકૂળતાથી આજે આપ મારી પ્રતિપક્ષતાને સાબીત કરવા છતાં પણ હું બેધડક કહી કહું છું કે, અન્નદાતા! મારા પ્રભુ! હુ નિર્દોષ છું.—"

કિશોરસિહનું વાકય પૂર્ણ થતાં ન થતામાં એક ખારવો એક પાણીથી ભીંજાયલી તથા લોહીથી ખરડાયલી પાઘડી લઇને ત્યાં આવી પહોંચ્યો. તે એ પાઘડીને રણધીરસિંહ પાસે રજુ કરીને બોલ્યો: "અન્નદાતા! નદીના પ્રવાહમાં આ પાઘડી તણાતી આવતી હતી, હુ મચ્છી મારવા ગયો હતો, એવામાં મને આ પાઘડી મળી હતી. મને આ પાઘડી રાજકુમાર વરુણસિંહની જણાવાથી તે હું અત્યારે આપની પાસે લઇ આવ્યો છું. આ પાઘડીપર એક બે જગાએ લોહીના દાગ પડેલા પણ જોવામાં આવે છે, હું નથી સમજી શકતો કે, કુમાર બહાદુરની પાઘડી આ પ્રમાણે નદીના વહેનમાં શી રીતે તણાઇ આવી હશે!"

એ શિરસ્રાણ કિંવા પાઘડી ખરેખર વરુણસિંહનીજ હતી! રણધીરસિંહ એ જોઇને તરતજ આવેશમાં આવી કૂદી ઉઠયો અને તે સાથે કહેવા લાગ્યો કે:–"આ તો મારા વરુણનોજ સાફો છે! પણ એનાપર આટલાં બધાં રક્તનાં ચિન્હો શી રીતે થયાં? અરે કિશોર! હજી પણ તું જૂઠું બોલે છે? હજી પણ તારા પ્રચંડ પાપને છૂપાવવાનો વૃથા પ્રયાસ કરે છે! ઓહો! તેંજ મારા વરુણનું ખૂન કરીને તેને નદીમાં ફેંકી દીધો છે. હાય–હાય! મારા પુત્રની શી દશા થઇ?"

આમ કહેતાં કહેતાં રણધીરસિંહ તરતજ ઓરડાના ભોંયતળીયાં

પર બેભાન થઇ પડી ગયો. કિશોરસિંહ પણ–" ત્યારે શું ખરેખર વરુણસિંહ કોઇ પણ પ્રકારે જળમાં ડૂબી ગયો છે " કહીને તેજ સ્થળે અચેતન થઇને પડી ગયો.

દુર્ભાગી કિશોરસિંહ–આપણી કથાનો તરુણ નાયક કિશોરસિંહ જ્યારે ફરીવાર શુદ્ધિમાં આવ્યો, ત્યારે તેણે જોયું કે જાણે તે એક ઘોર અંધારા ગભારાવાળા ઓરડામાં માટીની શય્યાપર સુઈ રહ્યા છે. તેના હાથ પગ બેડીઓથી જકડાયલા છે.

તેણે ચારે તરફ જોયું તો સર્વત્ર અંધકાર વ્યાપેલો દેખાયો. ધીમે ધીમે એક એક વાત ત્હેના મનમાં આવવા લાગી. તેણે કપાળ પર ફેરવવા માટે હાથ ઉંચો કર્યો, ત્યારે હાથમાં નાખેલી હાથકડીનો અવાજ સંભળાયો. તેણે ઊઠવાનો પ્રયત્ન કર્યો, તો પગની બેડીઓ જોઇને તેને પાછા નિરાશ થઇને પોતાની પથારીપર બેસી જવું પડયું.

પ્રિય વાંચક ! ત્યારે કિશોરસિંહ અત્યારે ક્યાં હતો ? કિશોરસિંહ વરુણસિંહના ખૂનના આરોપથી આનંદપૂર દુર્ગના અંધકારગૃહમાં શૃંખલાબદ્ધ થઇ પડયો હતો. કિશોરસિંહ અત્યારે રાજાજ્ઞાથી બન્દીવાન થયો હતો, બન્દીખાનામાં પડી અસહ્ય દુઃખો ભોગવી રહ્યો હતો.

==

## ચતુર્દશ પ્રસંગ

### દુર્જનહનું સ્પષ્ટીકરણ

" निसर्गदुर्बोधमं बोध विक्लवा: ।
क भूपतिनां चरितं क जन्तव: ॥ "

भारवि

× × × × ×

" यद्यन्यमिच्छसि जनं ननु पङ्कजाक्षि ।
नैवं भवानि तव तर्ह्यहमन्तराय: ॥ "

( रत्नमाला )

આ હૃદયભેદક અને રોમાંચકારક ઘટના જ્યારે અન્તઃપુરમાં સુશીલાના સાંભળવામાં આવી, સુશીલાએ જ્યારે સાંભળ્યું કે, તેનો સ્નેહી અને ગુણી પ્રિયતમ ભાઈ વરુણસિંહ હવે આ જગતમાં જીવિત નથી, તેના જીવન–સર્વસ્વ કિશોરસિંહના ઉપરજ એ ભયંકર

ખૂની મામલાનો આરોપ આવી ઉભો રહ્યો છે, અને એ આરોપથી તે બંદીવાન તરીકે રાજમહાલયના ભયંકર કારાગૃહમાં અસહ્ય યંત્રણા ભોગવી રહ્યો છે, ત્યારે તેના મનમાં જે કાંઇ ભાવનો ઉદય થયો, તેનું હૃદય ત્યારે જે કાંઇ દારુણ પીડાથી વ્યાકુળ બની ગયું, તેના ચિત્તમાં ત્યારે જે કાંઇ વિષમ વેદના થવા લાગી, તેને જગતમાં એવી કોઇ પણ ભાષા નથી કે જેનાદ્વારા યથાર્થ રીતે વર્ણવી શકાય. એ દારુણ સંવાદ આપવાનું કામ દાસી કમલાનાને સોંપવામાં આવ્યું હતું. રણધીરસિંહે સુશીલાને એ સમાચાર જણાવા માટે કમલાને આજ્ઞા ફરમાવી હતી. એક સ્વાભાવિક કોમળ કામિનીનું હૃદય લાચારીથી એ હૃદયભેદક સંવાદ લઇને અન્તઃપુરમાં આવી પહોંચ્યું. ધીમે ધીમે એક પછી એક સુશીલાની સમીપમાં એ ભયાનક સંવાદ વર્ણવવામાં આવ્યા; સાંભળતાં સાંભળતાં સુશીલા કંપતી કંપતી કમલાની ગોદમાં મૂર્ચ્છિત થઇ પડી.

સુશીલા ધાત્રીની ગોદમાં મૂર્ચ્છિત થઇ પડી, એથી કમલા પોતાના તે વિષાદથી ભાંગી પડેલા હૃદયે સુશીલાની સેવાસુશ્રૂષા કરવા લાગી. અનેક પ્રકારે તેના કાનમાં સાંત્વનાનું વારિ ઢોળવા લાગી. નાના પ્રકારનાં સ્નેહભરેલાં સંબોધનોથી કુમારીના સુષુપ્ત ચિત્તને પ્રફુલ્લિત કરવાનો પ્રયત્ન કરવા લાગી. કમલાના બન્ને ગાલપરથી આંસુની અવિરલ ધારાઓ વહી ચાલી. વચ્ચે વચ્ચે એક એક દીર્ઘનિશ્વાસથી હૃદયની યંત્રણાની જ્વાળાને બહાર કાઢવા લાગી; વારંવાર પોતાના વસ્ત્રના છેડાથી આંખોનાં આંસૂ લૂછવા લાગી. અને યત્ન સહિત સુશીલાને શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કરવા લાગી. ગમે તેમ હો, પણ છેવટે કમલાની એકાગ્ર સેવાથી બાલિકાના હૃદયમાં સંજ્ઞાનો સંચાર થયો. સુશીલા ધીમે ધીમે ઉઠીને બેઠી થઇ. બેઠા પછી સુશીલાએ કરુણ તથા ક્ષીણ સ્વરથી પૂછ્યું:—“ હાય ! હાય ! ! કમલા ! હું પાપિણીજ આ સર્વ અનર્થોનું મૂળ છું. મેં જો કિશોરસિંહને મળવાનું ન કહ્યું હોત તો કદાપિ આવો પ્રસંગ આવત નહિ. હે દૈવ ! શું મારા પિતાની આજ્ઞાને અમાન્ય કરી, એનું તો મને આ ફળ નહિ મળ્યું હોયને ! કુમાર ! મારા પ્રિયબંધુ ! હમણાં તું ક્યાં છે ! શું હવે તારો મેળાપ નહિજ થાય ! તું શું અમોને ખરેખર છોડીને ચાલ્યો ગયો? વરુણ-સિંહ ! તારા તે છેવટના શબ્દો મેં રોષભર્યા સાંભળ્યા હતા, હાય ! હાય ! હવે તારા મધુર શબ્દો ક્યારે મારા કાને સંભળાશે ? ”

આમ કહીને તે વિશેષ શોક કરવા લાગી. થોડી વાર પછી તે

પાછી બોલીઃ–" કમલા ! ખરૂં કહે ! તને મારા સોગન છે, મને ખરેખરૂં કહે ! હમણાં તું કહેતી હતી કે, કિશોરસિંહ નિર્દોષ છે, તો શું એ વાત સત્ય છે ? કિંવા મને આ દુઃખમાં થોડું સુખ મળે એમ ધારીને તેં મને જૂઠું કહ્યું છે ? કહી દે, મને આવા ભયંકર સંશયમાં ન નાખ. તને પોતાને શું લાગે છે, તે કહે. ખરેખર શું કિશોર નિર્દોષ છે ? "

" હા. તને અને કિશોરને હું એક સરખી નજરથી જોઉં છું. તમારા સારા–નરસાંને માટે મારૂં મન સતત શંકાશીલ રહે છે. મારો કિશોર ગુણનો સાગર છે. કિશોર રૂપમાં કાર્તિક જેવો છે. કિશોરના શરીરમાં કશો પણ દોષજ નથી. કિશોર કદાપિ કાળે આવું કાર્ય કરેજ નહિ. કિશોરદ્વારા આ કાર્ય થાય, એમ માની પણ શકાય નહિ. તારા પિતાની ભૂલ થઇ છે. પ્રમાદ થયો છે. રાજા ભૂપસિંહ સમજી શકયા નથી, કિશોરના વિશુદ્ધ અને પવિત્ર હૃદયને ઓળખી શક્યા નથી. ના–ના–કિશોર આવું કામ કદાપિ કરેજ નહિ. " કમલાએ ઉત્તર આપ્યો.

આંખોમાં આંસુ લાવી ઉછળતા હૃદયથી કમલાએ વળી પાછું કહ્યુંઃ–" તો પણ—"

" તોપણ શું ? " શંકાશીલ મનથી સુશીલાએ પૂછ્યુંઃ–" ત્યારે શું માતા ? "

" તો પણ આત્મ રક્ષાર્થે—"

" ના–ના, તેમ કદાપિ બનેજ નહિ ! " કમલાને બોલતી અટકાવી સુશીલા બોલી ઉઠીઃ–" ના–ના. તેવું કદાપિ બની શકેજ નહિ. " કિશોરસિંહપર મને તલભાર પણ શંકા આવતી નથી. એટલુંજ નહિ, પણ હું અત્યારે તારા મુખથી જે સાંભળી શકી છું કે પિતાએ જ્યારે તેને ભાઇના સંબંધમાં પૂછપરછ કરી, ત્યારે તેણે કહ્યું કે, એ બાબતમાં તે કશું પણ જાણતો નથી, તે પણ અક્ષરે અક્ષર ખરૂંજ છે. તે મિથ્યાવાદી–જૂઠું બોલનાર નથી ! તે જિન્દગીમાં જૂઠું કોને કહે છે, તે પણ જાણતો નથી. તે સતસાહસીના હૃદયમાં મિથ્યા કલંકનું સ્થાન પણ મેળવી શકે તેમ નથી. વળી તેં કહ્યું કે, તે ગર્વ સહિત સત્સાહસથી બોલ્યો હતો કે, આજે–હમણાં અથવા તો બે દિવસ પછી, ગમે ત્યારે પણ તેની નિર્દોષતાને સાબીત કરી શકશે. તો તેમજ થશે, પરમાત્મા કરશે તો તેમજ થશે. થોડા વખતમાંજ તેની નિર્દોષતા સાબીત થશે. મને પૂરતી ખાત્રી છે કે, તે

નિર્દોષ છે. કિશોર ઘણો વિચારશીલ-શાંત અને દીર્ઘદર્શી છે! મારો તેનામાં પૂર્ણ વિશ્વાસ છે. પોતાના ઉપકાર કરનારની ભૂલ બદલ તેનું ખૂન કરેજ નહિ. વરુણપર તેની કેટલી બધી ચાહના હતી. એ હું બહુ સારી રીતે જાણું છું. " પણ હાય ! " આમ કહેતાં કહેતાં તેનાં નેત્ર સમક્ષ વરુણસિંહની મૂર્ત્તિ આવી ઉભી રહી. એ મૂર્ત્તિ-ને જોતાંની સાથેજ તેના વિચારનો સાગર એકદમ ઉછળી ઊઠ્યો.

સુશીલા પાછી ગભરાઇને કહેવા લાગી:-" મારા કુમારનું શું થયું ? ખરેખર તેનું ખૂન થયું ? ખૂન ! અરેરે ! ! ક્યા દુરાત્માએ કુમાર ! તારા સુંદર શરીર પર શસ્ત્રનો પ્રહાર કર્યો ? હાય ! હાય ! તે વેળાયે તારૂં શું થયું હશે! તારા મનમાં કેવું લાગી આવ્યું હશે? ભાઇ ! તને એ દુષ્ટના હાથમાંથી છોડાવવાને કોઇ પણ ન આવી શક્યું. ' ક્ષમા ક્ષમા ' ના પોકારો કરનારા હજારો દાસોમાંથી એક પણ દાસ તને સહાય્યરૂપ ન થઇ પડ્યો ! એ ચંડાળને તને મારતાં જરા પણ દયા ન આવી ? "

આમ કહેતાં કહેતાં તેની મોટી મોટી આંખોમાંથી આંસુ વહી ચાલ્યાં.

સાથે સાથે કમલા બોલી ઊઠી: " તારી ધારણા સફળ થાઓ, ભગવાન કિશોરસિંહને નિર્દોષ ઠરાવો અને વરુણસિંહને સાજો તાજો ઘેર આણો. "

" માતા ! બરુણનું મૃત્યુ થવામાં બીજા કોઇનો દોષ નથી, કેવળ મારાં આ ફૂટેલા કપાળનોજ દોષ છે." કહેતી કહેતી કુમારી સુશીલા બન્ને હાથથી કમલાના ગળાં સાથે વળગી પડી અને તેની ગોદમાં પોતાના શોકથી સૂકાયલા કમળ જેવા કોમળ મુખને છૂપાવીને ચૂપ-ચાપ રડવા લાગી. એ મહા વિષાદના વેશમાં પણ સુશીલાએ આજે એક અપૂર્વ સૌંદર્યને ધારણ કરી લીધું. એ વખતે કોઇ ભાસ્કર, કવિ-જન કિંવા ચિત્રકાર ત્યાં હાજર હોત, તો કવિ પોતાની લેખિનીદ્વારા અને ભાસ્કર તથા ચિત્રકાર પોતપોતાની કળાદ્વારા પ્રસ્તરની શિલાપર કિંવા ચિત્રપટપર પરિવર્ત્તિત કરવામાં ક્ષણ માત્ર પણ વિલંબ કરત નહિ. સુશીલાના કાળા ચળકતા કેશ સુંદર પૃષ્ઠ પ્રદેશપર થઇને, પા-તળી કટિને ઓળંગીને, વિશાળ નિતંબોને આચ્છાદિત કરીને ઓરડાના તળપ્રદેશનો સ્પર્શ કરી રહ્યા હતા. બન્ને ઘુંટણો ઓરડાના તળીયાં સાથે અડકેલાં હતાં અને શરીર ધાત્રી કમલાની ગોદમાં ઢળી પડયું હતું. બરાબર શિવની નિંદા સાંભળવાના ભયથી અનુતાપિની પ્રસૂતિના

વક્ષમાં સતી–મૂર્ત્તિનો આવિર્ભાવ થયો હોયની ! એવો ભાસ થતો હતો ! અથવા સંક્ષેપમાં કહેવામાં આવે તો, એ સૌન્દર્યની તુલનાજ નથી, અમારી ક્ષુદ્રલેખિની તેની તુલના કરવાને સમર્થ પણ નથી.

શોકના તાપથી તપેલી, ચિન્તાના જ્વરથી જીર્ણ થયેલી અને વિયોગથી વિકૃત થયેલી જાગીરદારનંદિની આ પ્રમાણે કમલાની ગોદમાં પડી હતી, એવામાં, તેના પિતાએ તે ઓરડામાં પ્રવેશ કર્યો. રણધીરસિંહે જ્યારે કન્યાના ગૃહમાં પગ મૂક્યો, ત્યારે રાત્રિ બે પ્રહર જેટલી વીતી ગઇ હતી. આકાશમાં ચન્દ્રમાનો ઉદય થયો હતો, સુશીલાના ઓરડાની દીપદાનીમાં દીવો સળગતો હતો. પિતાના ગૃહ મધ્યે પ્રવેશ કરવાની વાતને સુશીલા બિન્દુ માત્ર પણ જાણી શકી નહિ. તેનું બાળક હૃદય પોતાના વ્યાધિમાં કિંવા નિઃસાસા નાખવામાંજ ગુંથાયલું હતું. પોતાની ચિંતામાંજ તે ઉછાળા મારતી હતી. ક્ષોભના ઢાંકણથી તે પોતેજ ક્ષુબ્ધ થઇ ગઇ હતી. હમણાં તે તેનું ભાન પણ ભૂલી ગઈ હતી, અથવા બેભાન બની ગઇ હતી.

રણધીરસિંહે કન્યાના ઓરડામાં પેસી પ્રથમ કમલાની ગોદમાં પડેલી કન્યાના ઢંકાયલા મુખમંડળ તરફ ઘણીવાર સુધી જોયા કર્યું. તેણે જોયું કે, અત્યંત આછી રેશમી સાડીમાંથી તેનું મુખ સ્પષ્ટ દેખાઇ રહ્યું છે અને તેણે આજે એક પ્રકારની અપૂર્વ સુંદરતાને ધારણ કરી લીધી છે. તે આજે સૌંદર્યની અધીશ્વરી બની ગઇ છે. કન્યાના એવા અપૂર્વરૂપની જ્યોતિને તથા સૌન્દર્યના પ્રકાશને અને લાવણ્યના ઉચ્છ્વાસને તેણે પોતાની આખી જિન્દગીમાં આ પહેલાં કદાપિ જોયા નહોતા એમ કહેવામાં આવે તો તેમાં પણ કાંઈ વાંધા જેવું નથી.

વૃદ્ધ રણધીરસિંહનું વૃદ્ધ હૃદય સહજ આનંદ પામ્યું. પણ પાછો જવાન પુત્રના મરણનો શોક આવીને તેના હૃદયમાં ભરાઇ ગયો. તેણે સુશીલાની સમીપમાં જઇને પૂછ્યું:–"સુશીલા !"

સુશીલા ધીમે ધીમે મુખ ઊંચું કરી, પિતાને જોઇ બોલી:—"પિતાજી" આમ કહીને બન્ને હાથ પ્રસારીને તે પિતાના પગમાં પડી ગઇ.

દયાળુ અને વૃદ્ધ રણધીરસિંહનું દિલ આજે નિષ્ઠુર વ્યાધિના નિષ્ઠુર આઘાતથી ભાંગી પડયું હતું. તેનો એકનો એક વારસ, કુળનો દીવો, આંખોનો તારો વરુણસિંહ આજે તેને દગો દઇને ચાલ્યો ગયો હતો. તેના વિપુલ ગૌરવ, વિશાળ નામના અને સમ્પૂર્ણ સન્માનનો એક માત્ર ઉત્તરાધિકારી વરુણસિંહ આ અસાર સંસારને છોડીને

ચાલ્યો ગયો હતો. પુત્રના શોકરૂપી મહા શેલ્યથી આજે તેનું નિષ્પાપ હૃદય ભેદાઈ ગયું હતું. તે વિષમ શોકના વિષમ ભારથી વ્યાકુળ થઇ પડયો હતો. અત્યારે તે બિચારો કન્યાના ગૃહમાં કેવળ શાંતિ અને આશ્વાસન મેળવવાની આશાથીજ આવ્યો હતો. પરંતુ કન્યાને પોતાના કરતાં પણ વધારે અફસોસજનક હાલતમાં આવી પડેલી જોઇને વૃદ્ધ રણધીરસિંહ બાળકની પેઠે રડી પડયો.

તેની બન્ને આંખોમાંથી આંસુની દડદડ ધારાઓ વહેવા લાગી. હાય! હાય! તે કેવો દારુણ પ્રસંગ! વાંચક બન્ધુ! આ થોડા સમયમાંજ રણધીરસિંહની સ્થિતિમાં, દુર્ગમાં આવી વસવાથી કેટલું બધું રૂપાંતર થઇ ગયું! તેની ગ્રહદશા ફરી ગઇ! રાજ્ય પ્રકરણમાં પડવાથી તેનાપર સંકટપર સંકટ આવવા લાગ્યાં! આજ સુધી તે ધીર અને ઉદાત્ત પુરુષે સર્વ સંકટને શાંતિથી સહન કર્યા, પરંતુ આજના પ્રસંગે તેનું કાળજું કાપી નાખ્યું. તેનું મન અત્યારે ભ્રમિષ્ટ સરખું થઇ ગયું.

થોડો સમય તેણે આ પ્રમાણે વ્યતીત કર્યો, પરંતુ મનમાં વ્યાપેલા વ્યાધિના ભડભડતા અગ્નિથી તે સળગવા લાગ્યો. થોડીવાર પછી જેમ તેમ કરી મહા મુશીબતે તેણે દુઃખને દબાવી, મનમાં પ્રજળેલા અગ્નિને શાંત કરી, ધીમે ધીમે કન્યાને ભોંયતળીયાપરથી ઉઠાડીને તેના કપોલપર સ્નેહસહિત વાત્સલ્યભરેલું એક ચુંબન કર્યું. ત્યાર પછી પ્રાણાધિકા દુહિતાને નજીકની પથારીપર પોતાના હાથના ટેકાપર બેસાડી, ફરીવાર નયનાશ્રુથી ઓરડાની ધરણીને ભીંજાવતાં તેણે કહ્યું:-" બહેન! બાપુ!! હવે હું તને કોઇ પણ વિષયમાં આડો આવીશ નહિ. જો તારી ઇચ્છાજ હોય, તો તું રાજા ભૂપસિંહના ગળામાં વરમાળ ઓરાપીશ નહિ. હવેથી તુંજ મારો ખરો કુમાર છે."

આમ કહીને વૃદ્ધ રણધીરસિંહે ફરીવાર લાડીલી કન્યાના મુખપર એકવાર પ્રેમભર્યું ચુંબન કર્યું. કન્યા પિતાની ગોદમાં મસ્તક છૂપાવી ગુપચૂપ રોવા લાગી. વૃદ્ધ રણધીરસિંહ ફરીવાર કહેવા લાગ્યો:-" પરમાત્માએ જે ધાર્યું હતું, તે થઇ ચૂકયું છે હવે એ બાબતમાં ચિંતા કરવાથી કશો લાભ મળી શકે તેમ નથી. પ્રભુની ઇચ્છાને અટકાવવાની કોનામાં શક્તિ છે? હવે દિલગીર થવાથી, રોવાથી કે કલ્પાંત કરવાથી શું ફળ મળવાનું છે? ભાગ્યની નિંદા કરવામાં પણ શો સાર છે? ભગવાન જે કાંઇ કરે છે તે આપણા ભલા માટેજ કરે છે. તેનાં કરેલાં પ્રત્યેક કાર્યોમાં કાંઇને કાંઇ હેતુ અવશ્ય સમાયલો હોય છે. હેતુશૂન્ય કાર્ય તે કદાપિ કરતોજ નથી—"

આમ કહીને રણધીરસિંહ કન્યાને સમજાવી બન્નેને સુવાની આજ્ઞા કરી. દુઃખ, ચિંતા, શોક અને પીડાથી વ્યાકુળ થયેલા હૃદયે ધીમે ધીમે પોતાના શયનગૃહ તરફ ચાલ્યો ગયો. પિતાના ચાલ્યા જવા પછી થોડીવારે સુશીલાએ મ્હોં ઉંચું કરીને કમલાના મુખ તરફ જોયું. તેની તે નજર જોતાં જણાવવા લાગ્યું કે, જાણે આટલા દિવસ પછી તેના હૃદયની દારુણ વેદનાનો થોડો ઘણો ભાર હળવો પડી ગયો છે. પિતાની એક વાતથી તેનું હૃદય જાણે એક વિષયમાં ઘણે અંશે શાંત થયું છે; રાજા ભૂપસિંહની સાથે લગ્ન નહિ કરવાં પડે, એવી પિતાએ તેને જે એક આશ્વાસન ભરેલી વાત કરી હતી, તેથી ઘોર શોક અને ચિંતામાં પણ તેનું સંતપ્તચિત્ત ઘણા પ્રમાણમાં શીતળ થયું. તેના તે ભયાનક સંશયવાળા ઉછળતા અંતરમાં પણ તે સમયે કિશોરસિંહની એક વાત સાંભરી આવી. સુશીલાએ વિચાર્યું કેઃ–"કિશોરસિંહે કહ્યું હતું કે, ચાર દિવસમાં તો અનેક અદ્દભુત ચમત્કારો બની શકે તેમ છે," પરંતુ એની સાથે સાથે મારા ભાઈના આ અદ્દભુત ખૂનથી મારા હૃદયપર જે આઘાત થયો છે, તે મારા સર્વ આનંદને એકદમ નષ્ટ કરી દે છે."

આ પ્રમાણે વિચાર કરીને તેવું કોમળ હૃદય ફરીવાર વ્યાકુળ થઇ ગયું. ભ્રાતાના શોકથી વ્યગ્ર થયેલી જાગીરદારકુમારી, કમલાની ગોદમાં ફરીવાર મૂર્છિત થઇ પડી.

આ તરફ રણધીરસિંહ ધીમે ધીમે પોતાના શયનગૃહ પાસે આવી લાગ્યો. છેવટે તે શયનગૃહના દ્વારપર આવી જેવો તેને ઉઘાડવા જતો હતો, એવામાં જોડેના શસ્ત્રાગારમાં એક ઝાંખા પ્રકાશની જ્યોતિ ઝળહળતી જોઇને તેનું હૃદય વિષમ સંદેહથી કંપી ઉઠયું. લગભગ ત્રણ માસ પહેલાંની શયનગૃહની તે રાત્રિની તે ઘટના તેને યાદ આવી, તે છાયા મૂર્ત્તિનું તેને એકાએક સ્મરણ થઇ આવ્યું. ગઇ રાત્રિએ બનેલા અદ્દભુત બનાવને પણ તેણે યાદ કર્યો. એથી તેનું હૃદય કંપી ઉઠયું અને તે સાથે તેમાં એક પ્રકારના આશંકા તથા ભયનો સંચાર થયો. જે સ્થળે ઉભા રહીને તેણે દ્વાર ખોલ્યું, તે સ્થળેજ તે ઉભો રહ્યો. હવે તે આગળ વધી શકયો નહિ. પરંતુ થોડીવારમાંજ તેનો તે સંદેહ અને આશંકા દૂરીભૂત થઈ. જોયું કે, વૃદ્ધ ભાટ સદાશિવ હાથમાં એક દીવો ઝાલીને શસ્ત્રાગારમાંથી બહાર નીકળ્યો. વૃદ્ધ સદાશિવને અત્યારે આવી રાત્રિના વખતે પોતાના શયનગૃહમાં એકલો બેઠેલો જોઇને રણધીરસિંહે શંકાસીલ ચિત્તથી અને અજાયબીથી પૂછ્યું કેઃ–"અત્યારે તમે અહીં કયાંથી?"

"આપની પાસેજ આવ્યો છું. હું ઘણી વાર થયાં આપની વાટ જોઈ રહ્યો છું." માનભર્યા સંબોધનથી અને છટાવાળી ભાષાથી ધીમે ધીમે આ કેટલીક વાતો સદાશિવે કહી સંભળાવી.

"મારી પાસે ? ઘણી વાર થયાં ? મારી પાસે આવવાનું શું પ્રયોજન છે" એક પછી એક રણધીરસિંહે અજાયબીની સાથે આ કેટલાક સવાલો પૂછી ઓરડાનાં દ્વાર બંધ કરી લીધાં, અને ત્યાર પછી તે તે ઓરડામાં બિછાવેલા એક સુંદર પલંગ પર જઈ બેઠો.

"જો મારી વાત પર વિશ્વાસ મૂકો, જો મારી વાત સાંભળીને દિલગીર ન થાઓ અને મનમાં કાંઇ પણ ન લાવો, તો હું આપને એક ખાસ જરૂરની વાત વિદિત કરૂં ?" આમ કહીને ભાટ સદાશિવે રણધીરસિંહના તે શોકથી ગંભીર થયેલા મુખમંડળ તરફ એકવાર દૃષ્ટિપાત કર્યો.

"વિશ્વાસ ? તમારી વાતમાં અવિશ્વાસ લાવવાનું કશું પણ કારણજ નથી. તમે નિર્ભયતાથી કહો, જે કાંઈ કહેવું હોય તે તમે બેધડક કહી સંભળાવો, મારી પાસે તમારે જરાપણ ક્ષોભ કે ચિંતા રાખવીજ નહિ. તમે એક વૃદ્ધ પુરુષ હોવાથી તેમજ મારા પરમ શુભેચ્છક હોવાથી મને અવશ્ય કાંઇક સારા સમાચાર આપવા માટેજ આવ્યા હશો, એવી મને ખાત્રી છે."

રણધીરસિંહે ભાટ સદાશિવને આ પ્રમાણે આશ્વાસન આપ્યું.

વૃદ્ધ ભાટે રણધીરસિંહનાં વચનોથી આશ્વાસન મેળવી હાથમાંના દીપકને ઓરડાના એક સ્થાન પર રાખીને રણધીરસિંહની પથારી પાસે આવી તેના કાનમાં ને કાનમાં ઘણી ઘણી વાતો કહી સંભળાવી, રણધીરસિંહ પણ એકાગ્રચિત્તે સમસ્ત કથાઓને એક પછી એક શ્રવણ કરીને મનમાં ને મનમાં કંપી ઊઠયો તથા તે સાથે બોલી ઊઠ્યો કેઃ—"એવી મેં કોઇ પણ વાત સાંભળીજ નથી. દીવાન દોલતસિંહે મને જે કાંઇ કહ્યું હતું, તેના પરજ મેં ભરોસો મૂકી દીધો હતો. પણ શું આમાં આટલો બધો ભયાનક ભેદ સમાયલો છે ! આટલા બધા રાક્ષસી કાંડ છુપાયલા છે ! સદાશિવ તમારી આ વાત તો મહા ભયાનક ભાસે છે."

"તે ગમે તેમ હો, હવે તેની ચર્ચા કરવાની જરૂર નથી. રાજા ભૂપસિંહ આપને ગમે તેમ જણાવતા હોય તો ભલે, પણ મેં અત્યારે આપને જે કાંઇ કહ્યું છે, તેજ બરાબર છે, તેમાં અસત્યનો એક અક્ષર પણ નથી. હું બધા બનાવોને બહુ સારી રીતે જાણું

છું. આજથી ચોવીસ વર્ષ પહેલાંના મહા મેળાને વખતે પણ હું આ મહાલયમાં હાજર હતો. કેવળ હું એકલોજ નહોતો, મારી સાથે બીજા પણ પાંચેક ભાટ ગાયકો હતા. એ વખતે નવા રાજાએ અકારણ અમારૂં અપમાન કરી, અમોને અહીંથી હાંકી કાઢ્યા હતા. હું બધા ભેદોને જાણી ગયો છું, એમ ધારીને મારા તરફ દોલતસિંહને તથા રાજા ભૂપસિંહને વિષમ ક્રોધ તથા ભયાનક સંદેહ ઉત્પન્ન થયો હતો, મારાથી ત્યાર પછી આનંદપૂરમાં પ્રવેશ કરી શકાતો નહોતો. કારણ કે, રાજાએ મને એવી સખ્ત આજ્ઞા કરી હતી. પણ ત્યાર પછી ગયાં કેટલાંક વર્ષો થયાં પાછો પોતાની પાસે બોલાવીને તેણે મને પોતાના પગારદાર ગાયક–ભાટ તરીકે રાખી લીધો છે. એમ કરવામાં પણ તેમનો એક ગુપ્ત હેતુ સમાયલો છે, તે હેતુ એ છે કે, મને પોતાની પાસે રાખવાથી ભવિષ્યમાં તેમનો ભેદ ન ફૂટી શકે, અથવા મારા દ્વારા બીજા કોઇના પણ જાણવામાં ન આવી શકે. તેમ છતાં પણ આપના જેવા સાધુ પુરુષને સાવધ કરી દેવા, એ સર્વ રીતે મારૂં કર્તવ્ય છે, એમ ધારીને મેં આપને એ વાતનો માત્ર આભાસજ કરાવી દીધો છે. સારાંશ કે, હવે આપ સહજ સાવધ રહેજો. વળી, આ સર્વ વાર્ત્તા હાલ તરત બીજા કોઇને પણ જણાવશો નહિ. જેવી ગુપ્ત રીતે આ વાત સાંભળી છે, તેવીજ રીતે છુપાવી રાખશો. જો આ વાત ખુલ્લી થઈ જશે, તો મારા પર આફતનું આસ્માન તૂટી પડશે અને એ સાથે મારો કાયમનો રોટલો પણ તૂટી જશે. કેવળ આપની ઉત્કંઠાનું કેટલેક અંશે નિવારણ કરવાના કિંવા દૂર કરવાના આશયથીજ મેં આપની પાસે આ સર્વ વાર્ત્તા કહી સંભળાવી છે. જો જો—"

આમ કહી સદાશિવ ભાટ ચૂપ થયો. રણધીરસિંહે તેને વચન આપી કહ્યું કે:—" એ વાત કદાપિ કોઈની પાસે ખુલ્લી થવા પામશે નહિ. એ વિષયમાં મારા મુખમાંથી એક શબ્દ પણ બહાર નીકળશે નહિ. તમે નિર્ભય રહો, રણધીરનાં વચનોમાં વિશ્વાસ રાખો."

વૃદ્ધ ભાટ તેને આશીર્વાદ આપી આશ્વસ્ત હૃદયથી પોતાને મળેલા ગૃહ તરફ શયન કરવાની અભિલાષાથી વિદાય થયો. રણધીરસિંહ પહેલેથી છેલ્લે સુધી બધી બાબતોનો વિચાર કરતો કરતો છેવટે તન્દ્રાદેવીને આધીન થઇ પડ્યો.

## પચંદશ પ્રસંગ

### રાત્રિનું તૂફાન

ते तं भुक्त्वा स्वर्गलोकं विशालम्
क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति
एवं त्रयी धर्ममनुप्रपन्ना
गतागतं कामकामा लभन्ते

( भगवद्गीता )

× × × ×

**ભાવાર્થ:**—વિશાલ એ ભોગવી સ્વર્ગલોક
ખુટયે પૂણ્યો મૃત્યુ લોકે પડે તે
ત્રિવેદના ધર્મના શર્ણી એમ
સૌ કામકામી આવજાનેજ પામે.

( કવિ ન્હાનાલાલ )

---

મધ્ય રાત્રિ થવા આવી હતી. સર્વત્ર ઘનઘોર અંધકાર પ્રસરેલો હતો. અકસ્માત્ ગગનમંડળ ઘોર ઘનઘટાથી છવાઇ ગયું હતું. અસમયનાં ઘટાદાર વાદળાંના ઘન નિર્ઘોષથી દિગ્દિશાન્તર કંપી ઊઠયું હતું. રાત્રિના તે કાળા વક્ષપદ સુરસુંદરી સૌદામિની હાસ્ય સહિત ક્રીડા કરી આમ તેમ વિચરણ કરી રહી હતી. જોત જોતામાં મૂષળધારે વરસાદ પણ વરસવા લાગ્યો હતો. વચ્ચે વચ્ચે નિરાશ્રિત અને આફતમાં આવી પડેલાં અહીં તહીં ભટકતાં ફરતાં જંગલી જાનવરોના ભયંકર ચીત્કારથી રાત્રિનો તે ભીષણ-ભાવ વિશેષ ભીષણતા દર્શાવી રહ્યો હતો.

સનસન્ શબ્દથી વાયુ વહેતો હતો, કડકડ શબ્દ કરી વનનાં વૃક્ષો જમીનદોસ્ત થઇ રહ્યાં હતાં, ગડ-ગડાટના અવાજથી આકાશ કંપાયમાન થઇ રહ્યું હતું, વીજળીના કડાકા થતા સંભળાતા હતા. મૂષળધારે વૃષ્ટિ વર્ષી રહી હતી. ઉંડી ખાઇઓ અને પર્વતની ગુહાઓના મુખમાંથી નીકળતા ભીષણ જળપ્રવાહની ગભીર ગર્જનાથી કાન બહેર મારી જતા હતા. પાપીનાં હૃદય કંપી ઉઠતાં હતાં. અંધકારથી ભયદર્શાવનારી ભીષણ રાત્રિએ સાક્ષાત ડાકણીનું સ્વરૂપ ધારણ કરી લીધું હતું.

પરંતુ તે અંધકારમયી રાત્રિના તે ભીષણ બીજા પ્રહરે એક મનુષ્ય મૂર્ત્તિ નિર્ભયતાથી આનંદગિરિની શ્રૃંગમાલા પરથી લેશ માત્ર, પણ અટક્યા સિવાય ધીમે ધીમે નીચે ઉતરી રહી હતી. વા-વંટોળિયા કે વરસાદ અને વિજળીના પતન તરફ તેનું કશું પણ ધ્યાનજ નહોતું. તે એકાગ્ર ચિત્તથી, ઘોર અંધારાથી ઢંકાયલી રાત્રિના તે બિહામણા દૃશ્ય તરફ દૃષ્ટિપાત પણ કર્યા વિના ચાલી જતી હતી. જરા પણ પગ લપસી પડવાથી એકદમ ઊંચેથી સેંકડો-હજારો હાથ નીચે ગબડી પડીને તેના ચૂરેચૂરા થઇ જશે, એનો પણ તેના મનમાં કશો વિચાર નહોતો, તે અન્ય મનથી, નિર્ભયતાથી અને નિશ્ચિંત હૃદયથી તે ભયાનક ઉંચા પર્વત-શિખરપરથી ધીમાં પગલાં ભરતી નીચે ઉતરી રહી હતી.

એ મૂર્ત્તિ એક સ્ત્રીની હતી. એ સર્વ વિપત્તિઓને શિરપર ધરી. જીવન મરણની પરવાહ ન રાખતાં ઉન્માદ હૃદયથી અને અસીમ સાહસથી એક સ્ત્રી ધીરે ધીરે પર્વતપરથી ઉતરવાનો પ્રયત્ન કરી કરી રહી હતી. એ સ્ત્રીનું આખું શરીર વૃક્ષનાં વલ્કલથી ઢંકાયલું હતું. પ્રબળ વરસાદના પ્રવાહથી તે સર્વ એકદમ ભીંજાઇ ગયું હતું, તે પવન પણ સુસવાટા બંધ ચાલવા માંડયો હતો. પરંતુ એ રમણી એવી ભયાનક શીતળતા હોવા છતાં લેશ માત્ર પણ કંપતી નહોતી. વરસાદની પ્રબળ ધારાઓથી તેનું આખું શરીર ભીંજાઇ ગયું હતું, માથાપરથી પાણીની ધારાઓ વહી રહી હતી, પણ તેમ છતાં તેને કશું પણ દુઃખ થતું નહોતું. એ ભયાનક દૈવદુર્યોગના તરફ તેનું જાણે કાંઇ ધ્યાનજ નહોતું. તેનું હૃદય જાણે આંતરિક અગ્નિશિખાથી આપોઆપ ઉત્તપ્ત થઇ રહ્યું હતું; તે ઉત્તાપથીજ તેના દેહની અને મનની શીતળતા દૂર થઇ ગઇ હતી; રમણી નિઃશંકમનથી સપાટાબંધ નીચે ઉતરી રહી હતી.

ઘોર ઘટાદાર વાદળાંને લીધે દશે દિશાઓ ગાઢ અંધકારથી ઢંકાઇ ગઇ હતી. તે અંધકારનાં નજીકનો કે દૂરનો કોઇ પણ પદાર્થ દૃષ્ટિ ગોચર થતો નહોતો. વચ્ચે વચ્ચે ગગનમંડળમાં પાપીના હૃદયને દહનારી ભીષણ વિદ્યુતલિતા વારંવાર દોડા દોડી કરી રહી હતી. રમણી તે વિદ્યુતના પ્રકાશમાં રસ્તો જોતી ધીમે ધીમે ચાલી જતી હતી; શૈલના શૃંગ પરથી ધીમે ધીમે એકેક પગલું ભરતી અવરોહણ કરી રહી હતી, રમણીએ જે રસ્તો પકડીને પર્વતના શિખર પરથી ઉતરવા માંડયું હતું. તે રસ્તા પરથી તેનો પગ એક તિલભાર પણ

લપસી પડે, તો તેને એકદમ પર્વતની ઊંચી ટોચ પરથી પાસેની નદીના પ્રવાહમાં ગબડી પડવું પડે તેમ હતું. પરંતુ ચપળ રમણી એવી સાવધતાથી ઉતરી રહી હતી કે, તેના પગ જરા પણ કંપતા ન હોતા, તેનું મગજ જાણે લેશ માત્ર પણ વિકૃત થતું નહોતું, તે માર્ગ જાણે તેનો હમેશનો પરિચિત હતો; અથવા તે જાણે કોઇ માયા મંત્ર ને જાણતી હોય, એમ જણાઇ આવતું હતું.

ફરીવાર આકાશમંડળમાં વીજળીનો પ્રકાશ દૃષ્ટિગોચર થયો. રમણીએ પણ જોયું કે, પર્વતના શિખર પરથી તે હવે છેક નીચે ઉતરી રહેવા આવી છે. ત્યાર પછી તે રમણી પેલા ઘટાદાર અને ગીચ જંગલના પ્રદેશ તરફ દોડતી દોડતી આગળ વધવા લાગી. એ સમયે વીજળીના ભયંકર કડાકા થતા સંભળાતા હતા, પ્રબળ ઝંઝાવાતથી મોટાં મોટાં વૃક્ષો વારંવાર મહીના પૃષ્ટ પર ગબડી પડતાં હતાં. નરમાંસલોલુપ હિંસક જંગલી જાનવરો વનપ્રદેશની ચારે તરફ આમતેમ દોડાદોડ કરી રહ્યાં હતાં. પરંતુ, એ અબળા એના તરફ કાંઇ પણ લક્ષ ન આપતાં, તે સર્વ વિપત્તિઓની ઉપેક્ષા કરીને જાણે મરણી થઇને, જરા પણ અટકયા સિવાય તે ઘોર અરણ્યને ભેદીને ચાલવા માંડી. રમણીના આખા શરીરપરથી એ વરસાદની ધારાઓનું પાણી નીતરી રહ્યું હતું, ડગલે ને પગલે તેના બન્ને પગો કાંટાથી વીંધાઇ જતા હતા અને તેમાંથી રક્તની ધારાઓ વહી રહી હતી, તેમ છતાં પણ તે રમણીના ગમનમાં લેશ માત્ર પણ વિરામ નહોતો. રમણી ઇચ્છેલા સ્થાનને તાકીને એકદમ ક્યાંય પણ થોભ્યા વિના ઉતાવળી ગતિથી ચાલી જતી હતી.

છેવટે રમણી એક સ્થળે આવીને થોભી ગઇ અને મનમાંજ બોલીઃ—"જણાય છે કે, હવે આવી પહોંચી છું. આટલામાંજ ક્યાંક હશે—"

થોડીવારમાંજ ઝાંખા તેજની ક્ષણસ્થાયી રેખાએ દિગ્મંડળને એકવાર ઉદ્‌ભાસિત કરી દીધું. રમણી અજાયબીની સાથે ચોમેર દૃષ્ટિ ફેરવી આનંદની સાથે બોલી ઉઠીઃ—"મારૂં અનુમાન ખોટું પડેજ નહિ. હું અત્યારે બરાબર આવી પહોંચી છું. આ—નજીકમાંજ—" રમણીના તીવ્ર સ્વરથી આખું જંગલ પ્રતિધ્વનિત થઇ ઊઠયું.

ત્યાર પછી રમણી પોતાના જવાના સ્થાનની નજીકમાં આવી પહોંચેલી જોઇને ધીર તેમજ ગંભીર પગલાં ભરતી તે તરફ ચાલવા માંડી. છેવટે રમણી પોતાની ધારેલી જગાએ આવી પહોંચી. ફરીવાર

આકાશમાં વિજળી ચમકી ઉઠી. એથી રમણીએ જોયું કે, તેની નજીકમાં રાજા દેવેન્દ્રનારાયણસિંહ તથા તેની મરેલી પત્નીની સમાધિના બન્ને સ્તંભો ઉભેલા છે. રમણી સમાધિસ્તંભને તાકીનેજ આ તૂફાનવાળી રાત્રે આ સર્વ વિપત્તિઓના સમૂહને શિર પર ધારણ કરી એ દુર્ગમ માર્ગપરથી ઉતરીને અહીં આવી હતી.

રમણી સમાધિ સ્તંભના પગ પાસે ઘુંટણ મંડીએ બેસી બન્ને હાથથી મ્હોં ઢાંકી ગંભીર ચિંતામાં નિમગ્ન થઇ ગઇ. તેણે પોતાના હૃદયને ચિંતાના પ્રવાહમાં તણાતું મૂકી દીધું.

ધીમે ધીમે વાયુનો વેગ ઉપરાસાપરી વધવા લાગ્યો. ભયંકર વજ્રપાતના ગંભીર નિનાદથી કાન બહેરા થઇ જવા માંડયા. વીજળીની ક્ષીણ પ્રભાની ભીષણ પ્રભા નયનને દગ્ધ કરવા લાગી. અવિશ્રાંત પ્રવાહથી મૂષળધારે વૃષ્ટિ વર્ષવા લાગી. પરંતુ તે અદ્ભુત પ્રકૃતિની રમણીએ તેના તરફ કશું પણ લક્ષ આપ્યું નહિ. તેના અદ્ભુત હૃદયમાં તેનો લેશ માત્ર પણ અનુભવ થયો નહિ. માથાપરથી વરસાદની પ્રબળ ધારાઓ વહેવા છતાં પણ તેણે તેની કોઇ દરકાર કરી નહિ. અથવા, તેની સ્હામેથી બીજી એક મનુષ્ય મૂર્ત્તિ, કે જે ધીમે ધીમે અજાણતામાં એ સમાધિસ્તંભની વેદીપર તે સમયે આવીને ઘુંટણ મંડીએ બેઠી, તેને પણ તે રમણી બિલકુલ જોઇ શકી નહિ. તે આવનાર વ્યક્તિ પણ જાણી શકી નહિ કે, સમાધિસ્તંભના મૂળમાં બીજી એક રમણીની પ્રતિમા આવીને ચિંતામગ્ન અવસ્થામાં બેઠેલી છે.

આ પ્રમાણે અસીમ સાહસને વશીભૂત થઇ નિર્ભય હૃદયથી, તે તૂફાની રાત્રે, તે દારુણ પહાડી માર્ગને ઓળંગીને, એક અદ્ભુત સ્વભાવની અબળા અને ભયથી, છૂપી રીતે, વન પ્રદેશને ભેદીને બીજી એક પુરુષ મૂર્ત્તિ, લગભગ એકી સાથે અને એકજ સમયે એકજ સ્થળે આવી પહોંચી, બન્ને એક બીજાંની છેક નિકટના પત્થરપર બેઠાં હતાં, પરંતુ પ્રથમ કોઇને કોઇના નજીકમાં હોવાનું જાણવામાં આવ્યું નહિ; કોઇ કોઇને જોઇ શકયું નહિ.

થોડીવાર પછી ગંભીર ચિંતામાંથી અવસર મેળવીને તે રમણીએ ધીમે ધીમે એકવાર માથું ઉંચું કર્યું. બરાબર એજ વખતે પુનઃ એકવાર વીજળી ચમકી ઉઠી. અત્યંત અધિક પ્રમાણમાં શિખાનો વિસ્તાર કરી વિમાન માર્ગની ચારે બાજૂએ સળગતા અગ્નિમય પક્ષની ઉપર સુરસુંદરી પુનઃ એકવાર ચમકીને દોડી ગઇ. એ સમયે

એમજ જણાવા લાગ્યું કે, જાણે મેઘ વાહનના રોષાગ્નિથી આખું જંગલ સળગીને રાખખાક થઇ જવા આવ્યું છે. તે દૈવાગ્નિની પ્રદીપ્ત શિખાથી તે નરનારી પરસ્પર એક બીજાને બરાબર જોઇ શક્યાં, રમણી પુરુષની મૂર્ત્તિને જોતાંની સાથેજ તેને ઓળખી જવાથી મશ્કરી ભરેલા કઠોર અવાજથી બોલી ઉઠીઃ–"હા; હા; હા. ! તું કોણ મહા પાપી ? અરે પાપાત્મા તેં આ પવિત્ર ભૂમિમાં શા માટે પ્રવેશ કર્યો ? આ પુણ્યભૂમિમાં તારા પાપનો અધિકાર લેશ માત્ર પણ ચાલશે નહિ."

અસ્વાભાવિક ભયથી વ્યાકુળ થઇને તે પુરુષની પ્રતિમાનું અંતર કંપી ઉઠયું. તેણે ભય ભરેલા અચકાતા અવાજથી પૂછ્યું:–" તું કોણ છે ? અત્યારે અહીં શા માટે આવી છે ?"

કર્કશતા ભરેલા ગંભીર સ્વરથી રમણીએ કહ્યું:–" મને નથી ઓળખતો ? આમ જો–ના ના, મુખ જોવા છતાં તું મને ઓળખી શક્યો નહિ ?"

"ના" પુરુષ મૂર્ત્તિએ જવાબ આપ્યો:–"ના, હું આ ઘોર અંધકારમાં હજી સુધી તને જોઇ પણ શક્યો નહોતો. હમણાં વીજળીનો પ્રકાશ પડવાથી તને જોઇ શક્યો છું. હું ધારૂં છું કે તું કદાપિ મનુષ્ય નથી, તું ભૂત છે. તું પ્રેતિણી છે, તું રાક્ષસી છે, તું પિશાચિની છે ! તું મનુષ્યની મૂર્ત્તિ ધારણ કરી મને હેરાન કરવા આવી છે, મારા મનમાં ઉદ્વેગનો સંચાર કરવા આવી છે.

"પાતકી, ચાંડાલ ! પાપના પોટલાંને શિર પર વ્હોરી પાપના પયોધિમાં ડુબી મને પણ પાપિણી ઠરાવે છે, પિશાચિની કે રાક્ષસીના સંબોધનથી બોલાવે છે ? ધિક્કાર છે ! નરાધમ તને હજાર વાર ફિટકાર છે. મને પ્રેત, ભૂત કે નીચ કોટિની રાક્ષસી માનવામાં તું મહા ભારી ભૂલ કરે છે, ભ્રમણાના ભયાનક અંધકારમાં અથડાય છે. પાપાત્મા ! હું પણ તારા જેવીજ મનુષ્ય છું. મારામાં પણ તારા જેવોજ જીવ રહેલો છે. હું તારી પેઠે આ પૃથ્વીનો જીવ છું. હું મનુષ્ય છું કે, ભૂત છું એનું પણ તને ભાન ન રહ્યું ? એવી સામાન્ય વાત પણ તારા જાણવામાં ન આવી ?" આમ કહીને તે રમણીએ પોતાનો કંકાલ જેવા લાંબા અને ભીંજાયલા હાથને તેના ખભાપર મૂક્યો.

તે કંકાલસાર રમણીના કરનો સ્પર્શ થવાની પુરુષ મૂર્ત્તિ વિશેષ ભયભીત અને ચમકિત થઇને અચકાતા સ્વરથી ફરીવાર બોલી કેઃ–" જો મનુષ્ય છે, તો તું કોણ છે ? ક્યાંની રહેનારી છે ?"

ધીમા ગંભીર અવાજથી રમણીએ ઉત્તર આપ્યોઃ-"હું કોણ છું?-હું કોણ છું, એ કહેવાનો હજી વખત આવ્યો નથી. અને તે વખત આવતાં સૂધી હું કોણ છું તે તને જણાવી શકીશ નહિ. તારાથી જાણી પણ શકાશે નહિ. વખત આવ્યે હું તને બધું કહી સંભળાવીશ. પરંતુ તું કોણ છે, એ મને માહિત છે. તને શું કહું? જ્યારે તારી સાંભળવાનીજ ઇચ્છા છે, ત્યારે આમ આવ, હું તારા કાનમાં ને કાનમાંજ બધી હકીકત કહી સંભળાવું છું—"

આમ કહી રમણીએ તેના તે માંસહીન હસ્તથી ફરીવાર તે પુરુષ મૂર્ત્તિનો ખભો ઝાલીને બળપૂર્વક તેને નજીકમાં ખેંચી લઇને તેના કાનમાં એક નામ—તે પુરુષ મૂર્ત્તિનું નામ—અપાર્થિવ સ્વરથી કહી સંભળાવ્યું. એ વખતે રમણીએ જે સ્વર ઉચ્ચાર્યો, તે સ્વર જાણે ઉંડા ભોંયરામાંથી બહાર નીકળી, તે પુરુષની હૃદય-ગુહાને ભેદીને ચાલ્યો ગયો હોય, તેમ જણાયું.

લગભગ એક કલાક સૂધી પુરુષ મૂર્ત્તિ અચલ, ચૂપચાપ અને શ્વાસ રૂંધીને ઉભી રહી. ત્યાર પછી એ પુરૂષની પ્રતિમા એક વિકટ ચીત્કાર કરી કૂદતી કૂદતી તે સ્થળને છોડીને જે દિશામાંથી આવી હતી, તે દિશામાં દોડી ગઇ અને ક્ષણવારમાં રમણીની આંખોથી અદૃશ્ય થઇને કોણ જાણે ક્યાંય ચાલી ગઇ. રમણી ત્યાર પછી તેને જોઇ શકી નહિ.

પુરૂષ મૂર્તિના ચાલ્યા જવા પછી થોડી વારેજ તે ગંભીર રાત્રિ ભીષણ નિઃસ્તબ્ધતાનો ભંગ કરી આખી વનભૂમિ ગંભીર ગર્જનાથી ગાજી ઉઠીઃ-"હા ભગવાન! આ વખતે ગયો! આબાદ છટકી ગયો!"

રમણી ફરીવાર પહેલાંની માફકજ તે સમાધિસ્તંભની નજીકમાં જઇ બેઠી. વા-વંટોળિયો, વરસાદ, વીજળી, વજ્રપાત આદિ સર્વ એકી સાથે સમભાવથી ચાલવા લાગ્યાં.



## ષોડષ પ્રસંગ

## તૂફાની રાત્રિનો છેલ્લો બનાવ!

"યા રાજબન્સી હોકર દુનિયામે રાજ પાયા;
ચિત્ત ઓર ગડ સિતારા કાલંજરા બનાયા;
જબ તોપને અજલ કી આ મોરચા લગાયા;
સબ ઉડ ગયે હવા ગર કોઇ ન કામ આયા;
ગડ તોગ કોટ ગોલા સંગર હુવા તો ફેર કયા ?"

નઝીર.

× × × ×

તે રમણીએ તેવીજ રીતે તે સ્ફાટિકસ્તંભ પાસે બેસીને ઘણીવાર સુધી અનન્યભાવથી પ્રાર્થના કરી. અત્યાર સુધી તેના શરીર પર એક સરખો વરસાદ વરસી રહ્યો હતો, તે હવે વરસતો બંધ થયો. અને વાદળાંનો ગડગડાટ ઓછો થયો. પોતાની પ્રાર્થનાને પૂરી થતાંજ તેની આંખો ઉઘડી ગઇ તે વેળાયે સ્તંભની સમીપમાં તેને વિલક્ષણ પ્રકાશ દેખાવા લાગ્યો. ક્ષણવાર સુધી તે મનમાં મુંઝાઇ ગઇ. ધીમે ધીમે પીળાં વસ્ત્રથી ઢંકાયલી એક દીર્ઘાકાર પુરૂષની મૂર્ત્તિ તે રમણી સામે પ્રકટ થઇ. પુરૂષ મૂર્ત્તિનો આવિર્ભાવ થતાંની સાથેજ રમણી જાણી ગઇ. ત્યાર પછી પુરૂષની આકૃતિએ પોતાની પાછળ આવવા માટે રમણીને હાથનો ઇશારો કર્યો. રમણી પણ વિલંબ કર્યા વિના તેની પાછળ પાછળ ચાલવા માંડી. છેવટે તેઓ બન્ને સમાધિસ્તંભને ઓળંગી વન પ્રદેશને પાર કરી એક ખુલ્લા વિશાળ મેદાનમાં આવી પહોંચ્યાં. વાંચકના સ્મરણમાંજ હશે કે, એ મેદાનમાંથીજ કિશોરસિંહ લૂંટારાઓના પંજામાંથી પોતાની પ્રાણાધિકા સુશીલાને છોડાવી ગયો હતો.

પુરૂષાકૃતિ રમણીને મેદાનના મધ્યભાગમાં સાથે લઇ જઇ આંગળી ચીંધી તેને નજીકના એક પદાર્થ તરફ જોવાનો સંકેત કરી તરજ તે સ્થળેથી અદશ્ય થઇ ગઇ. રમણીએ જોયું કે, લૂંટારાના ટોળાંનો સરદાર મહાવીર બેભાન થઇને મેદાનમાં પડેલો છે; નજીકમાં તેનો ઘોડો સ્થિર પગે ઉભો છે.

રમણી જ્યારે તે છાયા મૂર્ત્તિની સાથે એ મેદાનમાં આવી હાજર થઇ, ત્યારે પવન તદ્દન સ્તંભી ગયો હતો અને વરસાદ પણ બિલકુલ બંધ પડી ગયો હતો. આકાશમંડળ સ્વચ્છ થઇ ગયું હતું. નિશાનાથ

ઘોર ઘનજાળમાંથી મુક્તિ મેળવી શીતળ કિરણોનો વિસ્તાર કરી પુનઃ પ્રકૃતિસુંદરીને પ્રસન્ન કરવા માટે વ્યાકુળ થઇ ગયો હતો. રાત્રિ પણ લગભગ વીતી જવા આવી હતી.

રમણીએ ધીમે ધીમે લૂટારા સરદારની નજીકમાં આવી તેનાં નસકોરાં પર હાથ મૂકયો. તેણે જોયું કે, હજીસુધી તેનો જીવનવાયુ બિલ્કુલ બંધ થઇ ગયો નથી. ત્યારે રમણીએ પોતાના વલ્કલના પોશાકની અંદરથી કોઇ એક પદાર્થ બહાર કાઢી મહાવીરના નાક આગળ મૂકયો. કયા પદાર્થમાં કેવો ગુણ રહેલો છે, એ કોનાથી કહી શકાય? રમણીના આપેલા પદાર્થની વાસ લેતાંની સાથેજ લૂટારા સરદારને ચેતનનો સંચાર થયો. તે તરતજ મરણપથારી છોડી ધીમે ધીમે ઉઠીને બેઠો થયો. ઉઠયા પછી નિકટમાં તે રમણીને બેઠેલી જોઇને, પોતાની અત્યારની અવસ્થાનું સ્મરણ કરીને તે જાણી ગયો કે, તે રમણીના પ્રયત્નથીજ તેને ફરીવાર નવી જિન્દગી બક્ષિસ મળી છે. ત્યારે મહાવીર સમ્પૂર્ણ કૃતજ્ઞ હૃદયથી રમણીને સંબોધીને બોલ્યો કેઃ—"બહેન, તેંજ મને નવી ઝિન્દગી આપી છે. હું વરસાદ અને તૂફાનના વખતે ઘોડાપર બેસી જતાં જતાં ઘોડાપરથી એકાએક આ સ્થળે પડી ગયો હતો—પડીને બેભાન થઇ ગયો હતો. તું ન આવી હોત, માતા! તો હું કદાપિ બચી શક્ત નહિ. તુંજ આજથી અમારાં ટોળાંના સર્વ લોકોની માતા થઇ ચૂકી છે. આજથી હું તને આવી રીતે વનેવનમાં ભટકવા દઇશ નહિ. આવી રીતે વૃક્ષની છાલ તથા પત્રો પણ શરીરપર પહેરવા દઇશ નહિ. હું તને અમારા દુર્ગમાં રાખીશ. સારૂં સારૂં ખાવાનું આપીશ અને સારાં વસ્ત્રો લાવી આપીશ. તને કયાંય પણ જવા દઇશ નહિ! ભગિની! જયારે તેં મને આજે જીવનદાન દીધું છે, ત્યારે મારે મારાથી બનતો બદલો વાળી આપવો, એ મારી મુખ્ય ફરજ છે. જો કે હું એક જાલિમ જુલ્મી લૂટારો છું—હજારોના પ્રાણ મારા હાથથી નષ્ટ થયા છે, તેમ છતાં પણ હું નિમકહરામ નથી, મારા શરણે આવેલાં માનવીપર હું જુલ્મ ગુજારતો નથી. મારાપર ઉપકાર કરનારના ઉપકારને કદાપિ ભૂલતો નથી. માટે હવેથી અમો સર્વ તને માતા કહીને બોલાવીશું. કેમ, કહે જોઇએ કે, તું અમારી માતા થઇશ કે નહિ?"

લૂટારાસરદાર મહાવીર રમણીને ઓળખતો હતો. એ રમણી બીજી કોઇ પણ નહોતી, આપણી પૂર્વપરિચિતા પેલી દીવાનીજ હતી.

દીવાનીએ કહ્યુંઃ—"થઇશ."

"ત્યારે મારી સાથે ચાલ, હું તને ઘોડાપર બેસાડીને મારા અડ્ડામાં લઇ જઇશ."

"મને કદાપિ કાંઇ કહેશો નહિ ને?"

"ના, નહિ કહીએ, કદાપિ કાંઇ પણ નહિ કહીએ. તું તો અમારી માતા થઇ રહીશ!"

"ત્યારે ચાલ."

મહાવીરનો અશ્વ તેને પીઠપરથી ફેંકી દઇને અત્યાર સુધી તે સ્થળેજ એક બાજૂપર ઉભો હતો. લૂટારાના સરદારે ઉઠી પ્રથમ તેની પાસે જઇ તેની પીઠપર હાથ ઠોકી ઘણીવાર સુધી તેને રાજી કર્યો અને ત્યાર પછી દીવાનીને તેની પીઠપર બેસાડી પોતે એક કૂદકો મારી તે તેનાપર સ્વાર થઇ કાલીદુર્ગ તરફ રવાના થયો.

રસ્તે ચાલતાં ચાલતાં લૂટારાના સરદારે દીવાનીને પૂછ્યું:–"મા, તું આવી અંધારી અને તૂફાની રાત્રે આ વનમાં શા માટે ફરી રહી હતી?

દીવાનીએ હસીને કહ્યું:—

"મારે વળી રાત-દિવસ, સુયોગ-દુર્યોગ કે વનઉપવનની સાથે શો સંબંધ? જ્યાં ઇચ્છામાં આવે ત્યાં ફરવું એ તો મારી હમેશની એક ટેવજ છે, એમાં તને નવાઇ શી લાગે છે?

મહાવીરે મનમાં ને મનમાં વિચાર્યું કે:–"કદાચ આ દીવાનીનું કહેવું ખરૂં પણ હોઇ શકે તેમ છે! દીવાનાને વળી જ્ઞાન પણ ક્યાંથી હોય! તે તો જ્યાં મરજી થાય ત્યાં ભટક્યા કરે છે."

ત્યાર પછી તેઓ બન્નેએ એક બીજાની સાથે અનેક વાતોચીતો કરતાં કરતાં છેવટે કાલીદુર્ગમાં પ્રવેશ કર્યો. તે ભયાનક વાવાઝોડાંને વખતે દીવાનીએ, રાજા દેવેન્દ્રનારાયણસિંહના સમાધિસ્તંભની પાસે જે એક પુરુષકૃતિને જોઇ હતી, તેના સંબંધમાં પણ બધી વાત તેણે મહાવીરને કહી સંભળાવી. તે પુરુષ કોણ હતો, તે પણ તેણે તેને કહી દીધું.

પાઠક! એ વ્યક્તિનો પરિચય જાણવા માટે જો તારી આતુરતા વધી જતી હોય, તો થોડીવાર સબૂર કર, ધીમે ધીમે વખત આવતાં તને તે બધું માહિત થઇ જશે.

રાત્રિનો ત્રીજો પ્રહર વીતી ગયો હતો; હવે તે વરસાદ વરસતો નહોતો, વાદળાંનો તે ગડગડાટ સંભળાતો નહોતો. વિજળીના તે ચમકારા હવે નજરે પડતા નહોતા. હવે કેવળ વૃક્ષની શાખાઓમાંથી ટપકતાં પાણીનાં ટીપાંનો તથા વહેતા પ્રવાહોનો ખળભળાટ સંભળાતો હતો.

આ સમયે રણધીરસિંહે મનમાં ને મનમાંજ વિચાર્યું કે, શાન્તિદાયિની નિદ્રા પુનઃ તેની આંખોમાં આવી દર્શનનો લાભ આપવાની કૃપા અવશ્ય કરશે.

એ વાત પહેલાંજ થઇ ચૂકી છે; કે વૃદ્ધ રણધીરસિંહ તેની કન્યાના ગૃહમાંથી બહાર નીકળીને પોતાના શયનગૃહના દ્વારપર આવીને ઉભો રહ્યો; વૃદ્ધ ભાટ સદાશિવને જોઇને પહેલાં તે જરા ચમકી ઉઠયો; ત્યાર પછી તે સાવધ થઇને ફરીવાર તેની સાથે વાતચીત કરવામાં રોકાયો, વૃદ્ધ ભાટ સદાશિવે છૂપી રીતે તેની પાસે જે સમસ્ત ગુપ્ત અપૂર્વ રહસ્યનું વર્ણન કર્યું,–જે સર્વ ગુપ્ત રહસ્ય ભાટના મુખેથી તેણે સાંભળ્યું, તે સર્વ સાંભળીને તેના માનસિક ભાવમાં જે વિલક્ષણ બનાવો બન્યા, તે વાત આ પહેલાંજ કહી દેવામાં આવી છે. તેના તે ઉદાર અને ખુલ્લા દિલમાં અત્યારે ચિંતાના વિષયો અનેક ઉપસ્થિત થયા હતા. શોકના વિષયોનો પણ કશો અભાવ નહોતો. તેના ઉદ્વેગવાળા હૃદયનો આવેશ પણ ઘણો હતો. તેના દિલગીરીરૂપી અંધારાથી ઢંકાયલા અંતઃકરણપર ચિંતાનો બોજો પણ ઘણો હતો. સદાશિવ ભાટના ચાલ્યા જવા પછી તરતજ તે પથારીવશ થયો નહિ. તે જાણી ગયો હતો કે, એવી હાલતમાં ઉંઘ આવવી મુશ્કેલ છે. તે શય્યાના એક છેડાપર બેસીને ખુલ્લા દિલથી ડહાપણની સાથે જે જે બનાવો બન્યા હતા, જેવી હાલતમાં તે અત્યારે સપડાઇ ગયો હતો, તે સર્વને એક પછી એક શોધી શોધીને વિચારવા લાગ્યો.

તેના એકના એક વારસનું ખૂન થવાથી તે માર્યો ગયો છે, એ બાબતમાં હવે તને કશો સંશય રહ્યો નહિ. કિશોરસિંહજ એ ભયંકર ખુની મામલાનો મુખ્ય નાયક છે, એ વિષયમાં પણ પાકો નિશ્ચય થવામાં બિલકુલ શંકા રહી નહિ, એક પળનો વિલંબ પણ લાગ્યો નહિ. પરંતુ એ બધી બાબતનો તે ઝાઝીવાર વિચાર કરી શકયો નહિ. તેનું હૃદય ભેદાઇ જવા માંડયું. તેની બન્ને આંખો ફાટીને જળધારા વહી ચાલી. વૃદ્ધ–સચિવ પથારીપર બેસી ઘણીવાર સુધી એક મનથી રડવા લાગ્યો. છેવટે ગમે તે રીતે પોતાના દુઃખી દિલને પોતે ને પોતેજ ધીરજ આપીને નિદ્રા મેળવી શાંતિ પ્રાપ્ત કરવાની આશાથી આંખો બંધ કરીને તે સુઇ ગયો. સુતો ખરો, પરંતુ મન શાંત થયું નહિ.

આંખોમાં ઉંઘ આવી નહિ. વૃદ્ધનું હૃદય શાન્ત શી રીતે થાય ? અનંત ચિંતાથી જે હૃદયના ચૂરે ચૂરા થઇ ગયા હોય, તેને નિદ્રા દેવી પણ શી રીતે પ્રસન્ન થાય ? સૂતાંની સાથેજ સુશીલાની ચિંતા પાછી તેના મનમાં ઉગી આવી. તે જોર જુલમથી તેને રાજા ભૂપસિંહના હાથમાં સોંપવાને તૈયાર થયો છે, એવી ચિંતાથી તેનું ચિત્ત પાછું વધારે દુઃખી બની ગયું. તેના જેવો માણસ કે જેણે જગતના તમામ

દુઃખોનો દિલગીરીનો આસ્વાદ પૂરતી રીતે મેળવ્યો હતો, તે જે વિષપાત્રના કૂટરસના આસ્વાદનથી પોતાની રસનાને પ્રવૃત્તિ આપવામાં વિમુખ હતો, તેજ દુઃખરૂપી વિષ અનાયાસે એક અબળા બાલિકાને બળાત્કારે પીવડાવવાને તૈયાર થયો છે, એ સંબંધમાંજ વિચાર કરતો કરતો તે પાછો અવસન્ન થઇ પડયો. વળી એનો વિચાર કરીનેજ તેણે સંધ્યા સમયે કન્યાના ગૃહમાં જઇને પ્રતિજ્ઞા કરી હતી કે, હવે સુશીલાને બળાત્કારે કોઇ પણ કાર્યમાં પ્રવૃત્ત કરાવીશ નહિ; સુશીલાની ઇચ્છા વિરુદ્ધ તેને કોઇ પણ કાર્ય કરવાનો આગ્રહ પણ કરીશ નહિ. કન્યા સ્વેચ્છાચારિણી થઇને જો કદાચ સુખી થતી હોય તો ભલે થાય; તેથી તેનું અંતઃકરણ હવે લેશ માત્ર પણ ક્ષુબ્ધ અથવા દુઃખિત થશે નહિ; પરંતુ ઉલટું તેનું ઉદ્વિગ્ન ચિત્ત ઘણે અંશે શાંતિ મેળવી શકશે.

આ પ્રમાણે કન્યાની ચિન્તા કરતાં કરતાં વૃદ્ધ ભાટ સદાશિવની વાત તેના મનમાં સાંભરી આવી. તેનું ચિત્ત વિષમ સંદેહ અને કૌતુહલથી ફરીવાર આકુલ થઇ ઊઠયું.

એવી રીતે રાત્રિ જેમ જેમ વધવા લાગી, તેમ તેમ તેના મનની ચંચળતા પણ વધવા માંડી; તેમ તેમ તે અધિકમાંથી અધિકતર પ્રમાણમાં ઉદ્વિગ્ન થઇ પડવા લાગ્યો. જેમ જેમ તેના દિલમાં ચિંતાની અધિકતા વધવા માંડી, તેમ તેમ તેના શ્વાસોચ્છ્વાસ પણ ઘણા પ્રબળ વેગથી બહાર નીકળવા લાગ્યા અને તેના હૃદયમાં લોહીનો પ્રવાહ જોરથી ઉછાળા મારવા લાગ્યો. રણધીરસિંહ બેઠો હતો, તે ઊઠીને ઉભો થયો. મનના ઉદ્વેગથી ચંચળ પગલાં ભરતો તે પોતાના ઓરડામાં આમતેમ ટહેલવા લાગ્યો. થોડી વાર પછી પાછું તૂફાન શરૂ થયું. વચ્ચે વચ્ચે વીજળીની ક્ષણસ્થાયી સળગતી શિખા બારીમાંથી તેના ઓરડામાં દાખલ થઈ ઓરડામાંના ક્ષીણ દીવાનો જાણે ઉપહાસ કરવા લાગી. પણ પાછી તે તીવ્ર પ્રભાના અદશ્ય થવાથી જાણે અખિલ જગત્ અંધકારમાં ગર્ભમાં ડૂબી ગયું હોયની! એમ તેને જણાવા લાગ્યું. ભયંકર વજ્રપાતના ભીમ સમાન ભીષણ નાદે સમગ્ર આનંદ દુર્ગને વાદળાં સહિત કંપિત કરીને પાર્થિવ, અપાર્થિવ આદિ સર્વ પ્રકારની ભીતિ અને ચિંતાથી વૃદ્ધ રણધીરસિંહના વ્યાકુળ હૃદયને વિશેષ વ્યાકુળ કરી દીધું.

રાત્રિ ધીમે ધીમે વધવા માંડી; વાવાઝોડાં અને વરસાદ પણ એક સરખી રીતે વહેવા લાગ્યાં. યુદ્ધ ખાતાનો વૃદ્ધ પ્રધાન તેવીને તેવીજ હાલતમાં તે ઓરડામાં ટહેલવા લાગ્યો. તેણે ધાર્યું હતું કે, તેનું હૃદય

હમણાં અદ્દભુત ભયજનક ચિંતામાં ડૂબેલું છે; પુત્રના શોકથી તે અત્યારે અનુતપ્ત થઇ રહ્યો છે, ભાગ્યની ભ્રમણાથી અસંખ્ય મનોવ્યથાને સહન કરી રહ્યો છે. તેને એવું અનુમાન થવા લાગ્યું કે, તે એકલોજ જાણે એ તૂફાની રાત્રિના ગંભીર બીજા પહોરે જાગૃત છે, તે એકલોજ જાણે તે વિષમ ભયના ભીષણ સમુદ્રમાં ભયંકર રીતે ડૂબી રહ્યો છે.

રાત્રિ ધીમે ધીમે ગંભીરતા ધારણ કરવા લાગી. વરસાદ અને વાવાઝોડાંની પણ વૃદ્ધિ થવા લાગી. વૃદ્ધ રણધીરસિંહના હૃદયમાં પણ ભય અને વિહવલતાનો તે દુઃખી ભાવ જેમનો તેમ રહ્યો. વૃદ્ધનું શયનગૃહ છેવટે જાણે ઘોર અંધારામાં ડૂબી ગયું. ઓરડામાંના દીવો દેવ મંદિરના ઝાંખા દીવાની પેઠે ઝાંખી પ્રભાથી સળગવા લાગ્યો. તેનું તે વિશાળ હૃદય બિલ્કુલ ભગ્ન થઇ ગયું. ભય અને આશંકા અજાણતામાંજ રણધીરસિંહના હૃદયમાં દાખલ થઇ ગયાં. ચિંતાથી તેનું હૃદય ગભરાઇ ગયું. અંદરમાંને અંદરમાંજ જાણે તેના હાડેહાડના ચૂરેચૂરા થઇ જવા માંડયા. તે પહેલાંની માફજ ઓરડામાં દીવાનાની પેઠે આમ તેમ ટહેલવા લાગ્યો.

છેવટે રાત્રિનો ત્રીજો પહોર થવા આવ્યો. વા-વંટોળિયો, વ-રસાદ, વીજળી અને અંધકાર આદિ સર્વ ધીમે ધીમે અદૃશ્ય થયાં. વૃદ્ધ રણધીરસિંહ અત્યારે શાંતિદાયિની નિદ્રાની ગોદમાં આશ્રય મે-ળવવાના ઇરાદાથી પથારી પાસે આવ્યો. પરંતુ જેવો તે પથારી પર આવીને સુવાની તૈયારી કરતો હતો, એવામાં તેના શયનગૃહની ન-જીકની નૃત્યશાળાનું દ્વાર ઉઘડવાનો એક ઝણ ઝણ શબ્દ તેના કાને સંભળાયો. આથી પુનઃ તેનું હૃદય કંપી ઉઠયું; ભયનો માર્યો તે બિલ્કુલ મરણ તોલ થઇ પડયો. તેણે ભય સહિત ઓરડાની ચારે બાજુએ એકવાર નજર ફેરવી જોઇ. એ જોઇને તેને જણાવા લાગ્યું કે, પ્રેતની બિહામણી મૂર્ત્તિ મોટેથી હસતી હસતી જાણે તેની સ્હામે નાચતી કૂદતી આમ તેમ ફરી રહી છે, જાણે તેના મરણનો સમય છેક સમીપમાં આવી લાગ્યો છે.

ફરીવાર દરવાજો ખુલવાનો તેવોજ ભયંકર અવાજ સંભળાયો. રણધીરસિંહ આથી હવે સ્થિર રહી શકયો નહિ. ધીરે ધીરે પોતાના ઓરડાનું દ્વાર ઉઘાડીને તે ઓરડામાંથી બહાર આવ્યો અને અસીમ સાહસ પર આધાર રાખી ધીરે ધીરે નૃત્યશાળાના દ્વાર સુધી ચાલ્યો ગયો. નૃત્યશાળાના દરવાજાપર આવીને તે હજી માત્ર ઉભોજ રહ્યો હતો, એવામાં જાણે નૃત્યશાળાના એક ભાગમાં કોઇના એક-

દમ ચાલ્યા જવાના પગલાંનો અવાજ તે સાંભળી શકયો. તે હૈયામાં હિમ્મત રાખી ધીરજથી દરવાજાની એક બાજુપર ચૂપચાપ ઉભો રહ્યો. છેવટે તે પગલાનો અવાજ તેને પોતાની છેક નજીકમાં આવતો સંભળાયો. થોડી વારમાંજ એક કદાવર મનુષ્યાકૃતિ તેની નજીકમાંથી દુર્ગની બીજી બાજુએ ચાલી ગઇ.

રણધીરસિંહના શયનગૃહમાંથી એક અંધારા વાળી ગલીના સાંકડા માર્ગદ્વારા નૃત્યશાળામાં આવવું પડતું હતું. આકાશનો આ-લોક કોઇ પણ પ્રકારે તે માર્ગમાં કિંવા તે દિશા તરફથી નૃત્યશા-ળામાં પ્રવેશ પણ કરી શકતો નહોતો. વળી ખાસ કરીને ત્યારે રાત્રિનો ત્રીજો પહોર હતો, તે ઉપરાંત ગગનમંડળમાં ઘટાદાર વાદળાં છવાયલાં હતાં, અને તે પોતે પણ દીવો હાથમાં લઇને આવ્યો નહોતો; આથી પોતાની પાસેથી ચાલી જનાર વ્યક્તિ કોણ હતી, તેનો તેનાથી કશો પણ નિર્ણય કરી શકાયો નહિ. અથવા, તેનાથી એવું સાહસ પણ કરી શકાયું નહિ કે, બળપૂર્વક તે ચોરની પેઠે ન્હાસી જનાર વ્યક્તિને પકડીને કિંવા તેનો પરિચય પૂછીને એકીસાથે પોતાની શંકા અને અજાયબી બન્નેનું નિવારણ કરી શકે. જો કે, દરવાજાના ઉઘડવાનો તથા બંધ થવાનો અવાજ સાંભળીને તેને ચોકખી ખાત્રી થઇ ગઈ હતી કે, તે વ્યક્તિ ચોક્કસ નૃત્યશાળાના દરવાજામાંથી દુર્ગની બહારના ભાગમાંથી અંદર દાખલ થઇ હતી.

વૃદ્ધ રણધીરસિંહ એક અસીમ સાહસી અને અદ્વિતીય વીર પુરૂષ હોવા છતાં પણ તે વખતે બનેલા બનાવોથી અને આ પહેલાં કદાપિ ન જોયેલી પ્રેત મૂર્તિને પોતાની નજર આગળથી નાસતી જોવાથી, તેનાં તે વિશાળ હૃદયમાં સખ્ત આઘાત-પ્રતિઘાત થવા લાગ્યા. ત્યારે તેણે બીજો કાંઇ પણ ઇલાજ ન જોવાથી પોતાના ઓરડા તરફ પાછા ફરવાનો વિચાર કર્યો. પણ જેવો તે પાછો ફરવાને જરા આગળ વધ્યો કે તરતજ તેણે જોયું કે, એકાએક નૃત્યશાળા જાણે ધીમે ધીમે એક અનૈસર્ગિક આલોકથી પ્રકાશિત થઇ ઉઠી અને પીળાં વસ્ત્ર પહેરેલી એક અપાર્થિવ આકૃતિ નજીકમાં સહસા આવિર્ભૂત થઇને તરતજ પાછી કોણ જાણે કયાં અદૃશ્ય થઇને ચાલી ગઇ. રણધીરસિંહ એને જોતાંની સાથેજ ઓળખી ગયો કે, ત્રણ માસ પહેલાં તે અમાવાસ્યાની અંધારી રાત્રિના બીજા પહોરને વખતે તેના શયનગૃહમાં તે અપાર્થિવ આકૃતિનેજ તેણે જોઇ હતી.

એ વિકટ આકૃતિના દર્શનથી રણધીરસિંહ ભય-વિસ્મય અને

અજાયબીથી છેક જડ જેવો બની જઇને ઘણીવાર સુધી તેજ સ્થળે પત્થરનાં પૂતળાંની પેઠે ઉભો રહ્યો.

ત્યાર પછી પ્રભાત થતાં પહેલાં બેએક કલાકે તેણે દૈવના ચલાવ્યા પ્રમાણે ચાલી પોતાના શયનગૃહમાં આવી શય્યાપર શયન કર્યું. શયન કરતાંની સાથેજ દુઃસ્વપ્નવાળી તન્દ્રાએ આવીને તેની આંસુથી ભીંજાયલી બન્ને આંખોપર પોતાનો અધિકાર જમાવી દીધો.

---

## સપ્તદશ પ્રસંગ

### અતિથિ અને ભૂપતિ

---

"ઘટે વ્હોરી લેવી નહિજ નબળાઇ જન તણી;
ગયા સ્વર્ગે તેનાં દરદ બહુ જૂના સ્મરી સ્મરી;
મરેલાંનાં સત્યો મરણ સુધી ના ના મળી શકે;
અને રાહા જોવી વધુ પણ કશું ના થઇ શકે;
પ્રભુના આરામો ઉપર નયનો બંધ કરતાં;
ઘટે ન્હાની વાતો ઉપર નવ આંસૂ ટપકવાં;
અહીં ઘોળી કાંઇ દુઃખમય વિચારો હૃદયમાં;
અરેરે! શાને હૈં દખલ કરવી આ કુદરતે;"

કલાપી

---

પ્રભાતમાં જ્યારે વૃદ્ધ રણધીરસિંહ શયનગૃહમાંથી બહાર નીકળી બેઠકખાનામાં આવ્યો, ત્યારે તેનું મુખમંડળ વિકૃત થઇ ગયું હતું —બન્ને આંખો તેજહીન થઇ પડી હતી, હૃદય શોક દુઃખ અને દુઃશ્ચિન્તાથી ઘેરાઇ ગયું હતું.

રણધીરસિંહની છેવટની વાત મહાલયમાંના ઘણાંખરાં માણસોના મનમાં માનવામાં આવી; પરંતુ રાજા ભૂપસિંહના અંતરમાં એક જૂદાજ પ્રકારના ભાવે આવીને પોતાનો અધિકાર જમાવી લીધો. તેના અભિમાનથી ભરેલા હૃદયમાં અપમાનનું બાણ ચોંટી ગયું. પુત્રના શોકથી વ્યાકુળ થયેલા વૃદ્ધ રણધીરસિંહની અત્યારની અફસોસ ભરેલી હાલતને ભૂલી જઇને, તે પોતાના સ્વાર્થને સિદ્ધ કરવા માટે વ્યાકુળ થઇ ઊઠ્યો. તેના સ્વભાવે હદ ઉપરાંત ઉગ્ર ભાવ ધારણ કરી લીધો. તેણે કહ્યું:—" તમે શું કહો છે? હું કોણ છું—તે શું તમે ભૂલી ગયા? આ લગ્નનો સંબંધ નક્કી કરી, દિવસ પણ નક્કી કરી, તમે

શું મને સુરંગપૂરથી માણુસ મોકલીને અહીં બોલાવ્યો નથી ? દેશ વિદેશનાં નાનાં મોટાં તમામ માણસોએ શું મારાં લગનની વાત નથી સાંભળી ? હું શું વરયાત્રીના વેશમાં અહીં તમારી કન્યાનું પાણિગ્રહણ કરવા માટે નથી આવ્યો ? આ લગનના નિમિત્તે સર્વ સાધારણ જનોને શું આમંત્રણ નથી આપવામાં આવ્યું ? દૂરના દેશોમાંથી આમંત્રિત પુરુષો શું વિવાહ નિમિત્તે રાજમહાલયમાં દિન દિન આગમન કરતા નથી ? કન્યાદાન આપવાનું છળ કરી, શું મારૂં આ સ્થળે આવું અપમાન કરવા માટે મને બોલાવવામાં આવ્યો છે ? હા એમ પણ થઇ શકે તેમ છે; જો તમે ધારો તો પાંચપંદર દિવસ કે આખરે એક માસ પછી પણ લગન નક્કી કરી શકો તેમ છો."

"ના, ના. તમે ગમે તેમ કહો, ક્રોધાયમાન થાઓ અથવા અપમાનિત થયા હો એમ ધારી લો, પણ આ લગનમાં હું લેશ માત્ર પણ સમ્મત નથી. તમને હું કન્યાદાન આપી શકીશ નહિ. તમે મને એ વિષયમાં ક્ષમા કરો."

આમ કહીને રણધીરસિંહ સર્વના તરફ એકવાર ચંચળ દૃષ્ટિપાત કરી ભૂપસિંહના હાથમાંથી પોતાનો હાથ છોડાવી ચંચળ ચિત્તથી આસનનો ત્યાગ કરી વ્યાકુળતાથી ઉઠી ઉભો થયો.

રાજા ભૂપસિંહનો ક્રોધ એકદમ વધી પડયો. ધીમે ધીમે જાણે તેની દરેક વાતો રણધીરસિંહ અગ્રાહ્ય રાખવા માગે છે, એવું તેના મનમાં તેને જણાવા લાગ્યું. તે પહેલાંના કરતાં વિશેષ ઉગ્ર સ્વરથી બોલ્યોઃ—"આ બધું શું બોલો છો ? આવી રીતે તમે કદાપિ મારૂં અપમાન કર્યું નથી, કરી શકયા નથી; તમારી આવી વાર્ત્તા સાંભળીને, લોકો તમારા સંબંધમાં શું બોલશે ? દેશ વિદેશમાં હું પણ મારૂં મ્હોં શી રીતે બતાવી શકીશ ? વળી તમારી વાગ્દત્તા કન્યાની સાથે લગ્ન કરવાને પણ બીજું કોણ તૈયાર થશે ? તમે જાણો છો, કે અત્યારે તમે એકલા પડયા છો, જાતિ તરફથી તરછોડાયા છો, સમાજ તરફથી બહાર મૂકાયા છો, એટલે કે તમે જાતિહીન અને સમાજહીન થયા છો, આવી સ્થિતિમાં મેંજ તમારાપર કૃપા કરીને તમારી રક્ષા કરી છે. એનુંજ આ ફળ આપો છો ? મારા દુર્ગમાં તમને તમારા પરિવારસહિત આશ્રય આપ્યો છે, જ્યારે તમારો કોઇ પણ આધાર નહોતો, ત્યારે હું તમારો આધારભૂત થયો છું. જ્યારે તમારા પર આખી મંત્રીસભાએ અનહદ અત્યાચાર ચલાવી તમને તમારા કુટુંબ સહિત નાબૂદ કરવાની કોશિશ કરી, ત્યારે મેંજ

ફક્ત તમારી દુર્દશાપર દયા ખાઇને મારી ઉદારતાનો પરિચય કરાવ્યો છે. એ સર્વ ઉપકારોના બદલામાં મારી સાથે પણ આવો કુવ્યવહાર ચલાવો છો ? વળી બીજી વાત એ છે કે, કાયદામાં અત્યારે તમે બરાબર જકડાઇ ગયા છો."

રણધીરસિંહે કહ્યું:–" કાયદાના બંધનમાં હું બંધાઇ ચૂક્યો છું. એ સત્ય છે, પરંતુ શું કરૂં ? મારો હવે કશો પણ ઇલાજ ચાલી શકે તેમ નથી."

" ઇલાજ ચાલી શકે તેમ નથી ? નહિ ચાલી શકે એમ કહેવાથી પણ શી રીતે ચાલી શકશે ? ગમે તે ઉપાયે અવસ્ય તમારે મને કન્યાદાન આપવું પડશે. હું તમને સહજમાંજ કદાપિ છોડીશ નહિ."

ધીમે ધીમે બન્ને મિત્રોનો વાદવિવાદ ઉત્તરોત્તર વધવા લાગ્યો. ઓરડામાં બેઠેલી બીજી બધી આબરૂદાર મંડળીમાંથી કોઇના પણ મુખમાંથી કશી વાત બહાર નીકળી નહિ–સર્વજનો એક મનથી ચૂપચાપ થઇને બન્ને પક્ષનો વાદવિવાદ સાંભળવા લાગ્યા. રાજા ભૂપસિંહનાં છેવટનાં વચનો સાંભળીને રણધીરસિંહ ઘણોજ દિલગીર થયો, પરંતુ પોતાની ચાલૂ સ્થિતિનું સ્મરણ કરી, તે રાજા ભૂપસિંહના આશ્રયમાંજ અત્યાર સૂધી વસતો આવે છે, એનો વિચાર કરીને, તે અત્યારે કોઇ પણ પ્રકારે સ્વતંત્ર નથી, એમ ધારીને, રાજાની જમણી બાજૂએ બેસી ઘણા મૃદુ અને શરમ ભરેલા અવાજથી કહેવા લાગ્યો:—

" જૂઓ, મહારાજ ! આપ અતિ મહત્ પુરુષ છો. આપનો સ્વભાવ અતિ ઉદાર છે. મારી મતિ હમણાં ઠેકાણે નથી. મેં કાંઇ કહેવા જતાં આપને કાંઇક જૂદુંજ કહી દીધું છે, તેને માટે મને ક્ષમા આપશો. હું અકૃતજ્ઞ નથી. આપના સમાન મહાન ભૂપતિનું અપમાન કરવાની અત્યારે મારામાં શી શક્તિ છે ? તેમ છતાં પણ શું આપ નથી જાણતા કે સુશીલા અત્યારે ઘણીજ ભયંકર બીમાર છે. તેનું શરીર ભાંગી પડયું છે. મન પણ ભાંગી પડયું છે. આવી હાલતમાં શું કોઇ પણ મનુષ્ય કદાપિ કન્યાદાન કરી શકે ખરો કે ? વળી ખાસ કરીને, લગ્નની વાત સાંભળવાથી તે રાત્રિ દિવસ રડયા કરે છે. એટલા માટેજ હું આપને કહેતો હતો કે, આ લગ્ન–આ લગ્ન–"

આમ કહેતાં કહેતાં વૃદ્ધ રણધીરસિંહનો સ્વર રૂંધાઈ જવા આવ્યો. તે વધારે બોલી શક્યો નહિ. તેની બન્ને આંખોમાં ફરીવાર આંસુ ભરાઇ આવ્યાં.

ભૂપસિંહ આ વખતે સહજ નરમ પડયો. તેણે કહ્યું કેઃ—

"બહુ સારૂં, સારી વાત છે. એમ પણ બની શકે તેમ છે. ભાઇના શોકથીજ સુશીલાની એવી દશા થઇ પડી હશે. સારૂં, બે દિવસ જવા દો, બે દિવસ પછી સુશીલાનું મન પાછું સ્વસ્થ થઇ જશે. એને માટે ચિંતા શી છે? બે દિવસમાંજ સુશીલા સાજી સારી થઇ જશે. હું રાજવૈદ્યને હમણાંજ ખબર કહેવડાવું છું. આજથીજ સુશીલાની ચિકિત્સા શરૂ થશે. એ વિષયમાં હવે તમે કશી પણ ચિંતા રાખશો નહિ. તમે હમણાં જરા સ્વસ્થ થાઓ, તમારા ગભરાયલા મનને જરા આરામ આપો."

આમ કહીને રાજા ભૂપસિંહે દીવાન દોલતસિંહને તરતજ વૈદ્યને બોલાવવા માટે મોકલી આપ્યો.

ત્યાર પછી રણધીરસિંહે કહ્યુંઃ—"રાજન્! વળી એક બીજી વાત મારે આપને કહેવાની રહી ગઇ છે. તે વાત એ છે કે, હું આપને એક પ્રશ્ન પૂછવા માગું છું. પણ એ પ્રશ્ન પૂછતાં મને જરા વિચાર થાય છે."

રાજા ભૂપસિંહે એકદમ ગભરાઇને કહ્યું કેઃ—"કહો, તમારે જે કાંઇ કહેવું હોય તે બેધડક કહો. કહો, તમે મને શો પ્રશ્ન પૂછવાની ઇચ્છા ધરાવો છો વારૂ?"

"હું ધારૂં છું કે, કદાચ આપ એ પણ જાણતા હશો કે, સુશીલા આપની સાથે લગ્ન ન કરતાં કિશોરસિંહને પોતાના હૃદયનો દેવતા બનાવવાની ઇચ્છા ધરાવે છે. તે ખરા જિગરથી કિશોરસિંહને ચાહે છે. એ કિશોરસિંહ અત્યારે કારાગૃહનો કેદી બન્યો છે અને કદાચ ઇન્સાફમાં તેને ફાંસીની સજા મળે તેવો પણ સંભવ છે. હવે આ વિષયમાં આપની—"

રણધીરસિંહની વાત પૂરી થતા પહેલાંજ રાજા ભૂપસિંહ વચ્ચમાં બોલી ઉઠયોઃ—"અવશ્ય ફાંસીની સજા થશે. ખૂન કર્યું છે, છતાં ફાંસી નહિ મળે? અવશ્ય મળશે."

"એનીજ મોટી ચિંતા છે." રણધીરસિંહે કહ્યુંઃ—"એનીજ મોટી ચિંતા છે. મેં કમલાના મુખથી આજે સવારના પહોરમાં સાંભળ્યું છે કે, સુશીલા આખી રાત્રિ કેવળ કિશોરસિંહના વિચારમાં ને વિચારમાંજ વીતાડે છે. સુશીલા કિશોરના તરફ બાલ્યાવસ્થાથીજ અનુરાગ દર્શાવતી આવે છે. તેણે કિશોરની સાથેજ પોતાના જીવનને સંલગ્ન કરવાનો દૃઢ સંકલ્પ કરી લીધો છે. તે

વારંવાર કમલાના મ્હોં આગળ કહ્યા કરે છે કે, "કિશોરસિંહ વિના હું આ જિન્દગીમાં બીજા કોઇની સાથે લગ્ન કરી શકીશ નહિ. મારા પ્રાણ જશે તો તે પણ કિશોરના શિર પરથી કુરબાન કરીશ, પણ કિશોરને ત્યાગી અન્યની અનુરાગિની નહિ થાઉં તે નહિજ થાઉં." વળી વરુણસિંહના કરતાં પણ વિશેષ સુશીલા કિશોરને ન્હાનપણથી ન્હાતી આવે છે, એ તો હું મારી નજરોનજર જોતો આવું છું. કિશોરસિંહને ફાંસીની સજા થવાથી અથવા તેનું કાંઈ સારૂં-નરસું થવાથી સુશીલા આ દુનિયામાં કદાપિ જીવતી રહેશે નહિ, એવી પણ મારા મનને ચોક્કસ ખાત્રી છે. તેમના બન્નેના હૃદયમાં પ્રણયનાં બીજ દૃઢતાથી આરોપાઇ ગયાં છે, તે હવે સહજમાં ઉખડી શકે તેમ નથી. રાજન્! વરુણસિંહને તો હું ખોઇ બેઠો છું, પણ શું વળી પાછી સુશીલાને પણ—"

આ સમયે વૃદ્ધના બન્ને ગાલ પરથી આંસૂની પ્રબળ ધારાઓ દડદડ વહેવા લાગી. વૃદ્ધથી વિશેષ કાંઇ પણ બોલી શકાયું નહિ. ખેસથી મ્હોં ઢાંકીને રણધીરસિંહ ચૂપચાપ રડવા લાગ્યો. તેનું હૃદય ફાટી જવા લાગ્યું.

આ જોઇને રાજા ભૂપસિંહે કહ્યું કેઃ—"એને માટે તમારે ફરી પણ ચિંતા કરવી નહિ. કિશોરસિંહને હજી સુધી તો વિચારાલયના હાથમાં સોંપવામાં આવ્યો નથી. આપણે તેને શક પરથી કેદ કર્યો છે. તેણેજ વરુણસિંહનું ખૂન કર્યું છે, એ બાબતમાં આપણને કાંઇ જોઇએ તેવી પ્રબળ સાબીતી પણ મળી નથી. આપણે અનાયાસે આ પળે ને આ ક્ષણેજ તેને મુક્ત કરી શકીએ તેમ છીએ. આપણે ફક્ત એટલુંજ જાહિર કરી દેવું જોઇશે, કે અમારો સંદેહ અમૂલક હતો; કિશોરસિંહ નિર્દોષ છે. અથવા ગમે તે રીતે આપણે કારાગૃહમાંથી તેને ન્હાસવામાં પણ મદદ કરી શકીએ તેમ છીએ. તે બંગાળામાંથી ન્હાસીને બીજા કોઇ પણ દેશમાં ચાલ્યો જવાથી ઘણીજ ખુશીની સાથે પોતાનું ગુજરાન ચલાવી શકશે. સરદાર! એવી નજીવી બાબતમાં આટલી બધી ચિંતા શા માટે કરો છો! હું તમે જે કહો તે સહાયતા કરવાને તૈયાર છું. મારી ધારણા મૂજબ સુશીલાના મનમાં કિશોરસિંહના જીવતા રહેવાથી કાંઇ વિશેષ દુઃખ થશે નહિ તથા તમારા મનમાં જે શંકા આવી ભરાઇ બેઠી છે, તેનું પણ નિવારણ થઇ જશે."

"એવી મારી ઇચ્છા નથી." રણધીરસિંહે કહ્યુંઃ—"એવી

મારી ઇચ્છા નથી. એ મને સારૂં પણ લાગતું નથી. ધર્મના વિચારથી તેનું જે થશે, તેજ પ્રમાણ્ય ગણાશે, તેને ગ્રહણ કરવું એજ ખરી રીતે વ્યાજબી છે. ખરા ઇન્સાફમાં કિશોરસિંહ નિર્દોષ ઠરે કિંવા મુક્તિ મેળવે, તો તે પોતાની ઇચ્છામાં આવે ત્યાં જવાને સ્વતંત્ર છે. પણ જો ગુન્હેગાર ઠરાવીને રાજ્યનો ઇન્સાફ તેને જે કાંઇ સજા ફરમાવે, તે તેણે અવશ્ય ભોગવવીજ જોઇએ. તેથી જો કિશોરસિંહને પ્રાણ દંડની સજા થશે, અને એ કારણથી કિશોરસિંહના શોકથી મારી કન્યા જો પ્રાણત્યાગ કરશે, તો તેથી મને કાંઇ પણ દુઃખ કે ક્ષતિ થશે નહિ. ધર્મના વિચારથી—કાયદાના ફરમાનથી જે કાંઇ થશે, એનેજ હું મારા શિરપર ધારણ કરી લઇશ. ધર્મની ઉપેક્ષા કરી ક્ષણિક અથવા અનિત્ય આત્મસુખને માટે હું પરલોકના ઘોર નરકમાં પડવાની ઇચ્છા ધરાવતો નથી. વધારે શું કહું, મેં એટલે સુધી સંકલ્પ કરી લીધો છે કે, આજે ને આજેજ સુરંગપૂરના રાજદરબારમાં હું મારા પુત્રના ગુમ થવાના ખબર આપી દઇશ. કિશોરસિંહના ઉપર તેનું ખૂન થવાના સંબંધમાં મને જે કાંઇ શક પેદા થયો છે, તે પણ લખી મોકલીશ, તથા જેમ બને તેમ જલ્દી આ વિષયનો એક ફેંસલો લાવવાની માગણી કરીશ. આ બાબતમાં ઉદાસીન થઇ બેસી રહેવાની અથવા એક ક્ષણનો પણ વિનાકારણ વિલંબ કરવાની મારી લેશ માત્ર પણ ઇચ્છા નથી. જેમ બને તેમ જલ્દી આનો નિકાલ આવી જાય, એવી મારી સંપૂર્ણ વાસના છે. હવે અત્યારના આ ચાલૂ વિષયમાં આપનો શો અભિપ્રાય છે, તે મને સત્વર જણાવો."

રાજા ભૂપસિંહે થોડી વાર સુધી કાંઇક વિચાર કર્યો. વિચાર કર્યા પછી તે બોલ્યો:—"સુરંગપુર તમે હમણાં ને હમણાંજ એક માણસને મોકલી આપો. પરંતુ, લગ્નના સંબંધમાં મારે બીજી એક વાત કહેવાની છે—"

"કહો, શું કહેવાનું છે ?"

"સુશીલા જો પોતાની ઇચ્છાથી મને પાણિ-દાન આપવા ઇચ્છતી હોય, તો ઠીક છે; નહિતો આ લગ્નને માટે હું તમને હવે કદાપિ કાંઇ પણ અનુરોધ કરીશ નહિ. તમારા પર લેશ માત્ર પણ વિરક્ત થઇશ નહિ. વળી આપણી બન્નેની મિત્રતા પણ તેથી તૂટી જશે નહિ." રાજા ભૂપસિંહે પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી.

રાજા ભૂપસિંહની આ વાર્તાથી કાંઇક સંતુષ્ટ થઇને રણધીરસિંહે કહ્યું કે:—"આપ જેવા મહા પુરુષ છો, તેવાંજ મહત્ વચનો બોલો

છો, સુશીલાની સાથે આપ હમણાંજ મુલાકાત કરવા ચાલો, સુશીલા જો ઇચ્છાપૂર્વક આપને વરમાળ પહેરાવવા ઇચ્છતી હોય, તો તેમાં મને કશી પણ હરકત નથી. આપ મારી સાથે ચાલો—"

આમ કહીને રણધીરસિંહ રાજા ભૂપસિંહને સાથે લઇ સુશીલાના ગૃહ તરફ ચાલ્યો.

ત્યાર પછી બન્નેએ સુશીલાના ગૃહમાં પ્રવેશ કરીને જોયું કે, વિષાદથી વિકૃત થયેલી સુશીલા પોતાની શય્યા પર સૂઇ રહી છે. આંખમાંથી નીકળતી આંસુધારાથી તેની પથારીનાં વસ્ત્રો ઓશિકાં આદિ સર્વ ભીંજાઇ ગયું છે. સ્નેહમયી કમલા શય્યાની એક બાજુ પર શોકાતુર મનથી બેઠેલી છે. રણધીરસિંહે કન્યાના ઘરમાં પ્રવેશ કરી કન્યાની તેવી હાલત જોઇ એક ઘણોજ ઊંડો નિઃસાસો મૂક્યો.

પિતા તથા ભૂપતિ ઉભયને પોતાના ગૃહમાં આવેલા જોઇને શોકથી શીર્ણ થયેલી સુશીલા ધીમે ધીમે પથારી પર ઊઠીને બેઠી થઇ. કમલા ઉઠીને માન સહિત ઓરડાની એક બાજુ પર જઇ ઉભી રહી. રણધીરસિંહે કમલાને એકવાર ઇશારો કરી ઓરડામાંથી બહાર ચાલ્યા જવાની સુચના કરી. કમલા માલિકના ઇશારાને તરતજ સમજી ગઇ અને તે સાથે ઓરડામાંથી નીકળીને બહાર પણ ચાલી ગઇ. ત્યારે રણધીરસિંહે કન્યાને સંબોધીને કહ્યું કેઃ—

"બહેન! રાજા તારી સાથે મુલાકાત કરવા માટે આવ્યા છે. તેઓ તને જે કાંઈ પ્રશ્ન પૂછે તેનો નિષ્કપટ મનથી જવાબ આપ. તારી જેવી ઇચ્છા હોય, તેવોજ જવાબ આપજે. એમાં લેશ માત્ર પણ ક્ષણગ્ય વા શંકાશીલ થઇશ નહિ. હું હવે તને વિશેષ કાંઇ પણ કહેતો નથી. તું સારી સમજદાર છે, તને તારા કુળ-શીલનું અભિમાન છે. હવે તારી ઇચ્છા પ્રમાણે વર પસંદ કરવા ન કરવાનું તારા હાથમાં છે."

"પિતાજી! મારી ઇચ્છા કિંવા અનિચ્છા આપની આજ્ઞા કરતાં વધારે નથી. આપના જાણવામાં છે કે, એ બાબતમાં મેં છેવટે શો ઉત્તર આપ્યો છે?" સુશીલાએ નમ્રતાથી કહ્યું.

"છટ્! તે હવે મને ન કહી સંભળાવ. તને આમ કહે, એમ કહેવું એ મને આ વેળાયે ઉચિત લાગતું નથી. કારણ કે, એથી રાજા બહાદુરને કહેલાં મારાં વચનોનો ભંગ થવાનો સંભવ રહે છે. માટે હવે તું મારી પાસે કશું પણ બોલીશ નહિ. તારે જે કાંઇ કહેવું હોય, તે હવે આ રાજાજીને કહી સંભળાવ. હું હમણાંજ જરાવાર બહાર જઇને પાછો આવું છું."

આમ કહીને રણધીરસિંહ કન્યાના ઓરડામાંથી તરતજ બહાર ચાલ્યો ગયો. સુશીલાના મનમાં પોતાના પિતાનાં કહેલાં વચનોનો ખરો અર્થ સમજવામાં આવ્યો નહિ. આ વખતે પોતાના પિતાએ કરેલી પહેલાંની આજ્ઞા માનવી કે પોતાની ઇચ્છા મૂજબ જવાબ આપવો, એની સુશીલાના મનમાં કશી પણ સમજણ પડી નહિ. એવામાં 'તારા કુલશીલનું તને અભિમાન છે' એ પિતાનાં ઉચ્ચારેલાં વાક્યો તેને સાંભરી આવ્યાં. તેથી પિતાની આજ્ઞા પ્રમાણેજ પોતે વર્તવું જોઇએ, એવું તેનું અભિમાની પણ પિતૃભક્ત મન કહેવા લાગ્યું.

સુશીલા તથા રાજા ભૂપસિંહને તેના ઓરડામાં એકલાં મૂકીને રણધીરસિંહ ધીમે ધીમે દુર્ગના લતાકુંજમાં આવી પહોંચ્યો, તે વેળાયે તે મનોહર સ્થાન, પુષ્પથી, કલિકાઓથી અને ફળોથી ભરપૂર હોઇને આગલા દિવસે થયેલા અણધાર્યા વરસાદથી અંતઃકરણને અપાર આનંદ આપી રહ્યું હતું. પરંતુ એ ઇશ્વર નિર્મિત મનોરમ સૌન્દર્યથી પણ રણધીરસિંહના ઉદ્વિગ્ન મનને આરામ મળ્યો નહિ. તેના મનમાં કિશોરસિંહ સંબંધી તરેહ તરેહવારના વિચારો આવવા લાગ્યા. પોતાની કન્યાનો તેના પર પૂર્ણ પ્રેમ છે, એ વાત તેને માહિત હતી. એથીજ કુમાર વરુણસિંહના ખૂન બદલ તેને દેહાન્ત દંડની સજા થવાથી સુશીલાની શી અવસ્થા થશે, એની કલ્પના તેના મનમાં આવ્યા વિના રહી શકી નહિ. ઘણીવાર પછી તે સુશીલાના ઓરડા તરફ જવા માટે ઉઠીને ચાલવા લાગ્યો. એવામાં લતાકુંજની બીજી બાજુએથી વૃદ્ધ સદાશિવ ભાટ પોતાના તરફ આવતો તેની નજરે પડયો.

વૃદ્ધને જોઇને રણધીરસિંહે કહ્યું:—"કેમરે વૃદ્ધ સદાશિવ! રાત્રિના તે અકલ્પિત વાદળાંઓથી તમને તથા દુર્ગમાંના બીજા અનુચરોને બિલ્કુલ ઉંઘ આવી નહોતી ખરું ને વારુ? ઘણુંજ ભયંકર તૂફાન થયું હતું, મોટું વાવાઝોડું થયું હતું."

"મહારાજ! તે ભયંકર હતું ખરું!" જમીન સુધી હાથ લંબાવી પ્રણામ કરી વૃદ્ધ ભાટે કહ્યું:—"પણ તે તૂફાન અકલ્પિત તો નહોતુંજ."

"એટલે! એ દિવસે થયેલું વાવાઝોડું તથા તૂફાન અકલ્પિત નહોતું તો બીજું શું હતું?"

"અકલ્પિત નહોતું. કારણ કે, આજથી ચોવીસ વર્ષ પહેલાં પણ આવું ભયંકર તૂફાન અને વાવાઝોડું થયું હતું." સદાશિવે જવાબ આપ્યો.

રણધીરસિંહે કશો પણ જવાબ આપ્યો નહિ. દુર્ગના વિષયમાં હમેશાં, હર ઘડીએ તે કાંઇકને કાંઇક નવી વાત સાંભળતો હતો. આજે આ નવી વાત તેના જાણવામાં આવી ત્યાર પછી તે લગભગ અર્ધા કલાક પછી કન્યાના ઓરડામાં પાછો આવી પહોંચ્યો. તેણે આવીને જોયું કે, રાજા અને સુશીલાની વાતચીત પૂરી થઇ ગઇ છે. રાજા ભૂપસિંહ હસતા મુખે સુશીલા પાસેથી વિદાય માગી રહ્યો છે અને સુશીલા સહાસ્ય વદને તેને વિદાય આપી રહી છે. એ જોતાંની સાથેજ રણધીરસિંહ જાણી ગયો કે, સુશીલાનો મત બદલાઇ ગયો છે. પણ તેમ છતાં પણ પહેલ વહેલાં તેને પોતાની તે ધારણા પર વિશ્વાસ બેઠો નહિ. તેણે વિચાર્યું કે, "જેના પર સુશીલાનો લેશ માત્ર પણ પ્રેમ નથી, તેની સાથે તે પોતાનાં લગ્ન કરવાની સમ્મતિ આપે, એ બિલ્કુલ માની શકાય તેમ નથી."

આવા આવા અનેક વિચારોથી તેના મનમાં અનેક શંકાઓ ઉત્પન્ન થવા લાગી. પણ તે સમયે તેણે ચપળતાથી પોતાના મુખપર આશ્ચર્યનાં કશાં પણ ચિન્હ જણાવા દીધાં નહિ. એ જોઇને રાજા ભૂપસિંહે તેને કહ્યું.

"સરદાર બહાદુર ! તમારે મને અભિનંદન આપવું જોઇએ. મારા લગ્નમાં તમારી પ્રિય કન્યાએ આનંદની સાથે અનુમતિ આપી છે."

તેમ છતાં પણ રણધીરસિંહ કાંઇ પણ બોલ્યો નહિ. તે ચૂપ ચાપ સુશીલા તથા રાજા ભૂપસિંહના મુખ તરફ જોવા લાગ્યો. આથી ભૂપસિંહે અત્યંત આતુરતાથી પૂછ્યું કેઃ—

"મહારાજ તમને મારૂં કહેવું માનવામાં ન આવતું હોય, તો તમે પોતેજ તમારી વ્હાલી દુહિતાને પૂછી જુઓ, એટલે બરાબર ખાત્રી થઇ આવશે."

આમ કહીને તેણે સુશીલાના મુખ તરફ જોઇને કહ્યું કેઃ—"તારા લગ્ન બદલ તેં તારો શો મત આપ્યો છે, તે સાંભળવાની તારા વડીલની ઇચ્છા હોય એમ જણાય છે."

પણ સુશીલા કશો પણ જવાબ ન આપતાં પોતાના પિતાના મુખ તરફ એકી ટસે જોઇ રહી.

આ જોઇને રણધીરસિંહે પૂછ્યુંઃ—"બેટા સુશીલા ! રાજા ભૂપસિંહની સાથે લગ્ન કરવામાં તને હવે કાંઇ પણ હરકત નથી ને ?"

સુશીલાએ લજ્જા સહિત પોતાનું મસ્તક નમાવીને સમ્મતિ સૂચક જવાબ આપ્યો.

પિતા એ પરથી જાણી ગયો કે, ગમે તે કપટકળાથી ધૂર્ત્ત ભૂપસિંહે પોતાની કન્યા પાસે ચાલૂ લગ્નનો ઠરાવ મંજુર કરાવ્યો છે. ગમે તેમ હો, પણ જ્યારે કન્યાની ઇચ્છા તેની સાથે લગ્ન કરવાની થઇ છે, ત્યારે હવે એ વિષયમાં તેને કાંઇ પણ વાંધો ઉઠાવવાનું પ્રયોજન અથવા અધિકાર જણાયો નહિ.

ત્યાર પછી રાજા ભૂપસિંહનો હાથ ઝાલી રણધીરસિંહ તે ઓરડામાંથી બહાર ચાલ્યો ગયો.

તે દિવસેજ સુરંગપૂરના રાજદરબારમાં વરુણસિંહના ખુનના આરોપથી કિશોરસિંહના નામે એક ફરીઆદનો પત્ર મોકલવામાં આવ્યો. રાજા ભૂપસિંહે પોતે પોતાના હાથથી એ પત્ર લખાને એક વિશ્વાસુ અશ્વારોહી દૂતદ્વારા સુરંગપૂર ભણી મોકલી દીધો.

---

## અષ્ટાદશ પ્રસંગ

### કાલિદુર્ગ

નહીં વહ કૌલકા સચ્ચા હમેશાં કૌલ દે દે કર;
જો ઉસને હાથ મેરે હાથ પર મારા તો કયા મારા;
તુફંગો તીર તો જાહિર ન થા કુછ પાસ કાતિલ કે;
ઇલાહી ! ફીર જો દિલપર તાકકે મારા તો કયા મારા;

જો ફરિશ્તે કરતે હૈં, સકતા હૈ ઇન્સાન ભી;
પર, ફરિશ્તોં સે ન હો જો કામ હૈ ઇન્સાન કા;
નફસ બેમકદૂર કો કુદરત હો ગર થોડી સી ભી;
દેખે ફિર સામાન ઇસ ફરઉન બેસામાન કા;

ઉસ્તાદ જોક.

આનંદદુર્ગથી લગભગ ચાર કોશ પૂર્વ તથા દક્ષિણમાં આનંદગિરિની હારોનાં અન્યતમ શિખરના ઉપરિભાગપર મજબૂત રીતે રક્ષાયલો બીજો એક મોટો દુર્ગ કિંવા કિલ્લો નજરે પડતો હતો. વિષમ પહાડી પ્રદેશની ઉપર સ્વભાવ-શિલ્પિના સ્વહસ્તથીજ જાણે તે દુર્ગની દિવાલો મજબૂત રીતે આપોઆપ નિર્માણ થયેલી હોયની !

એમ જણાઇ આવતું હતું. કોઇ મનુષ્યના હાથથી, બનાવટી સાધનોથી એ દુર્ગનો જાણે કોઇ પણ વિભાગ સમારવામાં આવ્યો નહોતો. દુર્ગમાં દાખલ થવાનો મુશ્કેલીભરેલો માર્ગ પર્વતને કાપીને એવી રીતે તૈયાર કરવામાં આવ્યો હતો કે, ફક્ત સાધારણ છ હથિયારબંધ પુરુષો એ માર્ગમાં ઉભા રહીને સેંકડો–હજારો હથિયારબંધ હલ્લો કરવા આવનાર પુરુષોના હાથમાંથી એ કિલ્લાની સરળતાની સાથે રક્ષા કરી શકે તેમ હતા.

કિલ્લાની બહારના ભાગની પેઠે કિલ્લાની અંદરનો દેખાવ પણ ઘણોજ બિહામણો અથવા ભયંકર હતો. નિવાસગૃહ, વિલાસભવન, બેઠકખાનાં, હથિયારગૃહ, ઉપાસના મંદિર, આદિ સર્વ વિભાગો એ દુર્ગમાં આવેલા કોઇ પણ મનુષ્યને એક ભીષણ કારાગૃહનો પરિચય કરાવી રહ્યા હતા. એ સર્વ વિભાગોને પર્વતની એક એક ગંભીરતમ ગુહા તરીકે ઓળખાવવામાં આવે તો, તેમાં પણ કાંઇ અતિશયોક્તિ જેવું નથી. તેમ છતાં પણ પ્રત્યેક ગૃહને ઓસરી હતી, પ્રવેશ કરવાનું દ્વાર હતું અને દ્વારપર મજબૂત બારણાં હતાં. પ્રકાશ અને વાયુના સંચાલનને માટે પ્રત્યેક ગૃહની ઓશરી તરફ બબ્બે ત્રણ ત્રણ બારીઓ પણ રાખવામાં આવેલી જણાતી હતી. પર્વતપરથી દુર્ગમાં દાખલ થવા માટે એક કરતાં વધારે રસ્તા નહોતા; જે રસ્તેથી દુર્ગમાં દાખલ થઇ શકાતું હતું, તે પણ એટલો બધો સાંકડો હતો કે તેના પરથી એકીસાથે બે ઘોડેસ્વારો કરતાં વિશેષ સવારો જોડે જોડે જઇ શકે તેમ નહોતા.

આ પહાડી કિલ્લામાંજ મહાવીર સરદારના લૂટારાઓનો મુખ્ય અડ્ડો આવેલો હતો. આ દુર્ગમાંજ તેના બધા લૂટારાઓ એકઠા થઇ વસતા હતા. મહાવીરના ટોળામાં લગભગ બસો માણસો હતા; તેમાંના કોઇ ભીલ, કોઇ સંતાલ, કોઇ કોળી, કોઇ વાઘરી વગેરે હતા. મહાવીર અને રણવીર પોતે જાતિના ભીલ હતા. મહાવીરનું બીજું એક નામ રામુ હતું. ઘણા તેને ભીલરાવ પણ કહેતા હતા. ખરી રીતે રામૂ અથવા મહાવીરનો લૂટફાટ કરવાનો ધંધો નહોતો. તેમ છતાં પણ જેનાપર કોઇ પણ કારણવશાત તે કદાચ વિરક્ત થતો અથવા જેના તરફ તેને વિદ્વેષ ઉત્પન્ન થતો, તેનો તે પોતાનો જીવ જવા છતાં પણ ઉચ્છેદ કર્યા વિના રહેતો નહોતો. નહિ તો, ખુલ્લી રીતે રસ્તો બંધ કરી, ધાડ પાડી કિંવા કોઇ નિરપરાધી ગૃહસ્થનું સર્વસ્વ છીનવી લઇ ખજાનો તર કરવાનો તેની જિન્દગીનો હેતુ નહોતો.

રામૂ અને તેનો સમ્પ્રદાય એકાંતિક શક્તિભક્ત હતો! તેમના દુર્ગમાં-પર્વતની એક ગંભીર ગુહામાં આદ્યશક્તિ કાલિકાની એક પાષાણુમયી પ્રતિમા પણ પ્રતિષ્ઠિત હતી. રામૂ પોતે હમેશાં પોતાની અભિષ્ટ દેવીની યથાવિધિ પૂજા કરતો હતો.

આ ગુહાના એક નાના ઓરડામાં આપણી પરિચિતા દીવાનીએ ગઇ રાત્રે આવીને નિવાસ કર્યો હતો. સરદારની આજ્ઞાથી લૂટારા ટોળાંના તમામ માણુસો તેનું માન જાળવતા હતા. બપોર થતાં પહેલાંજ એક લૂટારા-અનુચરે આવીને એ ઓરડામાંજ તેને માટે રાંધવા કરવાની તૈયારી કરી આપી. અદ્‌ભુત સ્વભાવની દીવાનીએ ઘણા દિવસ પછી પોતાના હાથથી સુપકવ અને સ્વાદિષ્ટ ભોજન બનાવીને આરોગ્યું. દીવાનીએ આજ સુધી કેવળ વિના પરિશ્રમે પ્રાપ્ત થયેલાં ફળ-મૂળોનું ભક્ષણ કરીનેજ પોતાના પેટની જ્વાળાને શાંત કરી હતી.

લૂટારાના દુર્ગમાં બીજી કોઇ પણ રમણી નહોતી. રામૂ કિંવા રણુવીર એમાંથી કોઇએ પણ હજી સુધી લગ્ન કર્યાં નહોતાં. રામૂ પાલિ અને ઉર્દુ ભાષા તથા તે વખતની ચાલતી બંગાળી ભાષા પણ થોડી ઘણી જાણુતો હતો. એવું સાંભળવામાં આવતું હતું કે, રામુ જવાનીમાં રાજદરબારમાં એક સૈનિકનું કામ કરતો હતો, પણ પાછળથી પોતે દળ તથા બળ બન્નેનો સંગ્રહ કરીને સ્વાધીનતાથી લગભગ ચોવીસ વર્ષ થયાં આ દુર્ગમાં વસતો હતો. તેની પોતાની જાતિ તરફ તેનો હદ બેહદ તિરસ્કાર હતો. એ કારણુથી તેણે કિંવા તેના નાના ભાઇ આદિ કોઇએ હજી સુધી લગ્ન કર્યાં નહોતાં. સ્વજાતિના ઘરમાંથી જેને કન્યા મળે નહિ, તેને પરજાતિમાંથી એવું કોણુ હોય કે સહજમાંજ કન્યાદાન કરી શકે?

દીવાનીએ રસોઇ કરીને ભોજન કર્યું. ભોજન કર્યા પછી એકાંતમાં બેસીને તેણે ગઇ રાતના સઘળા બનાવોનો વિચાર કરવા માંડ્યો, તે વનના મધ્ય ભાગમાં આવેલો સમાધિસ્તંભ, સમાધિસ્તંભના સોપાનપર બેઠેલો તે નિશાચર, તેની કહેલી વાતો, દીવાનીએ તેને ઓળખી જવો, દીવાનીએ તેને તેનું નામ જણાવી દેવું, પરંતુ તેનાથી દીવાનીને ન ઓળખી શકવું, દીવાનીએ તેને તીવ્ર તથા કર્કશ સંભાષણુથી બોલાવવો, તેને મહા પાપી કહીને ધિક્કારવો, ત્યાર પછી તે પીળાં વસ્ત્રવાળી આકૃતિનું ઉત્પન્ન થવું, મેદાન સુધી તે આકૃતિનું પોતાની પાછળ આવવું. અકસ્માત્ તેનું અદશ્ય થવું; મેદાનમાં બેભાન થઇ પડેલા રામૂ સરદારની સાથે

મેળાપ થવો, ઔષધ સુંઘાડી તેને શુદ્ધિમાં લાવવો, ત્યાર પછી તેની સાથે તેના દુર્ગમાં આવવું, વગેરે બધા બનાવોને એક પછી એક સ્મરણમાં લાવી તે સંબંધમાં ઘણા ઘણા વિચારો કરી દીવાની પોતાના મનમાં ને મનમાંજ બોલી ઉઠીઃ–"હું અહીં શા માટે આવી ?" આમ કહીને તેણે આખા ઓરડામાં દૃષ્ટિ ફેરવી જમીન પર પગ પછાડી ફરીવાર મનમાં ને મનમાંજ કહેવા માંડ્યુંઃ—

"હા, હું આ પહાડી ગુફામાં આવી ખરી ! પણ શા માટે આવી ? આ આશ્રય મળશે એમ ધારીને આવી ? વગર મહેનતનું અનાજ મળશે એટલા માટે આવી ? ના—અહીં મારે હવે એક ક્ષણ પણ રહેવાની આવશ્યકતા નથી. કોઇનો પણ આશ્રય લીધા સિવાય તે ભયંકર પહાડમાં વરસાદના પાણી તથા કંદમૂળ પર રહી, મારા હાથથી થયેલી અક્ષમ્ય ભૂલનું પ્રાયશ્ચિત કરવાની મેં પ્રતિજ્ઞા કરી નથી ? પણ હું અહીં આવી શા માટે ? મારૂં અહીં આવવાનું કાંઈ પણ ગુપ્ત કારણ હોવું જોઇએ. મારી પ્રતિજ્ઞાનું કાંઇ પણ કાર્ય અહીં પૂર્ણ થઇ શકશે, એવું મને મારૂં મન વારંવાર કહ્યા કરે છે. હવે મારે એ કારણ શોધી કાઢવું જોઇએ, પરંતુ આ સ્થળની સાથે મારો શો સંબંધ છે ? મને અહીં કાંઇ પણ સમજાય તેમ નથી ? મારા જીવનમાં હવે મને બીજી કશી પણ આશા કે વાસના રહી નથી. જે દિવસે ભગવાન મારી ઇચ્છાને તૃપ્ત કરશે, તે દિવસથીજ હું જીવન ધારણ કરીશ. સુખ કે ભોગનું મને શું પ્રયોજન છે ? સુખ ભોગવવા માટે તો મેં કાંઇ જન્મ ધારણ કર્યો નથી. તો પછી મારો આવો નિગ્રહ શા માટે–"

આમ કહેતી કહેતી દીવાની ઊઠી ઉભી થઇ અને ઓરડામાંથી બહાર નીકળી સીડીની સહાયતાથી છેવટે પહેલા માળપર ઉતરી આવી. દસ્યુદુર્ગના સ્હામેના મહેલનો પહેલો માળ ઉતરીને સીડીના દરવાજાની એક બાજુ પર ઉભી રહી દીવાનીએ એકવાર ચારે તરફ જોઇ જોયું કે, કઇ બાજુએથી બહાર નીકળી શકાય તેમ છે. કારણ કે, એ સીડીઓની પાસે આવી તે બન્ને દિશામાં બે માર્ગને જુદા જુદા જતા જોઇ શકી. એક માર્ગ દક્ષિણ દિશામાં જતો હતો અને બીજો ડાબી બાજુએ થોડેક દૂર ગયા પછી બીજી એક ગુહાના દરવાજા સાથે મળી જતો હતો.

દીવાની પાંચ સાત મિનિટ સુધી વિચાર કર્યા પછી તે ડાબી બાજુ વાળા રસ્તા પરથીજ ચાલવા માંડી, થોડેક દૂર ચાલ્યા પછી તરતજ તે તે ગુહાના દ્વાર પાસે આવી પહોંચી. દીવાનીએ જોયું કે,

ગુહાનું દ્વાર અર્ધું ઉઘાડું છે અને તેમાં નીચે ઉતરવા માટે એક પત્થરની બનાવેલી સીડી પણ તૈયાર છે.

અજાયબી, પામી કૌતુહલવશ થઇ દીવાની તે પત્થરની સીડી પરથી નીચે ઉતરવા લાગી. ફક્ત થોડાંક પગથીયાં સુધી નીચે ઉતર્યા પછી, તેના સાંભળવામાં આવ્યું કે, ગુહાની નીચેના વિભાગમાં બે વ્યક્તિઓની વચ્ચે જાણે ખૂબ વાદવિવાદ ચાલી રહ્યો છે. એક જણ જાણે કઠોર અવાજથી મોટી મોટી બૂમો મારી બીજા એક જણને ધમકાવી ધમકાવી ને કાંઇક કહી રહ્યો છે. આ સાંભળીને દીવાની ત્યાંજ થોભી ગઇ, ત્યાંથી હવે નીચે ઉતરી નહિ; તે સ્થળેજ ઉભી રહીને તે રૂંધાયલા અવાજથી તેમની વાતચિત સાંભળવા લાગી. દીવાની જે એકાદ બે વાતોને સાંભળી શકી, તે પરથી તેની અજા-યબી વિશેષ વધી પડી. થોડી વાર પછી તેણે પાછું સાંભળ્યું કે; ઝણુ ઝણુ શબ્દથી જોરપૂર્વક દ્વાર બંધ કરીને કોઇ ઉપર ચઢવા માંડયું છે. ત્યારે દીવાની ત્યાં ઉભી રહેવાનું અનુચિત ધારીને એકદમ ઉતાવળી ઉતાવળી દક્ષિણ દિશાના માર્ગ પર આવી માર્ગ તરફની તે સીડીના ઓથમાં જઇને છુપાઇ ગઇ, થોડી વાર પછી તેણે જોયું કે, રામુ સરદારે ગુહાની તે સીડી પરથી બહાર આવી સીડીના જિનાના દરવાજા પર તાળું વાસી દીધું અને ગુહાની બહાર આવી ગુહાના દ્વારને પણ ફરીવાર બંધ કરી દીધું. આ બધું કામ પતાવીને તે પાછો દુર્ગની બહાર ચાલ્યો ગયો. દીવાનીએ આ બધો બનાવ જોઇને વિચાર્યું કે, લૂટારાના આ કિલ્લામાં જરૂર કોઇ કેદી કેદ થયેલો છે. લૂટારાઓએ અવશ્ય કોઇને પકડી લાવીને બન્દીવાન રૂપે પોતાના આ ભેદી ભોંયરામાં કેદ કર્યો છે.

રામુના ચાલ્યા જવા પછી દીવાની ગુપ્ત સ્થાનમાંથી બહાર નીકળીને ધીમે ધીમે એકવાર દુર્ગના દ્વારપર આવી પહોંચી. દુર્ગના દ્વારપર દુર્જાતમણિ, વિજયમણિ અને બીજા બે ચાર લૂટારા—અ-નુચરો બેઠા હતા. દીવાનીને જોઇને તેમણે સર્વેએ એક પછી એક પ્રણામ કર્યા. લૂટારાઓમાં એક સંસ્કાર જન્મ્યો હતો, કે એ દીવાની ડાકિની છે; માટે તેને ભય કિંવા ભક્તિથી માન ન આપવાથી, તે કદાચ તેને ખાઇ જશે. તેઓ એમ પણ જાણતા હતા કે, ડાકિનીઓ ધારે તો, સંભવિતને અસંભવિત અને અસંભવિતને સંભવિત કરી શકે છે; ઘણાઓની માન્યતા એવા પ્રકારની હતી કે; ડાકિનીની ઇચ્છામાં આવે તો તે લોકોનું ભલું પણ કરી શકે છે અને વળી

જો કોઇના પર તે ક્રોધે ભરાય, તો તેનો સર્વનાશ પણ કરી શકે છે. આ અંધ વિશ્વાસને આધીન થઇને તમામ લૂટારાઓ દીવાનીથી ડરતા હતા. વળી ખાસ કરીને, દુર્જાતમણિનો ભય સહુથી વિશેષ હતો; તે સર્વનાથી વધારે ડરતો હતો. તે દીવાનીને જોતાંની સાથેજ ઘુંટણુમંડીએ તેના પગ પાસે બેસી ગભરાટથી પ્રણામ કરી તેના ચરણની રજને પોતાના મસ્તક પર ચઢાવતો હતો. દીવાનીએ પોતાના મનમાં શું ધાર્યું, હસીને શો શાપ આપ્યો, તે તો અમો બરાબર કહી શકતા નથી; પરંતુ મુખથી દુર્જાતમણિને થોડા સમયમાંજ રાજપદ પર પ્રતિષ્ઠિત થવાની કામનાથી તેણે અનેક આશીર્વાદ આપ્યા.

દીવાની જ્યારે દુર્ગના દ્વાર પર એ કેટલાક લૂટારાઓની પાસે આવી ઉભી રહી, ત્યારે તેઓ કિશોરસિંહની ચાલૂ અવસ્થાના સંબંધમાં ચર્ચા ચલાવી રહ્યા હતા. ગયા દિવસના પહેલાંના દિવસે કિશોરસિંહ જે ખૂનના આરોપથી આરોપી થઇને, કેદખાનામાં પડ્યો હતો, એ બાબતમાં દીવાની કશું પણ જાણતી નહોતી. એથી લૂટારા–અનુચરોના મુખથી એ વાત સાંભળીને તેનું અંતઃકરણ એકાએક વ્યાકુળ થઇ ઉઠયું. વિસ્મયસહિત દીવાનીએ દુર્જાતમણિને સંબોધીને પૂછ્યું:–"તમો શી રીતે વાતો કરતા હતા ?"

દુર્જાતમણિએ જવાબ આપ્યોઃ–"અમારા હાથમાંથી જે સુશીલાને છોડાવીને ન્હાસી ગયો હતો, તે કિશોરસિંહે રણધીરસિંહના પુત્ર વરુણસિંહને મારી નાખ્યો છે, અને એથી એ અત્યારે ખૂનનો આરોપી ઠરી કેદ થયો છે. હવે પછી એનો ઇન્સાફ થશે અને એ ઇન્સાફમાં એને ફાંસીને સજા મળશે."

દીવાનીએ અત્યંત આતુરતાથી પૂછ્યુંઃ–"એ વાત તારા જાણવામાં ક્યાંથી અને શી રીતે આવી ?"

દુર્જાતમણિએ જવાબ આપ્યોઃ–"અમારા સરદાર ગઇ કાલે રાત્રે ગામમાંથી એ સમાચાર સાંભળી આવ્યા છે અને તેમણેજ મને એ વાત જણાવી છે."

"કિશોરસિંહે વરુણસિંહનું ખૂન શા માટે કર્યું ?" વૃદ્ધ દીવાની દુર્જાતમણિની વાત સાંભળીને ચમકી ઉઠી. તેણે પોતાની આવરી-બાવરી નજર ચારે તરફ ફેરવી અને એકદમ કર્કશ સ્વરથી તાડૂકીને પૂછ્યું:–"શું ખરેખર વરુણસિંહનું કિશોરે ખૂન કર્યું છે ? શા માટે ખૂન કર્યું છે ? ખુન કરવાનું કાંઇ કારણ ?"

"કહું છું–કહું છું." તેની તે ચમત્કારિક મુદ્રા જોઇને દુર્જા-

તમણિ ગભરાયો. તેના શરીરમાં વારંવાર પિશાચનો સંચાર થઇ આવે છે, અથવા તેણે અત્યારે ડાકિણીનું સ્વરૂપ ધારણ કરી લીધું છે, એવું તેના મનમાં જણાવા લાગ્યું. તે ભયનો માર્યો કંપતો કંપતો બોલ્યો કેઃ—" આ કાલની વાત છે. કાલે તે અને સુશીલા—તે તરુણી પહાડના એકાંત ભાગમાં વાતચીત કરતાં વરુણસિંહની નજરે પડ્યાં હતાં. એથી વરુણસિંહ કિશોરસિંહ ~~ઉપર~~ ઘણોજ ક્રોધિત થયો હતો અને તેણે તેને ન કહેવાનાં વચનો પણ કહી સંભળાવ્યાં હતાં. એ વચનો ન સહી શકવાથી કિશોરસિંહે પોતાની તલ્વાર ઉપાડી હતી. ત્યાર પછી સુશીલા પોતાની દાસી સાથે મહાલય તરફ પાછી ફરી હતી. તેના ગયા પછી ઘણી વારે કિશોરસિંહ પણ મહાલયમાં ચાલ્યો ગયો હતો. પણ તે વખતે તેના પોશાક પરથી મહાલયના મંડળને તેના પર શક પેદા થયો."

" શો શક પેદા થયો હતો ? " દીવાનીએ ઉત્કંઠાથી પૂછ્યું.

" તેના પોશાક પર બધે લોહીના દાગ પડ્યા હતા. તેની તલ્વાર તેણે ભાંગી નાખી હતી. તેનો ચહેરો નિસ્તેજ જોવામાં આવતો હતો. તે ઉપરાંત, ત્યાં સુધી કુમારનો કશો પત્તો મળ્યો નહોતો. તેથી તેણેજ તેનું ખૂન કર્યું છે, એવું તેમને જણાઇ આવ્યું હતું. થોડી વારમાં એક સૈનિકે આવીને તેની ભાંગેલી તલ્વાર રજૂ કરી હતી તથા નદીના કિનારા પર લોહીની એક મોટી પાટ ભરાવાની પણ તેણે ખબર આપી હતી—"

દીવાની મનમાં ને મનમાંજ એકાએક ચમકી ઉઠી અને તેણે દુર્જાતમણિની વાતને અટકાવીને અજાયબીથી પૂછ્યુંઃ—

" કિશોરસિંહને રણધીરસિંહે ક્યાંથી અને શી રીતે મેળવ્યો હતો, તે જાણે છે કે ? "

દુર્જાતમણિએ કહ્યુંઃ—" ના, હું વિશેષ જાણતો નથી. પણ જ્યાં જે કાંઇ બને છે, આખા દેશમાં જે કાંઇ નવી વાત જાહિર થાય છે, તે સહુથી પહેલી અમારા સરદારના જાણવામાં આવ્યા વિના રહેતી નથી. વળી અમારાથી તે કોઇ વાત તદ્દન છાની હોતી હશે કે ? "

દીવાનીએ પૂછ્યુંઃ—" ત્યારે શી રીતે મેળવ્યો હતો ? "

દુર્જાતમણિએ જવાબ આપ્યોઃ—" રણધીરસિંહના લગ્નના દિવસે રાત્રે ભંડારગૃહની અંદર કોણ જાણે કોણ આવી એક બે માસના બાળકને મૂકીને ન્હાસી ગયું હતું. તે બાળકને તેણે પાળી પોષીને મોટો કર્યો અને ત્યારથીજ તે કિશોરસિંહ તરીકે ઓળખાવા લાગ્યો.

દીવાનીએ પૂછ્યુંઃ—"રણધીરસિંહનું અસલ ઘર ક્યાં છે?"

દુર્જતમણિએ જવાબ આપ્યોઃ—"શંકરપૂરમાં, મોટી નદીના કિનારા પર તેમનું મોટું મકાન છે. તેઓ ત્યાંના રાજા તરીકે પણ ઓળખાય છે."

"શંકરપૂરમાં! મોટીનદીના કિનારાપર?" અજાયબીની સાથે, ઉદ્વેગની સાથે દીવાનીએ આ બેચાર વચનો ઉચ્ચારીને થોડીવાર સુધી કાંઇક વિચાર કરીને એક ઊંડો નિઃસાસો મૂક્યો. દીવાનીનું આખું શરીર જાણે એકાએક કંપી ઉઠયું. તેના હૃદયમાં જાણે કોઇએ એકાએક સોયની અણી ઘોંચી દીધી. કોઇ એક અતીત સ્મૃતિના તીવ્ર દંશ- ૧
નથી તેનું ઉન્માદ હૃદય વ્યથિત થઇ ઉઠયું. દીવાનીની આંખમાં આંસુના બેચાર બિન્દુઓ પણ ઝળકી ઉઠયાં.

દુર્જતમણિએ દીવાનીના દેહમાં તથા મનમાં આવું આકસ્મિક પરિવર્તન થયેલું જોઇને ગભરાટથી તેને કારણ તેનું પૂછ્યું. પરંતુ દીવાની તરતજ આત્મસંયમ કરીને, તેવા મનોભાવને દબાવી દઇને બોલી કેઃ—"આંખો આગળ શું એકાએક તરી આવ્યું? ના—ના—સરી ગયું છે. એ કશું પણ નથી. તું જે કાંઇ બોલતો હતો, તે ખુશીથી બોલવા માંડ. તું આજે મને જે હકીકત સંભળાવી રહ્યો છે, તે બદલ હું ત્હારો જેટલો આભાર માનું તેટલો ઓછો છે."

દુર્જતમણિએ ફરીવાર પોતાની વાતને શરૂ કરી કહ્યુંઃ—"હા, સાંભળો, વરુણસિંહ કિશોરસિંહને પોતાની બહેનની સાથે મુલાકાત કરતો જોઇને એકદમ આગની પેઠે સળગી ઊઠયો. કિશોરસિંહને અનેક ગાળો ભાંડી તેણે તરતજ તેને મહાલય તરફ રવાના કરી દીધી. ત્યારપછી કિશોરને ઘણાં ઘણાં કઠોર વચનો સંભળાવતો તે નદી તરફ ચાલ્યો ગયો, કિશોર તેના પહેલાંજ નદી ભણી ચાલ્યો ગયો હતો. ત્યારપછી રણધીરસિંહને તેનાપર શક આવવાથી તેને કેદ કર્યો, એ વાત તો મેં તમને આ પહેલાંજ જણાવી દીધી છે, એટલે હવે એને ફરીવાર કહેવાની જરૂર રહેતી નથી."

દુર્જતમણિના મુખથી આ બધી હકીકત સાંભળીને દીવાનીનું હૃદય અત્યંત વ્યાકુળ થઇ ઊઠયું. તે, ત્યાં આગળ, હવે એક ક્ષણ માત્ર પણ ન રોકાતાં લૂંટારાઓના જે ઘરમાં તેણે ગઇ રાત્રિ વીતાડી હતી, તે ઘરતરફ ધીમે ધીમે પાછી આવવા માટે ચાલી નીકળી. પણ જે માર્ગદ્વારા એ ગૃહમાં આવી શકાતું હતું, તે માર્ગે ન આવતાં તે

ભૂલની મારી બીજા રસ્તાપર ચઢી જવાથી છેવટે લૂટારાઓના રસો-ડાના દ્વારપાસે આવી ઉભી રહી. રસોડાના દ્વારપર આવીને દીવાનીએ સાંભળ્યું કે, અંદરથી કોઇ એક વ્યક્તિ બોલી રહી છેઃ—

"અરે હવાથી ભાંગેલી તલ્વારને હવે શું બાકી ખાવી છે ?"

આ વાત સાંભળતાંની સાથેજ દીવાની દ્વારની એક બાજૂએ આવીને ચૂપચાપ ઉભી રહી. એવામાં બીજી એક વ્યક્તિએ કહ્યું કેઃ—"જોને, સુબુદ્ધિ ! આનાથી હવે વાર કરી શકાય તેમ નથી."

પહેલા વક્તાએ કહ્યુંઃ—

"મોટા મોટા વાંદરનાં મોટાં મોટાં પેટ;
લંકા દ્વિપમાં જાતાં મુંડ પડી હેઠ."

ખાલી ખાતાંજ આવડે છે ? શરમ છે, તને ઘણીજ શરમ છે."

આમ કહીને તે વ્યક્તિએ એક હથિયારથી મુએલા જંગલી વરાહના ગળામાંથી એક મોટી તલ્વારની ભાંગેલી મુઠને જોરથી બહાર ખેંચીને દરવાજા બહાર ફેંકી દીધી. ભાંગેલી તલ્વારની મુઠ જોઇને દીવાની એક જાતની હદ-બેહદ અજાયબીને આધીન થઇ ગઇ. તેણે તે તલ્વારની મુઠને ઉપાડીને છૂપી રીતે પોતાના વલ્કલના પોશા-કમાં રાખી દીધી અને તરતજ તે ત્યાંથી પાછી દુર્ગના દ્વાર તરફ પાછી ફરી. દીવાની હજી દરવાજા પાસે પહોંચી નહતી, એવામાં રામૂ સરદારની સાથે તેની મુલાકાત થઇ. દીવાનીને જોઇને રામુએ હસીને કહ્યુંઃ—"કેમ દીવાની માતા ! તને અહીં કાંઇ દુઃખ તો નથી થતું ને ?"

દીવાનીએ જવાબ આપ્યોઃ—"ના, ભાઇ, મારે વળી દુઃખ શાનું ? તને આશીર્વાદ આપું છું કે, તું રાજા થા."

સરદાર ભીલરાજ કિંવા રામૂએ કહ્યુંઃ—"માતા તારા આશીર્વા-દથી અમો અત્યારે પણ રાજવંશી સુખ ભોગવી રહ્યા છીએ. પણ, તું અત્યારે આમ ક્યાં ગઇ હતી ?"

દીવાનીએ જવાબ આપ્યોઃ—"હું તમારૂં રસોડું જોવા ગઇ હતી."

ભીલ સરદારે કહ્યુંઃ—"આ તારૂંજ ઘર છે. તારી ઇચ્છામાં આવે ત્યાં તું ખુશીથી ફર્યા કર. કોઇ તને કાંઇ પણ કહેશે નહિ."

આમ કહીને રામુ સરદાર દુર્ગના દ્વાર પાસે જઇ દુર્જનમણિને નજીકમાં બોલાવી તેના હાથમાં એક ચાવીનો ઝુમખો આપી તેને કાનમાં ને કાનમાંજ કાંઇક કહીને બહાર ચાલ્યો ગયો. દીવાનીએ જોયું કેઃ એ ચાવી વડેજ રામૂએ થોડી વાર પહેલાં દસ્યુદુર્ગના ભોંયરામાં ઉતરવાની સીડીના દરવાજા પર તાળું વાસ્યું હતું.

એ બનાવ જોઇને દીવાનીની તાજુબી વિશેષ વધી પડી. તે ત્યાર પછી પોતાના પૂર્વે જણાવેલા ઓરડામાં પાછી આવી અને પોતાની બનાવેલી પથારી તળે તે ભાંગેલી તલ્વારની મુઠને કાળજીથી છૂપાવી રાખીને તે સ્થળેજ બેઠી બેઠી પોતાના મનમાં કિશોરસિંહની વર્તમાન સ્થિતિના સંબંધમાં ઘણા ઘણા વિચારો કરવા લાગી.

---

## ઉનવિંશ પ્રસંગ

### પ્રતિમા-વિસર્જન

---

દાના ખિરમન હૈ હમેં કતરા હૈ દરિયા હમકો;
આયે હૈ જીુજ મેં નજ઼ર કુલકા તમાશા હમકો;
આન પહુંચી સર-એ ગર્દાબ ફ઼ના કિશ્તિયે ઉમ્ર;
હર નફ઼સ બાદ મુખાલિફ઼ કા હૈ ઝોકા હમકો;
હર કદમ પાંવ પૈ સર રખતે હૈં, ખાર-એ સર-એ દસ્ત;
ઐ જનૂં ! તૂને તો કાંટો પૈ ઘસીટા હમકો;
ટપકા મિજ઼ગાંસે લહૂ હોકે જિગર આખિ઼ર કાર;
એક મુદ્દતસે ઇસી ટપકે કા ડર થા હમકો;
તૂ હંસીસે ભી ન કહ મરતે હૈં હમ ભી તુમ પર;
મારહી ડાલેગા બસ રશ્ક હમારા હમકો;

એક ઉર્દુ કવિ

---

રાત્રિનો એક પ્રહર વીતી ગયો હતો. સર્વત્ર ઘનઘોર અંધકાર છવાઇ ગયો હતો.

પ્રિય પાઠક ! ચાલો, આપણે હવે એક વાર ઘણા સમય થયાં ભૂલી ગયેલા કથાના નાયક કિશોરસિંહની, આનંદપૂરના અંધકારમય કારાગૃહમાં જઇને એકવાર મુલાકાત લઇ આવીએ.

આનંદ-દુર્ગના તે ભીષણ નિર્જન કારાગૃહમાં કિશોરસિંહ એકલો ટહેલી રહ્યો હતો. તેના બન્ને હાથ એકી સાથે છાતી સાથે જકડાયલા હતા, મસ્તક નીચું નમેલું હતું, અંતઃકરણ ગયા આઠ પ્રહરની એ કલ્પનામાં પણ ન આવી શકે તેવી ચિંતાના પ્રવાહમાં ડુબી ગયું હતું. દરવાજાની સ્હામેના એક ખૂણામાં પાણીનો ઘડો તથા બીજી એક થોડા ઘણા ઘાસ વાળી ઘાસની પથારી જોવામાં આવતી હતી. નજીકમાં દીપદાનીમાં એક ઝાંખો દીવો ધીમો ધીમો સળગી રહ્યો હતો.

કારાગૃહનાં દ્વાર, અર્ગલથી, શૃંખલાથી અને તાળાંથી મજબૂત રીતે બંધ હતાં. દરવાજાની સ્હામે એક ઘણીજ નાની બારીને લોઢાના મજબુત સળીયાથી જડેલી હોઇને, હવા આવવા માટે ખુલ્લી રાખવામાં આવી હતી. કોઇ પણ મનુષ્ય કોઇ પણ પ્રકારે કારાગૃહમાંથી ન્હાસી છૂટે, એવો કશો પણ ઇલાજજ નહોતો. કિશોરસિંહ વીતેલા બનાવોની ઘોર ચિંતામાં જ નિમગ્ન થઇ ગયો હતો. કારાગૃહમાંથી ન્હાસીને પોતાનો બચાવ કરવાની તેને બિલ્કુલ કલ્પના પણ આવી નહોતી; તેના મનમાં તેવા વિચારનો ઉદય પણ થયો નહોતો.

ધીમે ધીમે રાત્રિનો એક પ્રહર અને દશ પંદર પળ વીતી ગઇ. એ સમયે કિશોરસિંહ પોતાના કારાગૃહ તરફ કોઇના પગલાનો અવાજ આવતો સાંભળી શકયો. એથી તેને અજાયબી થવા લાગી. કારણ કે, હજી પાંચ છ કલાક પહેલાંજ કારારક્ષક દોલતસિંહ આવીને તેને ખોરાક તથા પાણી આપીને રાત્રિને માટે વિદાય લઇ ચાલ્યો ગયો હતો. રાજાની આજ્ઞાથી દોલતસિંહના ઉપર તેની સંભાળ રાખવાનો ભાર સોંપવામાં આવ્યો હતો.

દોલતસિંહ દિવસમાં ફક્ત એકવાર સાંઝે તેને ખાવા પીવાનો બંદોબસ્ત કરાવી આપવા માટે આવતો હતો. આજે પણ આવીને ચાલ્યો ગયો હતો, તો પછી અત્યારે ફરીવાર કોનાં પગલાંનો અવાજ આવ્યો ?

કિશોરસિંહ આ પ્રમાણે વિચારી રહ્યો હતો, એવામાં લોઢાના દરવાજાનાં મોટાં કમાડ એક બે ઝણુ ઝણુ શબ્દની સાથે ઉઘડી પડયાં. કિશોરસિંહે જોયું કે, રાજા ભૂપસિંહ તે કારાગૃહમાં દાખલ થયો છે. તેના કારાગૃહમાં દાખલ થતાંની સાથેજ કારાદ્વાર બહારથી ફરીવાર બંધ થઇ ગયાં. એ પરથી અનુમાન થયું કે, રાજા એકલો આવ્યો નથી, તેની સાથે કોઇ અનુચર પણ છે.

રાત્રિના લગભગ બીજા પ્રહરને સમયે તેના કારાગૃહમાં રાજા ભૂપસિંહને અચાનક—અકસ્માત આવેલો જોઇને કિશોરસિંહ આશ્ચર્ય ચકિત પણ થયો, આશંકિત પણ થયો. તેણે વિચાર્યું કે, તેના ભાગ્યમાં ફરીવાર કાંઇ નવી આફત આવી પડી છે.

રાજા ભૂપસિંહે ગૃહ મધ્યે પ્રવેશ કરી ધીરે ધીરે કિશોરસિંહને સંબોધીને મૃદુ સ્વરે કહ્યું:—“ તું, જણાય છે કે, આવા સમયે મને અહીં આવેલો જોઇને અજાયબ થયો હશે! પરંતુ મિત્રભાવેજ હું તારી પાસે આવ્યો છું. મારી વાત સાંભળવાથીજ હમણાં તું બધું જાણી શકીશ.”

રાજા ભૂપસિંહની આ વાત સાંભળીને કિશોરસિંહને વિશેષ આશ્ચર્ય ઉત્પન્ન થયું. તેના દુર્ગમાં આવ્યા પછી તેની સાથે કિશોરસિંહનું હજી સુધી ભાષણ થયું નહોતું, તેથી રાજાના સ્વભાવનો તેને પરિચય નહોતો. રાજાની વાતથી આપણા નવીન યુવકના હૃદયમાં આશાનો સંચાર થયો. યુવકે માનસહિત કહ્યું:–"આપ જ્યારે અનુગ્રહ કરીને મારા મુખથી સાંગોપાંગ સમસ્ત વાત સાંભળવા આવ્યા છો, ત્યારે અવશ્ય આપે મારા એક ખરા મિત્રનુંજ કાર્ય બજાવ્યું છે. પરમાત્મા અવશ્ય એનો પુરસ્કાર આપશે."

"ના, એ સઘળી વાતો અત્યારે સાંભળવાની મને જરા પણ ફુરસદ નથી." કિશોરસિંહની વાર્તાનો રાજા ભૂપસિંહ આવો ઉત્તર આપીને ફરીવાર કહેવા લાગ્યો:—

"પરંતુ જે કાંઇ કહીશ અને જે કાંઈ હશે, તે સર્વ આ રાત્રે અને આ ઘડીએજ ખતમ કરવું પડશે. હું તારો ઇન્સાફ કરવા આવ્યો નથી, તારા ઇન્સાફકર્તા તરીકે પણ આવ્યો નથી. તારા બન્ધુ ભાવેજ આવ્યો છું. જેણે મને આ કામે તારી પાસે મોકલ્યો છે, તેનું નામ સાંભળીનેજ તને બધી ખાત્રી થઇ આવશે."

રાજા ભૂપસિંહની આ છેવટની વાત સાંભળીને એવી દિલગીરીમાં પણ કિશોરસિંહનું હૃદય જાણે આનંદથી નાચી ઉઠયું. તે સારી રીતે સમજી ગયો કે, કોનું નામ તેઓ તેના કાને સંભળાશે. તેમ છતાં પણ તેણે અત્યંત ઉત્સુકતાથી પૂછ્યું:–"તમને કોણે મોકલ્યા છે?"

"જાગીરદારકન્યા સુશીલા–સુંદરીએ તારી પાસે મને મોકલ્યો છે." આમ કહીને રાજા ભૂપસિંહે કિશોરસિંહના મુખ તરફ એકવાર તીક્ષ્ણ દૃષ્ટિપાત કર્યો.

પોતાની આરાધ્ય દેવીનું નામ સાંભળતાંજ કિશોરસિંહ ચમકી ઉઠયો. તે આલ્હાદથી–ઉત્સાહથી બોલી ઉઠયો:–"ત્યારે સુશીલાએ મારી નિર્દોષતાનું કાંઇ પ્રમાણ મેળવ્યું છે? મહારાજ! શું તેને ખાત્રી છે કે, હું તદ્દન નિર્દોષ છું."

"તે કાંઇ મને કહ્યું નથી. તેમ છતાં પણ ખરી વાત તો એ છે કે, તે તારા ભલાની હમેશાં ચાહના રાખે છે. જો, આ તેનાજ હાથનો લખેલો પત્ર છે, તે વાંચવાથી તને બધું જણાઇ આવશે!"

અધીરતાની સાથે કિશોરસિંહ બોલી ઉઠયો:–"સુશીલાએ મને પત્ર લખ્યો છે? આપ લઇ આવ્યા છો? આપો પ્રભુ! એ પત્ર મને સત્વર આપો; વિલંબ ન કરો."

આમ કહીને ઉત્સાહ, આનંદ તથા આગ્રહસહિત કિશોરસિંહે પોતાનો હાથ લંબાવ્યો.

રાજા ભૂપસિંહે પોતાના ખીસામાંથી એક પત્ર બહાર કાઢી કિશોરસિંહના હાથમાં આપ્યો. કિશોરસિંહ અત્યંત આગ્રહપૂર્વક તરતજ પત્ર ઉઘાડીને વાંચવા લાગ્યો. પત્રમાં લખ્યું હતું કે:—

"કિશોરસિંહ!

દૈવયોગે આપણા બન્નેનો સઘળો સંબંધ તૂટવા બેઠો છે. આપણો પરસ્પરનો પ્રેમ, ભગવાનને રૂચ્યો હોય, તેમ જણાતું નથી. હવે હુ સમજી શકી છું કે, મારા સ્નેહશીલ પિતાથી સ્વતંત્ર થઇને મેં ક્યાં સુધી અન્યાય કર્યો છે. બધી બાજૂનો બરાબર વિચાર કરીને મેં આનંદપૂરની રાણી થવાનો સ્વીકાર કર્યો છે. હું એ વિષયમાં સંપૂર્ણ સમ્મત પણ થઇ ચુકી છું. પરંતુ, તેમ છતાં પણ આ જગતમાં તારી વિપત્તિને અથવા તારા અહિતને હું કદાપિ જોઇ શકું તેમ નથી. રાજા ભૂપસિંહ તને જેમ કહે, તેમ કરવાની અથવા તે ઉપાય પ્રમાણે ચાલવાની હું તને ભલામણ કરૂં છું. તેમના કહેવાના આશયને સારો કે બુરો ન ગણતાં તરતજ સ્વીકારી લઇશ, તો તું અવશ્ય તારાપર આવી પડેલી આપત્તિમાંથી મુક્ત થઇ શકીશ. બસ, મારી આટલીજ તને છેવટની ભલામણ છે. મારા આગ્રહ—અનુરોધ અને પ્રાર્થનાથી રાજા ભૂપસિંહ આ કાર્ય કરવાને કબૂલ થયા છે. માટે તેમનાં વચનોની અવહેલના કરીશ નહિ. તારી આપત્તિથી, તું મને અકારણ મહા કષ્ટનું કારણ ઉપસ્થિત કરીશ નહિ. મને જો તું ચાહતો હોય, તો મારી આ છેલ્લી ભલામણને મંજૂર રાખજે. વળી ભવિષ્યમાં આપણાં ભાગ્ય પ્રસન્ન થઇને આપણી પરસ્પર મુલાકાત કરાવશે, તો તું પણ મને ઓળખીશ નહિ, હું પણ તને ઓળખીશ નહિ. એથી વિશેષ બીજું શું કહું?—વિદાય."

"શ્રીમતી સુશીલા."

કિશોરસિંહ પણ માત્ર એકવાર દૃષ્ટિપાત કરતાજ એ ભયાનક પત્રનો મર્મ જાણી ગયો. ખૂની આસામીને વધભૂમિમાં લાવવાથી, તે જેવી રીતે ક્ષણમાત્ર નજર ફેરવતાંની સાથેજ તેના ભાગ્યમાં જે ઘટના ઘટવાની હોય છે, તે સર્વને જાણી શકે છે, તેવીજ રીતે કિશોરસિંહ પણ સુશીલાના તે ભયંકર પત્ર તરફ માત્ર એકવાર આદિથી અંત સુધી નજર ફેરવીને જાણી ગયો કે, તેના જીવનની સર્વ આશાઓ એકી સાથે પલટાઇ ગઇ. જે આશાથી આશ્વાસિત થઇને આજ સુધી

તે આટલું બધું અપમાન—આટલી બધી લાંચ્છના અને આવા હીન-ભાવની ઉપેક્ષા કરીને, આટલી બધી યંત્રણા અને આટલાં બધાં કષ્ટ સહન કરતો આવતો હતો, આ પત્રપરથી આટલા દિવસે તે જાણી શક્યો કે, તેની તે આશાલતા સુકાઇ ગઇ. તે જાણે સ્વર્ગના ઉચ્ચતમ પ્રદેશપરથી એકદમ રસાતળના ગંભીર ગર્ભમાં ગબડી પડયો. પત્રનો સમસ્ત મર્મ જાણીને ઉન્માદનયને રાજા ભૂપસિંહ પ્રતિ એકી-ટસે કેટલીક વાર સુધી જોયા પછી, બન્ને હાથથી પત્રના ટુકડેટુકડા કરી તે વિકટ અને તીવ્ર કંઠથી બોલી ઉઠયોઃ—

"હા ભગવાન! ત્યારે શું સુશીલા મને અપરાધી ધારે છે? ઓહો! એકવાર જો હું તેને મળી શક્યો હોત, તો હું તેના બન્ને પગ પકડીને બધી વાત કહી સંભળાવત. પ્રભુ! રાજન! આપ જો બંધુભાવે આવ્યા હો—"

"તેમજ છે—તેમજ છે! હુ મિત્રભાવેજ આવ્યો છું. એ પત્ર-પરથી તને શું એમ નથી જણાતું? હુ તારા મિત્ર રૂપેજ અહીં આવ્યો છું. પણ શાન્ત થા, કિશોરસિંહ! જરા શાન્ત થા, સાંભળ."

રાજા ભૂપસિંહનું વાક્ય પૂરૂં થતાં પહેલાંજ કિશોરસિંહ વ્યગ્રતાની સાથે બોલી ઊઠયોઃ—

"શાન્ત!" તીવ્રકંઠે કિશોરસિંહ બોલી ઊઠયોઃ—"શાન્ત! શાન્ત થવાનું કહો છો? મને? મહારાજ હવે શાંતતા ક્યાં રહી? પ્રબળ ઝંઝાવાતના તરંગોથી ઉછળતા કિનારા વગરના સમુદ્રના કિનારાપર જાઓ અને ત્યાં શાંતિના માટે પ્રાર્થના કરો; જાઓ, તે સમુદ્રને શાન્ત થવાનું કહો. આકાશમાં પ્રજવળી ઉઠેલી વીજળીના ગગડાટને શાંત થવાનું કહો, પણ કૃપા કરીને મને તેમ ન કહો. મારૂં ચિંતાના દાવાનળથી સળગી ઊઠેલું અંતર હવે કોઇ પણ ઉપાયે શાન્ત થાય તેમ નથી. ક્યાંથી શાન્ત થાય? આશાના વૃક્ષ પર વજ્રપાત થયો! મારૂં સર્વસ્વ નિરાશાના સાગરમાં ડૂબી ગયું! પ્રિયા-નિષ્ઠુરા બની ગઇ! રાજન્! આપ એકવાર સુશીલાની સાથે મારી મુલાકાત કરાવી આપો! ક્ષણવારને માટે—કેવળ એક પળને માટે, આપની સન્મુખમાં મને તેની સાથે એકવાર મેળવી આપો. આપ નિકટમાં ઉભા રહી સાંભળજો, અમારી સર્વે વાતોને સાંભળજો. મારા પર આ એક ઉપકાર કરો. જે દૈવી પ્રતિમાના અનુરોધથી આપે આટલા કષ્ટનો સ્વીકાર કર્યો છે, આપને એ દેવીની દોહાઇ છે કે—"

રાજા ભૂપસિંહે કહ્યું:—"એમ બની શકશે નહિ. કિશોર! તું

શું દીવાનો બની ગયો ? રાજા રણધીરસિંહ શું ધારશે—જો તેઓ સાંભળશે કે, મેં તારી સાથે બંધુત્વભાવે મુલાકાત કરી છે, અને હું એક ખૂની આસામીના સંપર્કમાં આવ્યો છું. તો તેનું કેવું વિપરીત પરિણામ આવશે ? હતભાગી કિશોર ! મારાથી તારો આ પ્રાર્થનાનો સ્વીકાર થઇ શકશે નહિ."

"ખૂની !—આસામી !" ક્રોધથી, અભિમાનથી અને ઉન્માદના સ્વરથી કિશોરસિંહ બોલી ઉઠયોઃ—"આસામી ! ખૂની આસામી ! ના—ના, આસામી ખરો, પરંતુ અપરાધી સાબીત શી રીતે થયો ! ઇન્સાફ કર્યા સિવાય તેમજ મારા મુખથી કાંઇ પણ વાત સાંભળ્યા સિવાય મને શું બળાત્કારે કારાગૃહમાં નથી નાખવામાં આવ્યો ? આ કયાંનો ન્યાય ? ક્યાંનો ઇન્સાફ ! સ્વાર્થની શલાકાઓથી શું સર્વનાં ચર્મચક્ષુઓ ફૂટી ગયાં ? સર્વ અંધા બની ગયા ! અરે ! છેવટે મને ખૂનીના હીચકારા નામથી પણ બોલાવવાને તૈયાર થયા ? અફસોસ ! માતા મેદિની ! તું પણ આ સર્વ અત્યાચારને મૂગે મોઢે કેમ સહન કરી રહી છે ? શું જગતનો ઇન્સાફ આવો અત્યાચારી છે ! આવો જુલ્મી છે ! ભલે હોય, સત્યને અસત્યનો શો ભય છે ! સત્યનો ભાનુ અસત્યના આવરણથી કદાપિ છૂપાવાનો નથી ! રાજન્ ! શું આપ મને અપરાધી ધારો છો ?"

કિશોરસિંહના બેઉ વિશાળ નેત્રોમાંથી જાણે આગની ચિનગારીઓ વરસવા લાગી.

રાજા ભૂપસિંહે એવા ગંભીરભાવથી એક પછી એક બધી વાતો કહી સંભળાવી કે, જેથી કિશોરસિંહને સહજમાંજ અનુમાન થઇ આવ્યું કે, તેણે કોઇ પણ વિષયમાં તેનો ઉપહાસ કર્યો નથી. ખરેખર તેણે જાણે ભારી જવાબદારીને શિર પર વ્હોરી લીધી છે. એવીજ રીતે બીજી કેટલીક વાતો કહ્યા પછી તે ફરીવાર કહેવા લાગ્યોઃ—

"જો કિશોર ! મેં તો પહેલેથીજ તને જણાવી દીધું છે કે, હું તારી સાથે વાદવિવાદ કરવા માટે અહીં આવ્યો નથી. લગભગ અર્ધો પ્રહર વીતી જવા આવ્યો છે, છતાં હજી સુધી કશું પણ કામજ થયું નથી."

કિશોરસિંહે કહ્યુંઃ—"કહો, ત્યારે હવે આપનો અભિપ્રાય શો છે ? હાય ! હાય ! હું ખરો દુર્દૈવી છું—પૂર્ણ હતભાગી છું. પણ મહારાજ ! હવે આપ મને શું કહેવા માગો છો ? હવે હું અત્યારે જરા પણ ડરતો નથી. જે આશાના આધાર પર આ હતભાગી અત્યાર સુધી જીવતો હતો એ આશા પ્રદીપ જ્યારે હોલવાઇ ગયો છે,

જે પ્રેમના સુત્રને ધારણ કરી આ જીવનને આજે સુધી ધારી રાખ્યું હતું, તે સુત્ર જ્યારે કપાઇ ગયું છે, જેને પ્રાણથી પણ વિશેષ ચહાતો હતો તેજ જ્યારે ચાહવાથી વિરત થઇ છે, ત્યારે, આ હતભાગીને માટે મૃત્યુજ અધિક શ્રેયસ્કર છે !"

આમ કહેતાં કહેતાં કિશોરસિંહનો કંઠ–સ્વર ક્ષીણ થવા આવ્યો. તે કંપતો કંપતો અવસન્ન શરીરે રાજા ભૂપસિંહની બાજૂમાં બેસી ગયો.

ગંભીર સ્વરથી રાજા ભૂપસિંહે કહ્યું:–" જો કિશોર, તું સુશીલાને કદાચ ચાહતો હોય, અથવા તો તેં તેને કદાપી ચાહી હોય, તો તેથી હવે તેનું ફરમાન બજાવવામાં તું એક ક્ષણનો પણ વિલંબ ન કર. હવે સાંભળ, તેણે તને આ પ્રમાણે કહેવડાવી મોકલ્યું છે કે, તું આ રાત્રેજ અહીંથી બ્રહ્મદેશમાં પલાયન કર અને તારા શરીરને ઘોર આપત્તિમાંથી બચાવ. બ્રહ્મદેશ તરફ જવાથી તું અવશ્ય આ ભયાનક વિપદમાંથી મુક્ત થઇ શકીશ, એવી સુશીલાના મનમાં સંપૂર્ણ શ્રદ્ધા છે અને હું પણ તેને પૂરતું અનુમોદન આપું છું. જ્યારે તારા શિરપર મોતનાં નગારાં વાગી રહ્યાં છે અને તારૂં જીવન મૃત્યુના આવરણથી ઢંકાઈ જવા આવ્યું છે, ત્યારે તને તારા પ્રાણ બચાવવાની ખાતર અહીંથી ન્હાસવામાં શી હરકત છે ?"

" શું ? પલાયન કરૂં ? ચોરની કે ખૂનીની પેઠે રાજ્યની સજાના ભયથી પલાયન કરૂં ?" આમ કહી કિશોરસિંહ ક્રોધથી કુદી ઉઠેલા કેશરીની પેઠે એકદમ કૂદીને લાલચોળ આંખોથી ફરીવાર કહેવા લાગ્યો:–" પલાયન કરી હમેશને માટે ખૂની તરીકેનું બદનામ શા માટે વ્હોરૂં ? ના–ના, રાજન્ ! મારાથી એવું પાપી કર્મ કદાપિ થઇ શકશે નહિ. શું હું કાપુરુષ છું, નિર્વીર્ય છું, મારા શરીરમાં સ્વાભિમાનનો અણુ માત્ર પણ નથી કે, એવું પુરુષત્વહીન કર્મ કરવાને હું તૈયાર થાઉં ? તસ્કરની પેઠે ન્હાસીને હું મારી જનેતાની કૂખને લજાવવા માગતો નથી. આ કાચા કુંભ જેવી કાયાની આ વિશાળ વસુંધરાને શી આવશ્યકતા છે ? મારા જેવા એક મામુલી મનુષ્યના મૃત્યુથી ૩૩ કોટિ પ્રજાથી ભરેલા ભારતને શી ક્ષતિ થવાની છે ! રાજાધિરાજ ! ક્ષત્રિય વીરપુરુષ તરીકે આપ સર્વત્ર પ્રસિદ્ધ હોવા છતાં મને આવું સ્ત્રીઓચિત કર્મ કરવાની સલાહ શા માટે આપો છો ? હું વિના અપરાધે વિના કારણે જાલિમ જલ્લાદની તીક્ષ્ણ તલ્વારથી મારૂં આ મસ્તક કપાવીશ, મારા શરીરમાંથી મારી સત્યતાની ખાતર ખૂનની ધારાઓ વહાવીશ, પરંતુ ભીરુ કાપુરુષની

પેઠે ગુપ્ત રીતે પલાયન કરી મિથ્યા અપવાદથી આખી ઝિન્દગીને કદાપિ કલંકિત કરી શકીશ નહિ."

"ત્યારે સુશીલાને હું જઇને કહું કે, તું તેના અનુરોધને નાકબૂલ કરે છે, તેની પ્રાર્થનાનો અનાદર કરે છે; તેના અનુરોધ અને અનુયોગની પ્રાર્થનાવાળા પત્રના ટુકડે ટુકડા કરી તેં ફેંકી દીધા છે, પગ તળે કચડી નાખ્યા છે, છૂંદી નાખ્યા છે ?"

ધીમે ધીમે રાજા ભૂપસિંહે કિશોરસિંહને આ કેટલીક વાતો કહીને ત્યાંથી ઉઠવાને તૈયારી કરી.

"ના, ના. એ વાત આપ તેને કહેશો નહિ." મન ઉદ્વેગથી કંપતાં કંપતાં તીક્ષ્ણ સ્વરથી કિશોરસિંહે આ કેટલાંક વચનો ઉચાર્યાં.

રાજા ભૂપસિંહ કિશોરસિંહના મનના વર્તમાનભાવનો અમુક અંશે અનુભવ કરીને ધીમે ધીમે ફરીવાર કહેવા લાગ્યો:—

"જો, કિશોર ! તારા પ્રતિ જે સંદેહ ઉભો છે, તે સત્ય હો કે મિથ્યા હો, પણ તેમાંથી હવે તારો કોઇ પણ રીતે છૂટકો થાય તેમ નથી. સુશીલાનો પત્ર વાંચીને તું સમજી શક્યો હશે કે, અત્યારે પલાયન વિના આ વિપત્તિમાંથી છૂટવાનો તારા માટે બીજો એક પણ ઇલાજ બાકી રહ્યો નથી. મારી વાતપર, કિશોર, તું વિશ્વાસ કર; જો, સુશીલા આ બનાવથી એટલી બધી દિલગીર થઇ છે કે, કાલે સવારે જ્યારે તે સાંભળશે જે તેં તેની ભલામણ વાળી પ્રાર્થનાને નાકબૂલ કરી છે, તેની વાતને તેં માની નથી, ત્યારે તે પ્રાણ ત્યાગ કરશે અથવા તો દીવાની બની જશે."

"હા, ભગવાન ! છેવટે શું આમજ થયું ?" દીવાનાની પેઠે એઉ હાથને છાતી સાથે પીટીને વેલછાભરેલા અવાજથી કિશોરસિંહે આ એકાદ બે વાતો ઉચ્ચારી.

"બરાબર, એમજ થયું છે." રાજા ભૂપસિંહે કહ્યું:—"બરાબર એમજ થયું છે. હું તને વિનયપૂર્વક કહું છું કે, તું આ બધા બનાવોનો બરાબર સારી રીતે વિચાર કરી જો, કિશોર ! ધાર કે તું નિર્દોષ છે, પરંતુ દૈવયોગે તારે દોષિત કે ગુન્હેગારજ સાબીત થવું પડશે. ધાર કે તું ગુન્હેગાર છે; તો તેથી કઠિન રાજદણ્ડના હાથમાંથી શી રીતે છૂટી શકીશ ? જો, ગમે તે તરફથી હો, પણ તને પ્રાણ દણ્ડની સજા થશે, થશેને થશેજ. કોઇ પણ પ્રકારે તારો બચાવ નહિ થાય. ધાર કે, જો કે સુશીલા પિતાની આજ્ઞાને આધીન થઇને તારા પ્રેમને એકદમ વિસર્જન કરવાને લાચાર થઇ છે, તો

પણ તારૂં આવું કમોત જોવાને તે બિલકુલ રાજી નથી! જલ્લાદના કુઠારથી તારા દેહના ટુકડા થવાની વાત સાંભળીને શું તેના જેવી કોમળાંગી કામિનીના કોમળ હૃદય પર લેશ માત્ર પણ આઘાત નહિ થાય? અવશ્ય થશે. આ વાત સાંભળવાથી, તે કદાપિ જીવી શકશે નહિ. આથી કદાચ તેનો જીવ જશે અને જીવ નહિ જાય, તો તેના જ્ઞાનનો તો અવશ્ય લોપ થઇ જશે. એટલા માટેજ—એ વિચાર કરીનેજ, તેણે તને ન્હાસવાનું કહ્યું છે. પત્રમાં લખ્યું છે; મને કહેવાનું કહ્યું છે. વળી હું પણ કહું છું કે, તું ન્હાસી જા, હમણાંને હમણાંજ, અરે આ પળેજ અહીંથી ન્હાસવા માંડ. જો કિશોર! જો સુશીલાને તું બચાવવા માગતો હો, તો તેની ભલામણને, તેની નમ્ર વિનતિને કબૂલ રાખ, જો તેને જ્ઞાનશૂન્ય દીવાની થવા દેવાની તારી ઇચ્છા ન હોય, તો હમણાંને હમણાંજ અહીંથી પલાયન કર. હું તારા એ કાર્યમાં બનતી મદદ કરીશ તને કાંઈ પણ હરકત આવવા દઇશ નહિ."

ઉન્માદગ્રસ્ત રોગીની પેઠે કિશોરસિંહે નિરાશ-નયને, નિરાશ હૃદયે એકવાર ચારે તરફ નજર કરી જોયું. પછી ઉન્માદ-સ્વરથી તે બોલી ઉઠ્યો:—

"ભગવાન્! તમો મારા સાક્ષી છો, તમો અંતર્યામી છો; સઘળું જાણી શકો છો. તમો અમારાથી અગોચર છો; પરંતુ તમારાથી અગોચર કશું પણ નથી. તમો જાણો છો કે, કેવળ સુશીલાને માટેજ હું પલાયન કરવાને સમ્મત થયો છું. મારા પ્રાણની પ્રતિમા કે, જેને મેં પ્રાણના કરતાં પણ વિશેષ ચાહી છે, તેને આખી ઝિન્દગી સુધી ચહાતાં હું કદાપિ ભૂલી શકીશ નહિ, કેવળ તેના માટેજ મેં મારા નામનો આ દારુણ અને મિથ્યા અપવાદ મટાડવાની પણ કોશિશ કરી નથી. એ આશાનો પણ પરિત્યાગ કરૂં છું. કેવળ તેના માટે મિથ્યા અપવાદને પણ પગ તળે કચડીને ચાલ્યો જાઉં છું. સદ્ગતિની પ્રતિગતિથી મારા નામનું કલંક ચારે દિશામાં ફેલાઇ જાય, તેથી મને કશું પણ નુકસાન થવાનું નથી. ભગવાન શ્રી કૃષ્ણના માખણ ચોરવાના અપવાદની પેઠે, હું ભયાનક અપવાદ અને નષ્ટ ચંદ્રના સકળ કલંકને શિર પર ધારણ કરીને અહીંથી ચાલ્યું છું. હમણાંને હમણાંજ આ કારાગૃહનો ત્યાગ કરી ચાલ્યો જાઉં છું. સુશીલાના હૃદયની વેદનાને હું લેશ માત્ર પણ વૃદ્ધિંગત કરી શકું તેમ નથી."

આમ કહીને કિશોરસિંહ દીવાનાની માફક રાજા ભૂપસિંહનો હાથ પકડી ફરીવાર ઉઠીને બોલ્યો કેઃ—"ચાવો, ચાવો, આ ક્ષણેજ હું પલાયન કરીશ. મારૂં નામ, મારૂં ચારિત્ર્ય, મિથ્યા કલંકથી કલંકિત થાય, તો ભલે થાય, મને તેમાં કાંઇ પણ હાનિ થવાની નથી. સર્વસ્વ ઉત્સર્ગ કરી આ પળેજ આ સ્થળેથી હું પલાયન કરીશ.—"

આમ કહીને કિશોરસિંહ ચૂપ થયો. તેના મુખમાંથી હવે એક શબ્દ પણ નીકળી શકયો નહિ. તેનું બાહ્યજ્ઞાન સર્વથા તિરોહિત થઈ ગયું; ચારે તરફ સર્વ શૂન્યમય જણાવા લાગ્યું. ખરી રીતે તે ત્યારે સંપૂર્ણ ઉન્માદી બની ગયો. તેના નયનોમાં ત્યારે એક અસ્વાભાવિક જ્યોતિનો સંચાર થયો. હૃદયમાં એક પ્રકારના અનૈસર્ગિક ઉન્માદ ભાવનો આવિર્ભાવ થયો. હૃદયમાં એક પ્રકારની અપ્રાકૃત શીતળતાનો અધિકાર જામી ગયો. તેના હૃદયના આઘાત-પ્રતિઘાત પરથી સ્પષ્ટ સમજાવા લાગ્યું કે, તેનું હૃદય બ્રહ્માંડ જાણે આ ક્ષણેજ ભાંગીને ચૂર્ણવિચૂર્ણ થવાની અણીપર આવી લાગ્યું છે; તે જાણે બિલકુલ માથા વગરનો બની ગયો છે.

"ચાલ ત્યારે." કિશોરસિંહની વાત પૂરી થયા પછી થોડી વાર સુધી ચૂપ રહીને છેવટે રાજા ભૂપસિંહે બળપૂર્વક કિશોરસિંહનો જમણો હાથ ખેંચીને ગંભીર સ્વરથી કહ્યું કેઃ-"ચાલ ત્યારે" તેના મનમાં એ વખતે એવી દહેશત થઇ આવી કે કદાચ મનના ઉદ્વેગથી કિશોરસિંહ ત્યાંજ મૂર્ચ્છિત થઇ પડશે.

તરતજ તે કારાગૃહનો દરવાજો ખુલ્લો થયો. દિવાન દોલતસિંહે તેજ ક્ષણે કારાગૃહમાં પ્રવેશ કરીને આપણા કિશોરસિંહને સાંકળોમાંથી મુક્ત કર્યો. ત્યાર પછી ત્રણે જણા એકી સાથે એ કારાગૃહમાંથી બહાર નીકળી ખુલ્લા દરવાજાને ઉઘાડીને એકદમ દુર્ગની દક્ષિણ દિશાના અમ્ર કાનનમાં આવી પહોંચ્યા. કિશોરસિંહે ત્યાં આવીને જોયું કે, બે હથિયારબંધ ઘોડેસ્વારો તથા એક સ્વાર વિનાનો સુસજ્જિત ઘોડો ત્યાં વાટ જોઇ રહ્યો હતો. ત્યારે રાજા ભૂપસિંહે કિશોરસિંહને તે અશ્વપર સ્વાર થવાની આજ્ઞા કરીને કહ્યું કેઃ—"હવે એક ક્ષણનો પણ વિલંબ ન કર. આ અશ્વપર સ્વાર થઇને જેટલા બને તેટલા વેગથી, ભારતવર્ષની સીમા ઓળંગીને એકદમ બ્રહ્મદેશમાં ચાલ્યો જા. આ બન્ને ઘોડેસ્વારો તારી સાથે તને માર્ગ બતાવવા માટે આવશે. ભારતના પૂર્વ કિનારાપર પહોંચ્યા પછી એ લોકો આ તરફ પાછા ચાલ્યા આવશે. વિદેશમાં સ્વચ્છંદે ચાલવા માટે હું તને બીજું કેટલુંક દ્રવ્ય આપું છું."

આમ કહીને રાજા ભૂપસિંહ કેટલીક સોનામહોરો લઇને કિશોરસિંહના હાથમાં આપવાને તૈયાર થયો.

" દ્રવ્યનું મને કશું પણ પ્રયોજન નથી. એક માત્ર સુશીલાને માટેજ મેં આજે આ સર્વ કર્યું છે. તેના અનુરોધથી, તેના સંતોષને માટે, આજે હું તસ્કરની પેઠે આનંદદુર્ગમાંથી પલાયન કરી સદાને માટે હત્યાકારીના દૂષણનું કલંક અકારણ વ્હોરવાને તૈયાર થયો છું. અકિંચન અર્થ કિંવા અસાર જીવનની માયાથી હું આ કાર્યમાં પ્રવૃત થયો નથી. આપ ચોક્કસ જાણજો કે, આજે પૃથ્વીનો સમસ્ત ધનભંડાર શૂન્ય કરીને એ સમસ્ત અસંખ્ય અર્થના અહીં ઢગલાને ઢગલા કરી તે અર્થને તેનાથી પણ લાખો ગણા ગુણીને જો મને કોઇ આપવાને તૈયાર થાય, તો પણ હું આવા કામમાં કદાપિ સમ્મત ન થાઉં તે નજ થાઉં. આ અર્થને આપ રાખી મૂકો, એની મને કશી પણ જરૂર નથી. તેમ છતાં પણ એને બદલે આપની કમરપર લટકતી આ તલ્વાર મને કૃપા કરી ભેટ આપો. અન્યદેશમાં ગમન કરી એ તલ્વારની સહાયતાથી અનાયાસે હું મારી જીવિકા ઉપાર્જન કરવાને સમર્થ થઇ શકીશ."

કિશોરસિંહની આવી વાત સાંભળીને રાજા ભૂપસિંહ પ્રથમ તો એકવાર હા ના કરવા લાગ્યો. પણ તલ્વાર ન મળવાથી કદાચ કિશોરસિંહ પલાયન કરવામાં અસમ્મત થશે, એમ ધારીને તેણે કમરબંધ પરથી મ્યાન સહિત તલ્વાર કાઢીને કિશોરસિંહના હાથમાં આપતાં કહ્યું:–"ત્યારે હવે વિલંબ શા માટે ?"

કિશોરસિંહે હવે વિલંબ કર્યો નહિ. તરતજ તે પોતાના માટે ઠરાવેલા અશ્વપર સ્વાર થઈ રાજા ભૂપસિંહને ઘટતું સન્માન તથા ધન્યવાદ આપીને વેગપૂર્વક અશ્વ ચલાવી મૂક્યો.

રસ્તો બતાવનાર બન્ને અનુચરો પણ તરતજ તેની પાછળ ચાલવા લાગ્યા.

રવાના થતી વેળાયે તે બન્ને ઘોડેસ્વારોની સાથે રાજા ભૂપસિંહની આંખમાં ને આંખમાં કાંઇક વાતચીત થઇ ગઇ. તે વાતનો મર્મ એ હતો કે, આનંદપૂરની હદ ઓળંગ્યા પછી તેઓ જાણે ગમે તે ઇલાજે કિશોરસિંહના પ્રાણને વિનષ્ટ કરી નાખે. સુશીલાના પ્રેમનો કોઇ પ્રતિસ્પર્ધી આ જગતમાં જીવતો હોય, તો તે રાજા ભૂપસિંહની નજરથી કોઇ પણ પ્રકારે જોઇ શકાય તેમ નહોતું, એથી એ સુયોગનોજ તે આજ સુધી પ્રતિ–પળે વાટ જોયા કરતો હતો.

## વિંશ પ્રસંગ

### દ્વંદ્વ યુદ્ધ !–અણુધાર્યો બનાવ

What ! must you die ? fond
Youth ! and at the best
But wish and pope and may be all the rest ?
Take my advice–whatever may betide,
For that must be first of all provide
Then think of that wich may be and indeed,
When will prepared who knows
what may succeed,
But you may be as you are pleased to pope
Priest canon, bishop, cardlnal and pope.

જે સમયે રાજા ભૂપસિંહે કિશોરસિંહના કારાગૃહમાં પ્રવેશ કર્યો, બરાબર તેજ સમયે લૂટારાઓના કાલિદુર્ગના એક એકાંતવાળા ઓરડામાં બેસી લૂટારાનોં સરદાર મહાવીર સહોદર રણુવીરની સાથે એકાંતમાં ચૂપચાપ કાંઇક સલાહ મસલત કરીને, બાર ઘોડેસ્વાર અનુચરો સહિત કાલિદુર્ગમાંથી બહાર નીકળીને આનંદપૂર તરફ રવાના થયો. તેઓ જ્યારે હથિયાર બંધ તેમના અડ્ડામાંથી બહાર નીકળ્યા, ત્યારે દીવાનીએ પોતાના ઓરડામાંથી એ બધો વ્યાપાર બરાબર જોયો હતો. જોઇને વિચાર્યું હતું કેઃ–"આજે જરૂર એક ભયંકર ઝગડો જામ્યા વિના રહેશે નહિ."

આ તરફ કિશોરસિંહે બન્ને ઘોડેસ્વારોની સાથે આનંદપૂર દુર્ગથી પૂર્વ તરફ વેગપૂર્વક અશ્વ ચલાવી મૂકયો હતો. કિશોરસિંહનું હૃદય અત્યારે ચિંતાના ભારી ભારથી દબાઇ ગયું હતું. તે કેવળ તેની પ્રાણાધિકા સુશીલાના મનના રક્ષણાર્થે આ વર્ત્તમાન માર્ગનો પ્રવાસી થયો હતો. એક માત્ર સુશીલાને માટેજ તે તેના નામ પરથી એ ભયાનક મિથ્યા કલંકની કાળાશને ધોઇ શકયો નહોતો; તે વિષમ કલંકને શિરપર વ્હોરી તે ચાલી નીકળ્યો હતો, પરંતુ જેના માટે આ ભયંકર દારુણ કર્મમાં પ્રવૃત થયો હતો, તે સુશીલા શું હવે તેની થશે કે ? તેના અકૃત્રિમ પ્રેમના બદલા તરીકે સુશીલા શું હવે પોતાના હૃદયનું દાન આપી શકશે કે ? "ના" તેના અંતઃકરણે

વિદીર્ણ થઇને ઉત્તર આપ્યોઃ—" ના " તેની સુશીલા આટલા દિવસ પછી સદાને માટે બીજાની થવા ચાલી હતી. સુશીલાના તે ભયંકર પત્રેજ તેની આશાના સમૂહનો એકદમ ઉચ્છેદ કરી નાખ્યો હતો.

કિશોરસિંહનો વિશ્વાસ હતો કે, સત્વરજ તેના ભાગ્યનું પરિવર્તન થશે. થોડા વખતમાંજ તે કોઇ ઉચ્ચ પદવીપર ચઢી શકશે. અલ્પ અવધિમાંજ તેની સુશીલા તેની થશે. પરંતુ શું ધાર્યું હતું અને શું થયું ? દરિદ્રના મનોરથની પેઠે તેના મનમાં ઉદિત થઇને મનમાં ને મનમાંજ તે પાછું વિલીન થઇ ગયું. જે દૈવના પ્રત્યે તેણે એક દિવસ સમ્પૂર્ણ આધાર રાખ્યો હતો, તે દૈવે તેના તરફ કેવી કરડી નજર કરી ? તેના તે અનંત વિશ્વાસનું શું આવુંજ પરિણામ આવ્યું ? જે પ્રેમના સુવર્ણ–પાત્રનું પાન કરવાની આશાથી જે પાત્રને મ્હોં સ્હામું ધર્યું હતું, તે પાત્રને બળાત્કારે છીનવી લઇને કોણે ફોડી નાખ્યું, કોણે તેના સેંકડો ટુકડા કરી નાખ્યા ? આ બધી ચિંતાઓ કરીને તે આજે સુશીલાને માટે, સામાન્ય જીવનજ નહિ, પણ જીવનથી પણ અધિક ઇજ્જત આબરૂ સુદ્ધાં આખી ઝિન્દગીને માટે વિસર્જ્જન કરવાને તૈયાર થયો હતો. કિશોરસિંહે વિચાર્યું કે; તેના જીવનના સ્થાયી ઉદ્દેશ સુશીલાના પ્રેમથીજ તે જ્યારે વંચિત થયો છે, ત્યારે હવે તેને તુચ્છ ઇજ્જત આબરૂની પણ શી દરકાર છે ? એટલા માટેજ પ્રથમ તે સુશીલાના પ્રેમ તથા આખરે પોતાની ઇજ્જતને પણ સદાને માટે હૃદયમાંથી વિદાય આપી, હમેશના કલંકની ટોપલીને શિરપર ધરી, બ્રહ્મદેશમાં પલાયન કરવાને લાચાર થયો હતો.—

કિશોરસિંહે પોતાના મનના વેગની સાથે ઐક્ય કરીને વેગપૂર્વક અશ્વ દોડાવી મૂક્યો હતો. રાજા ભૂપસિંહની આજ્ઞા મૂજબ આવેલા બન્ને ઘોડેસ્વારો પણ તેની સાથે સમાન વેગે દોડવા માંડયા હતા. પોતાની મનમાની ગતિ મૂજબ ત્રણે અશ્વો દોડતા હતા. વચ્ચે વચ્ચે સાથેના બન્ને સૈનિકોના અશ્વોનું પદસ્ખલન થતું જતું હતું. વચ્ચે વચ્ચે તેઓ કિશોરસિંહની હારમાં રહી શકતા નહોતા. વચ્ચે વચ્ચે કિશોરસિંહના અશ્વથી તેઓ ઘણા પાછળ પડી જતા હતા. કિશોરસિંહનો અશ્વ સમાન ગતિથીજ ચાલ્યો જતો હતો.

આ પ્રમાણે લગભગ એક પ્રહર સુધી અશ્વ ચલાવ્યા પછી છેવટે કિશોરસિંહ જ્યારે અરણ્યના એક ભાગને પાર કરીને એક મેદાનમાં આવી પહોંચ્યો, ત્યારે તેણે તે મેદાનની દક્ષિણ દિશાના માર્ગમાં

અશ્વને હંકારી મૂક્યો. એ દિશામાં હવે એક કોશના અંતરપરજ એ મેદાનની દક્ષિણુ બાજુમાં રામુસરદારનો કાલિદુર્ગ આવેલો હતો. પરંતુ મેદાનમાં થોડેક દૂર જતાં ન જતાંમાં તો કિશોરસિંહ નજીકમાં ઘોડેસ્વારના એક ટોળાંના પગલાંનો અવાજ સાંભળી શક્યો. તેની સાથેના બન્ને ઘોડેસ્વારો એ અવાજ સાંભળતાંની સાથેજ તેને ઘોડાની લગામ ખેંચી રાખવાનો વારંવાર આગ્રહ કરવા લાગ્યા. પરંતુ ઘેલા હ્રદયવાળો કિશોરસિંહ તેમની વાતને કાનપર ન ધરતાં એકદમ આગળ ચાલવા લાગ્યો. થોડેક દૂર જતાં તે લૂટારાઓના ટોળાં સાથે અથડાઇ પડયો. બન્ને પક્ષવાળાઓએ પોતપોતાના અશ્વોની લગામ ખેંચીને અશ્વને જ્યાં હતા ત્યાંના ત્યાં થોભાવી દીધા. કિશોરસિંહના બન્ને અનુચરો બોલી ઉઠયાઃ–" લૂટારા ! "

કિશોરસિંહ સર્વેથી પ્રથમ દુર્જનતમણિને જોતાંની સાથેજ બોલી ઉઠયોઃ–" શું ! આજ દુરાત્માઓના હાથમાંથી મેં તે દિવસે સુશીલાનો ઉદ્ધાર કર્યો હતો ? "

અવાજ સાંભળીને દુર્જનતમણિ ચીસ મારી બોલી ઉઠયોઃ–" શું ! શું–કિશોર !–એ સિવાય ? "

એ સાંભળીને બન્ને લૂટારાઓ અત્યંત આશ્ચર્યચકિત થયા. કારણકે, તેઓ જાણુતા હતા કે, કિશોરસિંહ હજીસુધી કારાગૃહમાંજ લોઢાની સાંકળોથી જકડાઇ રહ્યો છે."

પોતાનો પરિચય જાહિર થયેલો જોઇને, કિશોરસિંહે તરતજ પોતાના અશ્વની ગતિ બદલાવીને મેદાનની પૂર્વ તરફના એક પહોળા માર્ગ તરફ ફેરવવાની કોશિશ કરી. પરંતુ ચાલાક સ્વાર રામૂ ક્ષણુમાત્રમાં તેની નજીકમાં આવી વજ્રમુષ્ટિથી તેનો ડાબો હાથ ઝાલીને બોલી ઉઠયોઃ–" હવે એમ થઇ શકશે નહિ. અમો હવે તને આમ સહજમાં છોડીશું નહિ. તુંજ સુશીલાને અમારા હાથમાંથી છોડાવી ગયો હતો ખઇને વારૂ ? "

" અત્યારે પણુ જો એમ હોત, તો તેમજ કરત." આમ કહીને કિશોરસિંહે સહસા રામૂની વજ્રમુષ્ટિમાથી પોતાનો હાથ છોડાવીને પ્રથમ જણુાવેલા માર્ગે પોતાનો અશ્વ દોડાવી મૂકયો. રામુ પણુ ગર્વસહિત તેની પાછળ પડયો.

રામુને પોતાની તલ્વાર બહાર કાઢી તેના તરફ તાકતો જોઇને કિશોરસિંહ વજ્રના સમાન ભીષણુ નિનાદથી બોલી ઊઠયોઃ–" સાવધાન પામર ! મારાપર કાંઇ પણુ અત્યાચાર કરીશ, તો કોઇ પણુ રીતે

છટકી શકીશ નહિ; રામુ સરદારનું નામ તેમ કરવાથી પૃથ્વીમાંથી લુપ્ત થઇ જશે. તારો જીવનહીન દેહ આ ક્ષણેજ માટીમાં રગદોળાશે."

"શું! આટલા છોકરાનું આવું તેજ? જો તું કોઇ મોટો નામ-જાદો યોદ્ધો હો. તો આવી જા યુદ્ધ કરવાને તૈયાર થા.

આમ કહીને દસ્યુપતિએ બળપૂર્વક કિશોરસિંહને ઘેરી લીધો. પરંતુ કિશોરસિંહ પોતાની અદ્ભુત શિક્ષાના પ્રભાવે પોતાના દુશ્મનના હાથથી ઘાયલ થતાં પહેલાં રામુ સરદારના મસ્તક પર પોતાની તલ્વારની બીજી બાજૂ વડે જોરથી એક આઘાત કર્યો. તરતજ રામુની અસિના દારુણ આઘાતથી તેની અસિ ઝણુ ઝણુ શબ્દથી કંપી ઊઠી. તલ્વાર તલ્વારનાં ભયંકર ઘર્ષણથી આગની ચિનગારીઓ વરસવા લાગી. વનમાર્ગે એ બે પ્રહર રાત્રે પ્રદીપ્ત ચંદ્રના પ્રકાશમાં બે સરખા યોદ્ધાઓનું રીતિ મુજબ દ્વંદ્વયુદ્ધ આરંભાયું.

રામુના અનુચરો સરદારને સહાયતા કરવા માટે ગર્વથી નાચતા કૂદતા આગળ વધતા આવતા હતા. પરંતુ મહાવીર તેમનો નિષેધ કરીને બોલ્યો:–"અન્યાય યુદ્ધની આવશ્યકતા નથી! સરખે સરખાની લડાઇ ચાલે છે. અમો બન્નેને સામસામા લડવા દો અને તમો ચૂપ ચાપ જોયા કરો." રણવીરના આદેશથી તથા રામુના કહેવાથી ઘોડેસ્વાર સિપાહીઓ લાચારીથી તે સ્થળે ચૂપચાપ ઉભા રહીને તેમના સરદાર તથા કિશોરસિંહનું એ અપૂર્વ દ્વંદ્વયુદ્ધ દેખવા લાગ્યા.

કિશોરસિંહ સ્વાભાવિક રીતેજ એક વીર પુરુષ હતો. તેનું સાહસ પણ હદ બેહદ હતું. તેથી અત્યારના મામલાથી તે દીવાનો બની ગયો હતો. જીવન કે મરણ તરફ અત્યારે તેનું લેશ માત્ર પણ ધ્યાન નહોતું. તે મરણીયો થઇને દ્વંદ્વમાં પ્રવૃત્ત થયો હતો. તેના મનમાં એવી ધારણા જન્મી હતી કે, આ દ્વંદ્વયુદ્ધમાં કદાચ તેના પ્રાણનો પણ વિયોગ થાય, તે પણ તેના પક્ષમાં શ્રેયષ્કર છે. જે દુરાચારીઓએ તેના જિગરની સુશીલાપર જાલિમ જુલ્મ ગુજાર્યો હતો, તેના સરદારને સજા કરવા જતાં તેને જો પ્રાણ ગુમાવવા પડે, તો, તેથી તેને યશોધર્મ–સ્વર્ગ સિવાય બીજું કાંઈ પણ નુકસાન નથી. આમ ધારીનેજ મરણીયો થઇ તે આ દ્વંદ્વમાં પ્રવૃત્ત થયો હતો. નહિ તો પ્રથમથીજ તે અનાયાસે લૂટારાના પંઝામાંથી પલાયન કરી શકે તેમ હતો, પોતાનો બચાવ પણ તે સરળતાથી કરી શકે તેમ હતો.

બન્ને આસીમ સાહસથી હથિયાર ચલાવી રહ્યા હતા. પરંતુ કોઇ કોઇને કોઇ પણ રીતે પરાજિત કરી શકતો નહોતો. રામુ એક

વાર વિચાર કરતો હતો કે, હવે ઘડી બે ઘડીમાં તેનો વિજય થશે, પરંતુ તરતજ તે કિશોરસિંહના અશ્વથી દશ હાથ દૂર હઠી જતો હતો. ક્ષણવાર પછી પાછો પ્રબળ વેગે તે કિશોરસિંહને ઘેરી લેતો હતો. પરંતુ નાના રણવીરની બિલકુલ ઇચ્છા નહોતી કે, તેવા બાળકવેશી કિશોરસિંહની સાથે તેનો વીરાગ્રગણ્ય સહોદર અકારણ આવા સામાન્ય વિવાદમાં વ્યાપૃત થાય.

પરંતુ કિશોરસિંહ? કિશોરસિંહનું હૃદય આજે ચારગણા સાહસથી સાહસી થઈ ગયું હતું; ચાર ગણા ઉત્સાહથી ઉત્સાહિત બની ગયું હતું. સુશીલાનું અપહરણ કરનારા જુલ્મી લૂટારા સરદારને આજે તેણે પોતાની સ્હામો મેળવ્યો હતો. આજે આટલા દિવસે તે અત્યાચાર, તે અપમાનનો બદલો મેળવશે, એવા ઉત્સાહથી તે ચોગણો ઉત્સાહિત બની ગયો હતો. તેની અત્યારની અવસ્થાના વિષયથી તે એકદમ વિસ્મૃત થઇ ગયો હતો. તેના મનમાં જાણે એમજ જણાતું હતું કે, સુશીલા તેની પાછળ આવી ઉભી રહી છે અને તેને લૂટારાઓ સાથે સખ્ત ઝપાઝપી કરવાનો ઉત્સાહ આપી રહી છે. દુર્દાન્ત દસ્યુપતિ સુશીલાને બળપૂર્વક ઉપાડીને લઇ જતા હતા, અને તે જાણે તેજ ક્ષણે સુશીલાનો દસ્યુના કવલમાંથી ઉદ્ધાર કરીને છેવટે તેમના દારુણ અત્યાચારનું પ્રતિફળ ચખાડવા માટે તૈયાર થયો હતો. એ કારણથીજ જાણે આ સંગ્રામની ઉત્પત્તિ થઇ હતી. એ કલ્પનાથીજ તેના હૃદયમાં ચારગણા સાહસનો સંચાર થયો હતો. તેનું બાહ્યજ્ઞાન સર્વથા તિરોહિત થયું હતું.

રામુસરદારે જ્યારે જોયું કે, તેની સ્હામેનો શત્રુ કાંઇ જેવો તેવો સાધારણ નથી, ત્યારે તેણે ધીમે ધીમે ઉગ્ર સ્વરૂપ ધારણ કરવા માંડયું. પરંતુ, તલ્વાર ચલાવવામાં મહા ચાલાક ગણાતો કિશોરસિંહ અસીમ સાહસથી અને અપૂર્વ સમરકળાથી શત્રુના સર્વ પ્રયત્નોને વિફળ કરવા લાગ્યો. રામુ ક્યારેક મસ્તક, ક્યારેક સ્કન્ધ, ક્યારેક હૃદય અને ક્યારે બાહુને તાકીને કિશોરસિંહના તરફ રોષપૂર્વક જોરથી ધસતો હતો, પણ રણકુશળ કિશોરસિંહ પ્રતિદ્વંદ્વીની પ્રત્યેક ગતિને તાકીને પ્રત્યેક વાર આત્મરક્ષા કરવામાં સફળ થતો હતો. દુર્દાન્ત દસ્યુપતિ અનેક ઉપાયો, અનેક કળાઓ અને અનેક પ્રયત્નો અજમાવવા છતાં પણ પ્રતિપક્ષીના ઉપર કોઇપણ પ્રકારે વિજય પ્રાપ્ત કરી શક્યો નહિ. લગભગ અર્ધા પ્રહર સુધી તુમુલ યુદ્ધ ચાલ્યું. વિજય—લક્ષ્મી કોના ગળામાં આવી વરમાળ આરોપશે એનો કશો પણ નિર્ણય થઇ શક્યો નહિ.

અર્ધો પ્રહર વીતી ગયો; તો પણ યુદ્ધ તો સરખી રીતે ચાલવા લાગ્યું. આખરે દસ્યુસરદારે એકાએક કિશોરસિંહની જમણી બાજૂએ આવી તેનું મસ્તક તાકી પ્રબળ વેગે જેવી તલ્વાર ઉગામી કે તરંતજ કિશોરસિંહના હાથમાંની તલ્વાર જોર સહિત તેના મસ્તકપર જઇ પડી, સાથે સાથે દસ્યુસરદાર બેભાન થઇને ભૂતળશાયી થયો. દુશ્મનની એવી દુર્દશાનું દર્શન કરી કિશોરસિંહ બોલી ઉઠયો:—"ના, ના, દુરાત્માના લોહીનાં દર્શન કરવાની મારી વાસના નથી. આનાથીજ સુશીલાપર ગુજારેલા જુલ્મનો બદલો વળી ગયો છે."

આમ કહીને કિશોરસિંહ જેવો અશ્વ દોડાવી જવાને તૈયાર થયો એવામાં દુર્દાન્ત રણવીરે વેગપૂર્વક આવીને તેને ઘેરી લીધો, પરંતુ કિશોરસિંહના અસીમ બાહુબળને તે દસ્યુ ક્ષણમાત્ર પણ સહન કરી શકયો નહિ. કિશોરસિંહ આજે જાણે દૈવબળથી બળવાન બની ગયો હતો. રણવીરે આવીને જ્યારે તેનાપર આક્રમણ કરવાના ઉદ્દેશથી અસિ ઉપાડી હતી, ત્યારે ને તેજ ઘડીએ તેણે તેની ખુલ્લી તલ્વારના પ્રબળ આઘાતથી દસ્યુ દુરાચારીના જમણા હાથને એકદમ અશક્ત કરી દીધો, અને તે સાથે તેના હાથમાંની તલ્વાર ખૂંચવી લઇને ઝણઝણ શબ્દથી મેદાનમાં ફેંકી દીધી. આ પ્રમાણે બન્ને શત્રુઓને સમ્પૂર્ણ પરાભૂત કરીને રણવિજયી કિશોરસિંહે વાયુવેગે પોતાના અશ્વને દોડાવી મૂકયો. બીજા બધા લૂંટારાઓ તરતજ તેની પાછળ પડવામાં પ્રવૃત્ત થયા હતા, પરંતુ કિશોરસિંહના બન્ને અનુચરોએ છેવટે આવીને તેમને અટકાવી દીધા. જોકે એ બન્ને અનુચરો કિશોરસિંહના પ્રાણનો વિનાશ કરવા માટેજ રાજા ભૂપસિંહ દ્વારા છૂપી રીતે તેની પાછળ આવ્યા હતા. જો કે, એ કારણથી રાજાની પાસેથી છૂપી રીતે તેમણે પુષ્કળ દ્રવ્ય પણ મેળવ્યું હતું; તથાપિ તેઓ છેક કાપુરુષો નહોતા. કિશોરસિંહના એવા અદ્ભુત સાહસ, તથા અદ્વિતીય વીરત્વને જોઇને પ્રથમથીજ તેઓ તેના ગુણના પક્ષપાતી થઇ પડયા હતા. પછી એક જણની વિરુદ્ધમાં બારજણને અત્યંત વેગપૂર્વક વધતા જોઇને તેઓ સ્થિર રહી શકયા નહિ. તેઓ તરતજ લૂટારાના ટોળાંની સ્હામા થયા.

જોત જોતામાં ત્રણ લૂંટારાઓ ધરાશાયી થયા. પરંતુ બાર બાર અસભ્ય દુર્દાન્ત જંગલી લૂટારા—સૈનિકોની સાથે બેજણ સામાન્ય સૈનિકો ક્યાં સુધી ઝઝૂમી શકે? ક્ષણવારમાં તે બન્ને સવારો પંચત્વ પામીને જમીન પર ગબડી પડયા. છેવટે બાકીના નવ લૂટારા સૈનિકો ત્યારે ફરીવાર કિશોરસિંહની પાછળ પડવા માટે તૈયાર થયા, પરંતુ

રણવીરે તેમને એમ કરતા અટકાવીને કહ્યું કેઃ—"એક મામૂલી છોકરાને માટે ખૂન ખુવારી કરવાથી શું પરિણામ આવશે ? જેને માટે આપણે બહાર નીકળ્યા છીએ, તેનું તો કશું ફળ આવ્યું નથી, અરે એ વિષયમાં આપણે કશું પણ કરી શક્યા નથી. વાતની વાતમાં આપણાં ત્રણ માણસો માર્યાં ગયાં છે. માટે હવે વિવાદ કરવાની કશી જરૂર નથી. હાલ તરત તો ભાઇને લઇને આપણા પોતાના કામે ચાલો, એ છોકરાને પછીથી જોઇ લેવાશે."

આમ કહીને રણવીર અશ્વ પરથી નીચે ઉતરી મોટા ભાઇને શુદ્ધિમાં લાવવાની કોશિશ કરવા લાગ્યો.

બાકીના નવ લુંટારાઓ, સરદારને શુદ્ધિમાં આવતા સુધી ત્યાં રોકાઇ ગયા.

આ તરફ કિશોરનો અશ્વ વાયુ વેગે દોડવા માંડ્યો હતો. અશ્વ પોતાની મેળેજ દોડતો હતો. કિશોરસિંહ અનેક ચેષ્ટા કરવા છતાં પણ અશ્વની ગતિને અટકાવી શકતો નહોતો. અશ્વ વીજળીના વેગે દોડતો હતો. જાણે કોઇ દૈવ શક્તિથીજ કિશોરસિંહના અશ્વના શરીરમાં અસાધારણ બળ આવ્યું હતું અને તે ગાંડો તૂર બનીને દોડવા માંડ્યો હતો. કઇ તરફ જઇ રહ્યો છે, એનું પણ કિશોરસિંહને ભાન નહોતું. પ્રથમ મેદાનની પૂર્વ દિશામાં આવેલા પ્રથમ જણાવેલા માર્ગપર થોડેક દૂર જઇને અશ્વે છેવટે ફરીવાર ગીચ જંગલમાં પ્રવેશ કર્યો. અર્ધા કલાકમાંજ પાંચ છ કોશ સુધી વ્યાપેલા જંગલને પાર કરી છેવટે આરોહીસહિત એકદમ રાજા દેવેન્દ્ર નારાયણસિંહના સમાધિસ્તંભ પાસે આવીને અશ્વ ઉભો રહ્યો. કિશોરસિંહનો અશ્વ તેને જેવી રીતે ઘોર જંગલ ભેદીને, ઉન્મત્ત બનીને લઇ આવ્યો હતો, તેવી રીતે જો તે વખતે તેનો દૈવ અનુકૂળ નહોત તો, તેને હરઘડીએ પોતાના પ્રાણની આશાનો પરિત્યાગ કરી દેવો પડત. કોઇ વૃક્ષની સાથે અથડાવાથી તેના આખા શરીરના ચૂરેચૂરા થઇ જાત. અથવા કોઇ પર્વતના શિખર તરફ અશ્વ દોડ્યો હોત; કિંવા નદી તરફ નાઠો હોત, તો તેનો જીવ કોઇ પણ પ્રકારે બચી શકત નહિ.

ગમે તેમ હો, પણ તેનો અશ્વ એ સમાધિસ્તંભની પાસે આવી બિલકુલ અશક્ત થઇને ચૂપચાપ ઉભો રહ્યો. ત્યારે કિશોરસિંહ એક કૂદકો મારી અશ્વપરથી નીચે ઉતરી પડી અશ્વની પીઠ થાબડી તેને શાંત કરવાની કોશિશ કરવા લાગ્યો. ત્યાર પછી અશ્વને ઇચ્છાનુસાર વિચરણ કરવા દઇ પોતે પણ કાંઇક આરામ લેવાની આશાથી ધીમે

ધીમે સમાધિસ્તંભના સોપાનપર જઇને બેઠો. દુર્દાન્ત બન્ને લૂટારા-ભાઇઓની સાથે લગભગ એકાદ પ્રહર સુધી એક સરખી રીતે એવા અસીમ સાહસથી યુદ્ધ કરી, ત્યાર પછી આવી રીતે ઘોડાની પીઠપર બેસી વાયુ વેગે આવી, તે છેક થાકી ગયો હતો. તેનું શરીર લોથપોથ થઇ જવા આવ્યું હતું. અત્યારે પોતાની સ્હામે સમાધિસ્તંભની વિસ્તૃત સોપાનશ્રેણીનાં સંદર્શન કરીને તેનું હૃદય જાણે કાંઇક અંશે શાંત થયું. તે ધીમે ધીમે પગથિયાંપર જઇને બેઠો. બેઠા પછી ઘુંટણમંડીએ બેસી હાથ જોડી ખુલ્લા અવાજથી તે બોલવા લાગ્યોઃ—

"ભગવાન! મેં મારી ઇચ્છાપૂર્વક જાણીબુઝીને કદાપિ કોઇ પાપનું અનુષ્ઠાન કર્યું નથી. તેમ છતાં શાકારણથી મારા ભાગ્યનું ચક્ર દૈવવશાત્ આવી રીતે વારંવાર ફર્યા કરે છે? જે અપાર્થિવ આકૃતિનાં દર્શનનો હું વારંવાર લાભ મેળવું છે, તે પરથી તો મને એવી ધારણા ઉત્પન્ન થાય છે કે અનુકુળ કિંવા પ્રતિકુળ હો, પણ દૈવજ એક માત્ર મારા કાર્યના નેતા છે. અને એ સત્યજ છે. એ વિષયમાં મને લેશમાત્ર પણ સંદેહ નથી. અપૂર્વ દૃશ્યના મેં દર્શન કર્યાં છે, અનૈસર્ગિક સર્વ કાર્યોનો મેં અનુભવ કર્યો છે. અનેક લક્ષણ-અનેક ચિહ્ન અને અનેક સંકેત મારા નયનમાર્ગના પ્રવાસી બન્યા છે; તે સર્વ અવશ્ય મારા માટેજ છે, તે સર્વની સાથે મારા ભાગ્યનો નિશ્ચય કાંઇકને કાંઇક સંબંધ છે, એમાં હવે મારો લેશમાત્ર પણ સદેહ કે અવિશ્વાસ નથી. આનંદદુર્ગે આવીને સર્વથી પ્રથમ તે ગંભીર રાત્રે મેં જે અદ્ભુત અને અપાર્થિવ આકૃત્તિના દર્શનનો લાભ મેળવ્યો છે, તે મૂર્ત્તિના સંકેત મૂજબજ હું આ સમાધિસ્તંભ સુધી આવ્યો હતો, અને અહીં આવ્યા પછી કોઇ એક અપરિચિત આકૃત્તિને આ પગથિયાંની ઉપરના ભાગમાં બેઠેલી જોઇ શક્યો હતો, એ સર્વ શું જૂઠું અને માયાવીજ હતું? એ સર્વ શું મારૂં સ્વપ્નજ હતું. ના—કદાપિ નહિ. જે રાત્રે કદાપિ ન જોયેલ અપાર્થિવ આલોકની રશ્મિથી દર્પણ-દૃષ્ટિની પેઠે મારા ઓરડામાં બેસીનેજ મેં સમગ્ર આનંદપૂરના સમસ્ત દેખાવો દેખ્યા હતા, દરેક ઓરડાનું દરેક ચિત્ર પ્રત્યક્ષ જોયું હતું, પ્રત્યેક ઓરડામાં જેની સાથે જે વ્યકિતની જે વાતચીત થતી હતી, તે સઘળી જાણે પ્રત્યક્ષ સાંભળી હતી, એ સર્વ શું મારો ખોટો ભ્રમજ હતો? એ સમસ્ત શું સ્વપ્નમૂલક હતું? કદાપિ નહિ. જે અદૃષ્ટપૂર્વક દૈવશક્તિથી હું દુર્દાન્ત લુટારાઓના દારુણ પંજામાંથી

આબાદ છૂટી આવ્યો, જે શક્તિના બળથી મારો અશ્વ આવી અસ્વભાવિક ગતિથી અહીં આટલા અલ્પ સમયમાંજ આવી ઉપસ્થિત થયો, જે અમાનુષી શક્તિના બળથી ઘોડાની પીઠપર બેસવા છતાં, મારાપર કશી પણ આફત આવી નહિ, એ સ્વર્ગીય શક્તિજ પ્રથમ જણાવેલી યાવતીય અપાર્થિવ ઘટનાનું મૂળ છે. તે ઇશ્વરી શક્તિના અનૈસર્ગિક પ્રભાવથીજ મારા પક્ષમાં આ સર્વ અદ્‌ભુત બનાવો બન્યા છે અને એ શક્તિ હવે પછી પણ મારી રક્ષા કરશે. હું કદાપિ આનંદપૂરનો પરિત્યાગ કરી પલાયન કરીશ, નહિ. જે શક્તિ મારી ડગલે ને પગલે રક્ષા કરતી આવે છે, જે શક્તિબળથી વારંવાર હું અનેક ગૂઢ રહસ્ય જોઇ શકું છું, એજ શક્તિબળથી મારી રક્ષા થશે; એ શક્તિજ મારી જિન્દગીને માટે મને નવીન માર્ગ બતાવી આપશે. હું એક માત્ર એ વિશ્વશક્તિપરજ આત્મઆધાર રાખું છું.”

આમ કહી કિશોરસિંહ આંખો મીંચી એકાગ્રચિત્તે ઘણીવાર સુધી તે સર્વ સુખ–દુઃખના નિયંતા પરમ પિતાને હૃદયપૂર્વક સંભારવા લાગ્યો–બોલાવવા લાગ્યો. ત્યાર પછી જ્યારે આંખો ઉઘાડી, ત્યારે એકાએક તે જોઇ શક્યો કે, તેની પૂર્વ તરફ તે પીળાં વસ્ત્રવાળી અપાર્થિવ આકૃતિ તેની સ્હામે આવી છેક નજીકમાંજ ઉભી હતી. તેની આટલા દિવસની આશાના પદાર્થને ફરીવાર સ્હામે ઉભેલો જોતાંની સાથેજ કિશોરસિંહ એકદમ કૂદીને દીવાનાની પેઠે તે તરફ દોડી ગયો. પરંતુ તે જેમ જેમ આગળ વધવા લાગ્યો, તેમ તેમ તે મૂર્ત્તિ પણ ત્યાંથી પાછી સરી જવા લાગી. આવી રીતે એ અપાર્થિવ આકૃત્તિની પાછળ પાછળ ચાલતાં આખા વનવિભાગને પાર કરીને કિશોરસિંહ છેવટે ફરીવાર આનંદદુર્ગના પાછળના દરવાજા પાસે આવી ઉપસ્થિત થયો આ દરવાજામાંથીજ આ પહેલાં રાજા ભૂપસિંહે તેને કારાગૃહમાંથી મુક્ત કરીને બહાર કાઢી મૂક્યો હતો, એ દરવાજાનાજ બહારના બાગમાં આવીને તે અશ્વપર સ્વાર થઇ બે સ્વારોને સાથે લઇ ન્હાસી છૂટયો હતો. પરંતુ દ્વારની નજીકમાં આવતાંની સાથેજ તેની આગળની તે આકૃત્તિ એકાએક અદૃશ્ય થઇ ગઇ. ત્યારે તેણે અજાયબીની સાથે પાછળની તરફ નજર કરીને જોયું કે, તેજ આકૃતિ તેની પાછળ લગભગ વીસેક હાથ દૂર ઉભી રહી હાથ લંબાવી આંગળીના ઇશારાથી તેને તરતજ તે પાછલા દરવાજામાં દુર્ગની અંદર દાખલ થવાની સૂચના કરી રહી છે.

કિશોરસિંહે હવે એક ક્ષણનો પણ વિલંબ કર્યો નહિ. મનના

વિસ્મય તથા મનના કૌતુહલને મનમાંજ દબાવી દઇને તે અપાર્થિવ ઉપદેશ આપનાર આકૃતિના ઉપદેશ અનુસાર તે એકદમ દુર્ગના પાછલા દરવાજા સ્હામે આવીને ઉભો રહ્યો તથા ચકિતની પેઠે ચારે તરફ જોવા લાગ્યો.

દ્વારની પાસે આવતાંજ તે સમજી ગયો કે, દ્વાર ભાંગીને કોઇ જાણે દુર્ગના અન્તઃપુરમાં દાખલ થયું છે; અવસ્ય દુર્ગવાસીજનો પર કાંઇક આપતિ આવી પડી છે. ત્યારે તે ત્યાં હવે ક્ષણ માત્ર પણ વિલંબ ન કરતાં એકદમ જેવો દુર્ગમાં થોડેક દૂર અગ્રસર થયો, એવામાં અન્તઃપુરમાંથી ઘણા માણસોનો કોલાહલ તથા આર્ત્તનાદ તેને સંભળાયો, તથા તરતજ તે એમ પણ જોઇ શક્યો કે, લૂટારાનો સરદાર મહાવીર મૂર્ચ્છિતા સુશીલાને સાવચેતીથી ઉપાડીને પોતાના સહોદર રણવીર, દુર્જાતમણિ, તથા બીજા કેટલાક અનુચરોની સાથે વેગપૂર્વક તે દ્વાર તરફ આવી રહ્યા છે. એ જોતાંની સાથેજ કિશોરસિંહે ક્રોધથી સળગી ઉઠેલા કેશરીની પેઠે એકદમ કૂદીને એકી સાથે ચાર લૂટારાઓને ઘેરી લીધા.

---

## એકવિંશ પ્રસંગ

### પશ્ચાદ્દ્વાર-રુગ્નશય્યા

ઉભરાઇ જરા નયનો પલળે;
ઉરના શયને પણ દાહ બળે;
નવ બાફ ઝરે ઝરતો ન ઠરે હજુ;
દર્દ મહીં દિલદાગ ફળે;
નવ પૂર વહે મનને ગમતું;
જિગરે જળતો વિષનો વિશ્રમો;
ખાક મહીં ધગતું મુજ આ શબ;
આ ઉર આ ઉરને દમતું;

કલાપી

---

ખુલ્લા આંગણામાં તુમુલ સંગ્રામ ચાલતો હતો. અસીમ સાહસથી કિશોરસિંહ ચાર દુર્દાન્ત લૂટારાઓની સાથે એકલો ઝઝૂમતો હતો. તલ્વાર સાથે તલ્વારના આઘાત પ્રતિઘાત થવાથી આગની ચિનગારીઓ છૂટતી હતી. કિશોરસિંહના હાથમાંની રાજાએ આપેલી

ચમકતી ચપળા સમી તલ્વારનો ચળકાટ ચંદ્રમાની પ્રભાનો ઉપહાસ કરી રહી હતી. લૂટારાઓની ગર્જનાના ધ્વનિથી દુર્ગની દીવાલો કંપી ઉઠતી હતી. કિશોરસિંહ અવિરલ અસિચાલના કરી રહ્યો હતો. જોત જોતામાં દુર્જ્જતમણિ જમીનપર ગબડી પડ્યો.

એ જોઇને દસ્યુપતિ રામુ સરદારે ડાબા હાથમાં સુશીલાને મજબૂત રીતે પકડી જમણા હાથની ખુલ્લી તલ્વાર દ્વારા કિશોરસિંહનું મસ્તક તાકીને જોરથી તેનાપર આક્રમણ કર્યું. કિશોરસિંહે પોતાની તલ્વાર દ્વારા દુર્દાન્ત લૂટારાના જબરા આઘાતનું નિવારણ કરીને બળપૂર્વક દસ્યુ દુરાચારીના જમણા ખભા પર એક વિષમ જખ્મ કર્યો, આથી તરજ સુશીલાને લઇને રામુ સરદાર બેભાન થઇ જમીન પર ઢળી પડયો. તેના નાક, મુખ અને સ્કંધમાંથી અનર્ગલ લોહી વહેવા લાગ્યું. બીજી ક્ષણેજ રણવીર અને બાકીના લૂટારાઓએ તરતજ કિશોરસિંહને ઘેરી લીધો. પરંતુ પહેલા પ્રયત્નેજ તે લૂટારા અનુચરે કિશોરસિંહની તીખી તલ્વારના જબરા વારથી પોતાનો દેહ છોડી દીધો. તેનું કપાયલું મસ્તક આનંદદુર્ગના ખુલ્લા આંગણામાં આળોટવા માંડયું. થોડી વારમાં રણવીર પણ બેશુદ્ધ થઇને તેજ સ્થળે ગબડી પડયો. ત્યારે રણવિજયી કિશોરે એકદમ કૂદીને બેશુદ્ધિમાં આવી પડેલી સુશીલાને લૂટારાના સરદાર રામુના હાથમાંથી છોડાવી પોતાની ગોદમાં લઇ લીધી. બરાબર એજ વખતે રાજકુમારીને એકવાર સાધારણ શુદ્ધિ આવી; એકવાર તેણે જોઇ જોયું. પરંતુ જે જોયું, તેથી તેનું હૃદય કંપી ઉઠયું. તરત તેના ગળામાંથી એક ભય ભરેલો અવાજ બહાર નીકળી પડયો અને સાથે સાથે તે ફરીવાર કિશોરસિંહની ગોદમાં મૂર્છિત થઇ પડી. કિશોરસિંહે એ સમયે સુશીલાના એ સંજ્ઞાહીન મુખને એકવાર હૃદય ભરી ભરીને જોઇ લીધું. જોતાંની સાથેજ પહેલાંની સ્મૃતિએ આવીને તેને દંશન કર્યું, ક્ષણવારને માટે તેણે સમસ્ત વિશ્વસંસારને શૂન્યમય જોયો. ક્ષણવારને માટે તેના શરીરનું સમસ્ત શોણિત જાણે સુકાઇ જવા આવ્યું. એક ઊંડો ઉકળતા શ્વાસવાળો ઉંડો પ્રશ્વાસ તેના નસકોરાંને ભેદીને બહાર નીકળી ગયો.

પણ ક્ષણવારમાંજ આપણો નવીન વીર પાછો નવીન ઉત્સાહથી ઉત્સાહિત બની ગયો. તેના હૃદયમાં અતુલ સાહસનો સંચાર થયો. અમિત તેજથી તે તેજસ્વી થઇ ઉભો રહ્યો. ક્ષણવારમાંજ તેણે જોયું કે, બીજા સાત લૂટારા સિપાહીઓ અચાનક દુર્ગના બહારના ભાગમાંથી

દુર્ગમાં આવી દાખલ થયા છે. લૂટારાઓએ જોયું કે, તેમના બન્ને સરદારો બેભાન થઇને જમીન પર જેવી તેવી હાલતમાં પડેલા છે. મુખ્ય સરદારના મુખ, નાક અને ખભામાંથી દડદડાટ લોહીની ધારા વહી રહી છે. દુર્જનમણિ અને બીજા એક લૂટારાનાં મસ્તક ધડથી વિખૂટાં થઇને જમીન પર આળોટી રહ્યાં છે. કિશોરસિંહ એક હાથથી સુશીલાને ઝાલી બીજા હાથથી વેગપૂર્વક તલ્વાર ફેરવી રહ્યો છે. કોની તાકાત છે કે, તે સમયે તેની સ્હામા થવાનું સાહસ કરી શકે. અસ્વાભાવિક તેજથી તેનું તે વિશાળ હૃદય અત્યારે ઉશ્કેરાઇ ગયું હતું. તે દુર્ગની દીવાલને અઢેલી હદ બેહદ હિમ્મત ધરી ઉભો હતો.

કિશોરસિંહની ડાબી ગોદમાં ટીંગાતી બેભાન થયેલી સુરસુંદરી સુશીલાએ એક પ્રકારના અપૂર્વ સૌન્દર્ય ધારણ કર્યું હતું. તેની પાતળી કમરપર કિશોરસિંહનો હાથ વીંટાયલો હતો, તે સુકોમળ અંગનાનું સુંદર અંગ અત્યારે એક મહા પ્રતાપી વીર પુરુષની ગોદમાં આરામ લઇ રહ્યું હતું. તેનું મસ્તક કિશોરના ખભા પર આળોટતું હતું. ભયના માર્યા સફેદ થયેલા તેના ગાલો પર નિર્મળ ચંદ્રનાં કિરણો પડતાં હતાં. કાન સુધી વિસ્તરેલાં નયનો મીંચેલાં હતાં. લાંબા લાંબા કાળા કેશ ઝૂલી રહ્યા હતા; કિશોરસિંહની પીઠ પર છવાઇ ગયા હતા. અત્યારે તેનું સૌન્દર્ય ખરેખર અપૂર્વ જણાતું હતું. તેણે અપૂર્વ મૂર્ત્તિ ધારણા કરી લીધી હતી. એ સમયે એવોજ ભાસ થઇ આવતો હતો કે, જાણે દુરાચારી દૈત્યપતિના હાથમાંથી ભીતિથી વિહ્‌વલ થયેલી પુલોમજાનો ઉદ્ધાર કરીને સુરરાજ સહસ્રાક્ષ શત્રુપક્ષ સમક્ષ ગર્વ સહિત ડોલતો ઉભો હતો.

એક પ્રકારના વિજાતીય ક્રોધથી કિશોરસિંહના બન્ને ગાલોએ સાક્ષાત અગ્નિ નારાયણનું સ્વરૂપ ધારણ કરી લીધું હતું. તેના નસકોરામાંથી આગની જ્વાળાઓ બહાર નીકળી રહી હતી. તેના હાથમાંની તલ્વાર સનસન્ શબ્દથી ચોમેર ફરતી હતી.

સર્વ લૂટારા સિપાહીઓ ક્ષણવાર સુધી આ બનાવ જોયા પછી, ક્ષણવાર સુધી પોતાના સરદારોની આવી દુર્દશાનું અવલોકન કર્યા પછી એકદમ ક્રોધ સહિત આવીને કિશોરસિંહના શરીરપર તૂટી પડયા.

કિશોરસિંહ એકલો હતો અને સ્હામા શત્રુઓ સાતજણ હતા. એથી આપણા એ નવીન યોદ્ધાએ સુશીલાને દુર્ગની દીવાલ પાસે સહીસલામતીથી સૂવડાવીને એકદમ સિંહની પેઠે કૂદીને તે સાતે લૂટારાઓની સાથે ખુલ્લી તલ્વારથી વીરતાની સાથે ઝઝુમવા માંડયું એ

વખતે એમજ જણાવા લાગ્યું કે, સપ્તરથીમાંના ચક્રવ્યૂહમાં આવી પડેલો અર્જુનપુત્ર અભિમન્યુ નિર્ભયતાથી યુદ્ધદેવીની સાથે વિહાર કરી રહ્યો છે, પણ એકી સાથે સાત સાત બળવાન લૂટારાઓના અવિશ્રાન્ત યુદ્ધમાં એ બિચારો એકલો ક્યાં સુધી ટક્કર ઝીલી શકે? થોડી વાર પહેલાંજ યુદ્ધ કરવાથી તે તદ્દન થાકી ગયો હતો. એથી ક્ષણવારમાંજ તે હથિયાર વગરનો થઇને ખાલી હાથે, સુશીલાના પગ પાસે બેભાન થઇ પડી ગયો.

× × × × ×

× × × × ×

કિશોરસિંહને ફરીવાર જ્યારે શુદ્ધિ આવી, ત્યારે તેણે જોયું કે, તે એક બીજા માળના સુસજ્જિત અને સુંદર ઓરડામાં દૂધના ફીણ જેવી સફેદ શય્યામાં સૂતો હતો. ખુલ્લી બારીમાંથી બાલરવિનાં કિરણોનો સોનેરી પ્રકાશ ઓરડામાં સ્વચ્છંદતાથી ક્રીડા કરી રહ્યો હતો. ધાત્રી કમલા મલિન મુખથી તેની પથારીના મથાળાં પાસે એક તરફ બેઠી હતી. નજીકમાં એક બીજી કુરસીપર વૃદ્ધ ભાટ સદાશિવ ચિંતાતુર મનથી બેઠો હતો.

કિશોરસિંહની આંખો ઉઘડેલી જોઇને કમલાને ઘણોજ આનંદ થયો. તેણે તરતજ નજીકમાં બેઠેલા વૃદ્ધ સદાશિવને સંબોધીને કહ્યું કેઃ-"જૂઓ, જૂઓ, સદાશિવ ! કિશોરસિંહ શુદ્ધિમાં આવ્યો હોય એમ જણાય છે !"

પરંતુ સદાશિવ તેનો કશો પણ ઉત્તર ન આપતાં ચૂપજ રહ્યો. તેને ચૂપ રહેવાનું કારણ તરતજ ચપળા કમલાના જાણવામાં આવી ગયું, એટલે તે પણ મૌનજ રહી.

કિશોરસિંહે ફરીવાર આંખો ઉઘાડી. એ સમસ્ત જોઇ લીધું. જોતાંની સાથેજ તમામ વીતેલા બનાવો તેના સ્મરણમાં એક પછી એક તરી આવવા લાગ્યા. કારાગૃહમાં રાજા ભૂપસિંહની સાથે થયેલી તે મુલાકાત, તેની સાથે થયેલી વાતચિત, સુશીલાનો તે ઝેરીલો પત્ર, કારાગૃહમાંથી રાજા ભૂપસિંહની સહાયતાથી કરેલું પલાયન, રસ્તામાં લૂટારાઓનાં ટોળાંની સાથે થયેલો અણધાર્યો મેળાપ, તેમના સરદારની સાથે થયેલું પ્રચંડ દ્વંદ્વયુદ્ધ, અસ્વાભાવિક ગતિથી ઘોડાની પીઠપર બેસી સમાધિસતંભ પાસે આવી હાજર થવું; ફરીવાર તે અપાર્થિવ આકૃત્તિનો આવિર્ભાવ થયો, તેનાજ ઇશારાથી કિલ્લાના પાછળના દરવાજા સુધી પાછા આવવું; લૂટારાઓદ્વારા ફરીવાર સુશીલાનું હરણનો પ્રયાસ

થવો, લૂટારાઓના પંઝામાંથી સુશીલાને ફરીવાર છોડાવવી; બન્ને લૂટારા સરદારોની ભયંકર હાર થવી અને ત્યાર પછી બીજા સાત લૂટારા વીરોની સાથે ઘોર સંગ્રામ આરંભવો; લૂટારાઓના દારુણ આઘાતથી બેભાન થવું અને છેવટે આવી રીતે આ ઓરડામાં આવી વસવું. આ સર્વ બનાવોને બરાબર સ્મરણમાં લાવવાથી તે જાણી શક્યો કે, રણધીરસિંહની પરવાનગીથી મહાલય નિવાસીજનો પોતાને તે મૂર્છિત અવસ્થામાં આ ઓરડામાં લઇ આવીને તેની સેવા સુશ્રૂષા કરી રહ્યા છે. તેમનીજ કાળજી અને સેવાથી, આટલી વાર પછી તેના હૃદયમાં ચૈતન્યનો સંચાર થયો છે, એ પણ તે સમજી શક્યો. પણ હજી સુધી તેના શરીરની નબળાઇ, મસ્તકની ક્ષીણતા અને હૃદયની અપ્રસન્નતાનું સંપૂર્ણ રીતે અવસાન થયું નહોતું. તેણે ઉઠીને બેઠા થવાના ઇરાદાથી ધીમે ધીમે એક વાર માથું ઉંચું કરવાની કોશિશ કરી; પણ તેનાથી તેમ કરી શકાયું નહિ. તેનું મસ્તક ચકરી ખાવા માંડયું. અને આંખો આગળ અંધારૂં છવાઇ ગયું. આથી દુર્બળ શરીરે તેણે ફરીવાર પોતાની આંખો મીંચી દીધી.

કિશોરસિંહને ચૈતન્યનો સંચાર થયો છે અથવા તે શુદ્ધિમાં આવ્યો છે, એ જોઇને સ્નેહાળ કમલાનું હૃદય પ્રફુલ્લિત થઇ ઊઠયું; મુખપર પ્રસન્નતા છવાઇ ગઇ અને મનમાં આશા બંધાવા લાગી. ત્યાર પછી તે ધીમે ધીમે કિશોરસિંહના પડખામાંથી ઊઠીને, વૃદ્ધ સદાશિવની સમીપમાં આવી બેઠી. સદાસિવની પાસે આવી આનંદની સાથે તે બોલી ઊઠી:—

" સદાશિવ ! હવે તો તમને ખાત્રી થઇને કે, કિશોર કાંઇક શુદ્ધિમાં આવ્યો છે ? "

" ગરબડ ન કર; હજી પણ આપણે નિર્ભય થઇ શકીએ તેમ નથી. " બહુજ ધીમા સ્વરથી આંગળીનો ઇશારો કરીને વૃદ્ધ બાટે કહ્યું:-" ગરબડ ન કર. હજી પણ આપણે નિર્ભય થઇ શકીએ તેમ નથી. "

" ત્યારે હવે કિશોર તથા આપણે સર્વે નિર્ભય થઇએ એવો કાંઇ પણ ઉપાય તમારા જોવામાં આવે છે ખરો કે ? " કમલાએ આતુરતાથી પૂછ્યું.

" ઉપાય, એક માત્ર ઇશ્વરપર આધાર રાખ્યા વિના બીજો એક પણ નથી. અને તે દયાળ પરમાત્મામાં સંપૂર્ણ વિશ્વાસ છે કે

તેઓ કિશોરસિંહનું રક્ષણ અવશ્ય કરશેજ અને તે સાથે તેનો વાળ પણ વાંકો નહિ થવા દે." સદાશિવે ઉત્તર આપ્યો.

ત્યાર પછી થોડી વાર સુધી ચુપ રહ્યા પછી ક્ષણવારને માટે ઉંચી નજર કરી, ઉંચે આંગળી ચીંધી બુદ્ધિમાન સદાશિવ ભાટ ગંભીર તેમજ ધીમા અવાજે કમલાને બીજી કેટલીક વાતો કહી પોતાના આસનપરથી ઉઠી ઉભો થયો. ત્યાર પછી તે શંકાશીલ અને ચિંતાતુર મનથી ધીમે પગલે કિશોરસિંહની પથારી પાસે આવી રોગીની ડાબી બાજૂ પર બેઠો. કમલા આવીને તેમની નજીકમાં આવી દીવાલને અઢેલીને ઉભી રહી. સદાશિવ ભાટે કિશોરસિંહની અવસ્થાનું અવલોકન કરી ધીમા પ્રસન્નતાભરેલા ગંભીર અવાજથી કમલાના તરફ પોતાનું મ્હોં ફેરવીને કહ્યું કેઃ–" જય જગદીશ ! હવે કશો ભય નથી ! પરમાત્માએ સર્વ ભય દૂર કર્યો છે."

" આપેજ એને જીવનદાન આપ્યું છે." કૃતજ્ઞતાપૂર્ણ હૃદયથી અત્યંત આનંદની સાથે કમલા બોલી ઉઠીઃ–"આપેજ એને જીવનદાન આપ્યું છે. કિશોરસિંહનું પરમ સૌભાગ્ય કે, એ વખતે આપ ત્યાં હાજર હતા. નહિ તો, તેના મસ્તકપર જે આઘાત.—"

કમલાની વાતને અટકાવીને સદાશિવ ભાટે કહ્યું કેઃ–" જો તલ્વારની સીધી બાજુનો મસ્તકપર આઘાત થયો હોત. તો અત્યારે આપણે કિશોરનું મુખ જોઇ શકત નહિ; ઉલટી બાજુનો આઘાત થવાથીજ તે બચી શક્યો છે. કમલા ! વિધાતાની લીલા કેવી અપૂર્વ છે ! કિશોરના શિરપર કેટલી કેટલી આપત્તિઓ આવી પડી છે, પણ જો કે, ઇશ્વર તેને કેવો આબાદ બચાવી લે છે. જગતનાં પામર મનુષ્યો ઇશ્વરપર આસ્થા રાખતાં નથી, તેથીજ દરેક પ્રકારનાં દુઃખોને વશીભૂત થાય છે. પણ જેનો તેનામાં ખરો વિશ્વાસ છે, તેને તે કરુણામય ઇશ્વર કદાપિ દુઃખી થવા દેતો નથી. વાહ વિશ્વંભર ! તારી કળાને, તારી અનુપમ રચનાને અનેકવાર ધન્ય છે ! તારા મહાન મહિમાને ધન્ય છે !"

કિશોરસિંહે અત્યાર સુધી આંખો મીંચીજ રાખી હતી. ઘણીજ નબળાઇ અથવા કમતાકાતને લીધે ધીમે ધીમે તેને ઊંઘનાં ઝોકાં આવવા માંડયાં હતાં. પણ નજીકમાં કમલા અને, સદાશિવની વચ્ચે જે વાતચિત ચાલતી હતી. તે વાતચિતનું મૃદુ ગુંજન તેના સ્વપ્ન-પથમાં મધુર ભ્રમર–ગુંજનની પેઠે સંભળાવા લાગ્યું. તે શબ્દથી જાણે નિદ્રાનો તે થોડો થોડો અંધકાર પોતાની મેળેજ તેના અજ્ઞાનાકાશમાંથી

દૂર થઇ ગયો. તેણે ધીમે ધીમે ફરીવાર આંખો ઉઘાડી. આંખો ઉઘડયા પછી સદાશિવ ભાટને પોતાની પાસે બેઠેલો જોઇ ઉત્સાહ, ઉત્કંઠા અને આશંકાવાળા ક્ષીણસ્વરથી તેણે ધીમે ધીમે પૂછ્યું:-" સુશીલા નિરાપદ છે ને ? "

" હા નિરાપદ છે, " સદાશિવ ભાટના કાંઇ પણ ઉત્તર આપતાં પહેલાંજ કમલા એકદમ કિશોરસિંહની પથારી પાસે આવી આનંદથી વ્યગ્ર થયેલા કંઠે બોલી ઉઠી:-" હા, નિરાપદ છે મારી સુશીલા આફતમાંથી બચી, નિરાપદ થઇ છે. તેંજ તેની રક્ષા કરી છે. લૂટારાઓના હાથમાંથી તેંજ તેને બચાવી છે. સુશીલા એ સર્વ વૃત્તાંત ઘણી સારી રીતે જાણે છે. તેણેજ મને બધી હકીકત કહી સંભળાવી છે. સુશીલાના પિતા પણ એ બીનાથી વાકેફ થઇ ગયા છે. "

કિશોરસિંહે એક પછી કમલાના મુખમાંથી નીકળેલા શબ્દો સાંભળ્યા. સાંભળતાં સાંભળતાં તેના મનમાં તરેહ તરેહની ભાવનાઓ ઉદ્‌ભવવા લાગી. તેના મુખમંડળપર વિવિધ રંગોની આભા દેખાવા લાગી. હૃદયમાં પ્રચંડ આઘાત-પ્રતિઘાત થવા લાગ્યા. એ જોઇને વૃદ્ધ ભાટે કમલાને બોલવાની મના કરીને કહ્યું કે-" જોતી નથી કે, રોગીને ફરીવાર મૂર્ચ્છા આવવાની તૈયારી થઇ રહી છે, આવી હાલતમાં શું બધી હકીકત કહી સંભળાવવી ઉચિત છે કે ? "

કમલાએ કહ્યું:-" ના, ના-મને જણાય છે, આ બધી વાતો સાંભળવાથી એ કાંઇક સ્વસ્થ થશે. તેના મનનો સંશય ઘણે ભાગે દૂર થશે અને હૃદયનો ભાર પણ હળવો પડી જશે. "

આમ કહીને કમલાએ કિશોરસિંહના તરફ સ્નેહસહિત દૃષ્ટિપાત કરી ફરીવાર ભાટરાજને સંબોધીને કિશોરસિંહની અજાણતામાં ધીમા અવાજથી કહ્યું કે:-" આમ જૂઓને એના મુખનો એ ભાવ પાછો સરી ગયો છે અને અત્યારે પાછો પહેલાંના જેવો સ્વાભાવિક ભાવ આવીને ઉભો રહ્યો છે. "

કિશોરસિંહે કમલાને ફરીવાર કાંઇક કહેવાનો ઇરાદો કર્યો; કમલા તેના મનના તે આશયને જાણી જવાથી તરતજ તેની છેક નજીકમાં આવીને ઉભી રહી. કિશોરસિંહે મૃદુ સ્વરથી ફરીવાર પૂછ્યું કે:-" મહા માન્ય મુરબ્બી રણધીરસિંહે શું આ સર્વ વૃત્તાંત સાંભળ્યો છે કે ? સુશીલાના ઉદ્ધારની વાત તેમના સાંભળવામાં આવી છે કે ? "

કમલાએ જવાબ આપ્યો:-" સુશીલાએ તેના પિતાની પાસે બધું કહી સંભળાવ્યું છે. તેમણે સર્વ સાંભળ્યું છે. માલિક તારાપર

ઘણાજ પ્રસન્ન થયા છે. સર્વજનો શતમુખથી તારી વીરતાની પ્રશંસા કરે છે અને તને શત શત ધન્યવાદ આપે છે."

આથી એક પ્રકારના અપૂર્વ આનંદરસથી કિશોરસિંહનું હૃદય પ્લાવિત થઇ ગયું. તેની સુશીલાએ, તેના હૃદયની અધિષ્ઠાત્રી દેવીએ, સ્વર્ગીય સુંદરી સુશીલાએ આનંદથી તેને ધન્યવાદ આપ્યો છે, રણધીરસિંહ તેનાપર પ્રસન્ન થયો છે, તેના હૃદયની આનંદમયી પ્રતિમાએ તેને આનંદની નજરે જોયો છે; આ સર્વ આનંદથી જાણે તેના હાથમાં સ્વર્ગજ આવ્યું હોયની! એવો ભાસ થવા લાગ્યો. ત્યાર પછી તેણે કમલાને ફરીવાર પૂછ્યું કે:—

"આ બનાવ શી રીતે બન્યો વારૂ?"

કમલાએ જવાબ આપ્યો:-"પ્રથમ બહાર શું બન્યું હતું, એ હું જાણુતી નથી. તેમ છતાં મેં સાંભળ્યું છે કે, રાત્રિના બે પહોર વીત્યા પછી લુટારાઓ કિલ્લાની પાછળનો દરવાજો ભાંગીને દક્ષિણ દિશાના દરવાજા પાસે આવ્યા. ત્યાં આગળ આઠ પ્રહરીઓ હાજર હતા. લૂટારાઓએ એકદમ આક્રમણ કરીને તેનાંના સાત જણના હાથ પગ એકી સાથે બાંધી દીધા અને એક જણને જીવ જવાની ધમકી આપી સુશીલાનું શયનગૃહ બતાવવાનું કહ્યું. તે પ્રાણ જવાની દહેશતથી તેમને સુશીલાના શયનગૃહમાં લઇ આવ્યો. તે વખતે હું ઊંઘતી હતી. શયનગૃહમાં લૂટારાઓની ગરબડ સાંભળીને મારી ઊંઘ ઉડી ગઇ. ઊંઘ ઉડી ગયા પછી મેં જોયું કે, એક યમદૂતના જેવા ચહેરાવાળો એક પુરુષ સુશીલાને ઉપાડીને જંગલ તરફ દોડી જવા માટે શયનગૃહમાંથી વેગપૂર્વક બહાર નીકળી ગયો. એ યમદૂત જેવો પુરુષ અન્ય કોઇ નહિ, પણ લૂટારાના ટોળાંનો સરદારજ હોય, એવો ભાસ મને થવા લાગ્યો. પ્રથમ તો તે સરદાર સુશીલાને મીઠી મીઠી વાતો કહીને ફોસલાવવાનો પ્રયત્ન કરતો હતો; પરંતુ સુશીલા ધમકાવી ધમકાવીને તેની દરેકે દરેક વાતને નાકબૂલ કરતી હતી. મેં પણ તે દુષ્ટના પગમાં પડી ઘણી ઘણી વિનતી કરી હતી. પણ એ વખતે તાડ જેવા લાંબા કદાવર અને બેડોળ લૂટારાએ અથવા તો સર્વ લૂટારાઓ જેને દુર્જનતમણિ કહેતા હતા, તેણે આવીને એ વખતે એવા જોરથી મારી પીઠપર એક લાકડીનો આઘાત કર્યો કે જેથી હું બેભાન થઇને જમીન પર ગબડી પડી.

આમ કહી કમલા જરા વાર અટકી પડી!

ત્યાર પછી કમલાએ ફરીવાર કહેવા માંડ્યું કે:-"કિશોર!

એ વખતે મને જે આઘાત થયો હતો, તેનું સ્મરણ થતાં હજી પણ મારૂં કાળજું કમકમી ઉઠે છે ! હાય !—”

આમ કહી કમલા ફરીવાર ચૂપ થઇ ગઇ. એ જોઇને કિશોરસિંહે ધીમે ધીમે કમલાને સંબોધીને કહ્યું કેઃ—“ કમલા ! ચિંતા ન કર. મેં તારા અપમાનનો બરાબર બદલો લીધો છે. મારા પોતાના હાથથીજ તે દુરાત્માનો શિરચ્છેદ કર્યો છે. પાપનું પ્રતિફળ ચખાડી આપ્યું છે, નરકના જ્વાળામય કુંડમાં તેના પાપમય વપુની આહુતિ આપી છે. ”

આ પ્રમાણે આશ્વાસન આપી કિશોરસિંહ થોડી વાર સુધી મૌન રહ્યો. ત્યાર પછી તેણે પુનઃ કમલાને ઉદ્દેશીને પૂછ્યું કેઃ— “ કમલા! ત્યાર પછી શું બન્યું હતું વારૂ ?”

કમલાએ જવાબ આપ્યોઃ—“ત્યાર પછી થોડી વારે શુદ્ધિ આવતાં મેં જોયું કે, તે દુષ્ટ લૂટારાઓ સુશીલાને લઇને ન્હાસી ગયા હતા. એથી મેં તરતજ ઉંચા અવાજે બૂમો મારવા માંડી. મારી બૂમોથી મહાલયના તમામ અનુચરો જાગી ઉઠયા. રાજા ભૂપસિંહ પણ જાગી ઉઠયો. માલિક રણધીરસિંહની નિદ્રાનો પણ ભંગ થયો. સઘળા એકદમ સુશીલાના ઓરડા તરફ દોડી આવ્યા. ત્યાર પછી મારા મુખથી બધી હકીકત સાંભળીને તેઓ દ્વાર તરફ હથિયારબંધ દોડી ગયા. હું પણ તેમની સાથે સાથે ચાલી. પરંતુ અમો હજી દરવાજાની નજીકમાં પણ પહોંચ્યાં નહોતાં, એવામાં અમારા જોવામાં આવ્યું કે, કેટલાક પ્રહરીઓ તને તથા સુશીલાને લઇને અંતઃપુર ભણી આવી રહ્યા છે. તેમના મુખેથી સાંભળ્યું કે, તેઓને લૂટારાએ આ પહેલાંજ બાંધી મૂક્યા હતા; પણ ગમે તે કૌશલથી તેઓ બંધન કાપીને થોડી વાર પહેલાં લૂટારાઓની સ્હામા આવી લડવાને હાજર થયા હતા. તારાપર જ્યારે લૂટારાઓએ જબરદસ્ત જખ્મ કર્યો, અને એ જખ્મથી જ્યારે તું બેભાન થઇ પડયો, ત્યારે તેમણે અસીમ સાહસથી લૂટારાઓમાંના કેટલાક માણસોને પરાજિત કર્યા. લૂટારાઓ તેમની સ્હામે ટક્કર ન ઝીલી શકવાથી છેવટે લાચાર થઇને, તેમના બન્ને સરદારોને રડતા રડતા લઇ ગયા અને તેમનાં કપાયલાં બન્ને માણસોને ઘોડાની પીઠપર લાદીને ગચ્છંતિ કરી ગયા. પ્રહરીઓ ત્યાર પછી તેમની પાછળ પડી તેમને ન્હસાડવા માટે જઈ શક્યા નહિ. કારણ કે, સુશીલા તથા તું ત્યાં સુધી ત્યાં આગળ બેશુદ્ધ હાલતમાં પડયાં હતાં. આથી તેમને તમો બન્નેને ઊંચકીને અન્તઃપુર

ભણી લઇ આવવાં પડયાં. માલિક તથા રાજા ભૂપસિંહે જતાં જતાં જોયું કે, તેઓ તમોને લઇને આવી રહ્યા છે. તે વખતે તેમણે એમ પણ સાંભળ્યું કે, સર્વે લૂટારાઓ ન્હાસી ગયા છે; તેમાંના બે જણા મરણવશ થયા છે અને બે જણા સખ્ત જખ્મી થયા છે. તે ઉપરાંત બીજું જે કાંઇ બન્યું હતું, તેમાંનું તેઓ જે કાંઇ જાણતા હતા, તે સર્વ પણ તેમણે કહી સંભળાવ્યું. તારી વાત પણ તેમણે કહી દીધી અને એમ પણ જણાવ્યું કે, ઘણું કરીને તું હવે જીવતો પણ રહ્યો નથી. સુશીલાને ત્યારે પુનઃ કાંઇક ચેતન આવ્યું હતું. સુશીલા આ વાત સાંભળીને વિશેષ ચિંતાતુર બની ગઇ હતી."

અહીં સુધી કહ્યા પછી કમલાએ વૃદ્ધ સદાશિવના તરફ આંગળી ચીંધી ફરીવાર કહ્યું:—" આ પણ ત્યારે માલિકની સાથે હતા. અનુચરનાં વાક્ય સાંભળી એમણે તરતજ તારા શરીરને તપાસી જોયું હતું. જોયા પછી તેમણે જણાવ્યું હતું કે, કશો પણ ભય રાખવા જેવું નથી, મારી ધારણા પ્રમાણે કિશોર જરૂર બચી જશે."

"આ વાત સાંભળતાંની સાથેજ ગૃહસ્વામી રણધીરસિંહના મનમાં આનંદ ઉભરાઇ આવ્યો, તેમણે તારી સેવા ચાકરીને માટે અનુચરોને સખ્ત હુકમ ફરમાવી દીધો. જેના યોગે તું સત્વર તંદુરસ્તી મેળવી શકે, જેથી તારા તરફ બિલ્કુલ બેકાળજી ન રાખવામાં આવે, તે વિષયમાં ખાસ અનુમતિ આપી. તેઓ સુશીલાને લઇ પોતાના ઓરડામાં ચાલ્યા ગયા. ત્યાર પછી તેઓ મને અન્તઃપુરના આ ઓરડામાં લઇ આવ્યા. ગૃહસ્વામીની આજ્ઞાથી હું અને આ સદાશિવ મહાશય બન્ને અમો સતત રીતે તારી પાસેજ રહીએ છીએ. એમના ઔષધથી-યત્નથી અને કોશિશથી તને તંદુરસ્તી મળી છે. નહિ તો, જે જખ્મ થયો હતો—"

આમ કહીને કમલાએ કૃતજ્ઞતા તથા ભક્તિ ભરેલા હૃદયથી સદાશિવ ભાટના તરફ એક વાર નજર કરીને કિશોરસિંહને બતાવી આપ્યો.

કિશોરસિંહે ફરીવાર પૂછ્યું કેઃ—" સારૂં, પરંતુ રણધીરસિંહ સરદાર મને કારાગૃહમાંથી મુક્ત થયેલો જોઇને કાંઇ બોલ્યા હતા કે ?"

કમલાએ જવાબ આપ્યોઃ—" પ્રથમ તને કારાગૃહમાંથી મુક્ત થયેલો જોઇને તેઓ અજાયબ થયા હતા. પરંતુ તને તે સમયે સ્વાધીનતા ન મળી હોત, તો લૂટારાઓના હાથમાંથી સુશીલાનો કોઇ પણ પ્રકારે બચાવ થાત નહિ, એમ જાણીને તેઓ એ વિષયમાં

બીજું કાંઇ પણ બોલ્યા નહોતા. તેમની પ્રિય પુત્રીની ભયંકર આપત્તિમાથી તેં ખરી અણીની વેળાયે રક્ષા કરી છે, એમ જાણીને તેઓ ઉલટા અત્યંત પ્રસન્ન થયા હતા."

આમ કહીને કમલાએ કિશોરસિંહના તરફ ફરીવાર સરળ અને સ્નેહભરેલો દૃષ્ટિપાત કર્યો. તે દૃષ્ટિનો અર્થ એવો હતો કે, તે શી રીતે કારાગૃહમાંથી મુક્ત થયો હતો, એ વાતને કમલા બહુ સારી રીતે જાણતી હતી. કમલાએ વૃદ્ધ સદાશિવ ભાટને પણ છૂપી રીતે એ વાત જણાવી દીધી હતી.

પણ થોડીવારમાં કમલાના મુખમંડળે પાછું ગંભીર સ્વરૂપ ધારણ કરી લીધું. કમલા વિચારવા લાગી કે:–" જો કે કિશોરસિંહજ એક માત્ર સુશીલાનો બચાવનારો છે; તો પણ વૃદ્ધ રણધીરસિંહ તે કૃતજ્ઞતાનું સ્મરણ કરી વરુણસિંહની અમાનુષિક ખૂનરેજીને લઇને કિશોરસિંહને કદાપિ કાયદાના કઠિત બંધનમાથી મુક્ત થવા દેશે નહિ. કિશોરના અનેક ઉપકારો તેના પર હોવા છતાં પણ, તે ઉપકારોને ધ્યાનમાં ન લાવતાં તે તે બિચારાને સખ્તમાં સખ્ત સજા થાય, એવો બંદોબસ્ત કરવામાં કશી કચાશ રાખશે નહિ. હાય! નિરપરાધી હોવા છતાં બિચારો કિશોર વિના વાંકે માર્યો જશે."

આ તરફ કમલાની છેવટની વાતથી કિશોરસિંહના અંતઃકરણમાં પણ પુનઃ નવીનવી અનેક ચિંતાઓ ઉત્પન્ન થવા લાગી. તે રાત્રિના સુશીલાના તે ભયંકર પત્રની વાત તેને સાંભરી આવી. સુશીલા રાજા ભૂપસિંહની પત્ની થવા માટે ખરેખર તૈયાર થઇ છે, તેની સાથે વચનના બંધનમાં બંધાઇ ગઇ છે, એ વાતનો વિચાર આવતાં તેનું હૃદય પુનઃ ભગ્ન થઇ ગયું, તેની સર્વ આશાઓ પર પાણી ફરી વળ્યું. તે મનમાં ને મનમાંજ કહેવા લાગ્યો:–" હાય મારા જેવા હતભાગ્યનો આ સંસારમાં જન્મ પણ શા માટે થયો? શું મારા વિના આ વિશાળ વસુધા શૂન્ય પડી રહે તેમ હતી કે, વિધાતાએ મને આ અવનીમાં મોકલી આપ્યો! જેના જીવનની સર્વ આશાઓ શૂન્ય થઇ છે, હૃદયના તારો તૂટી ગયા છે અને સંસારમાં જેને સહાનુભૂતિ આપે એવું કોઇ પણ રહ્યું નથી, તેને વિના કારણ જન્મ ધારણ કરી રાખવાનું શું પ્રયોજન છે? પ્રભુ! આ પામર દાસને તું હવે આશાના સમુદ્રમાં ક્યાં સુધી ગોથાં ખવડાવ્યા કરીશ? હૃદયમાં વાસનાના પ્રબળ પાવકને ક્યાં સુધી પ્રજ્વાળાવ્યા કરીશ! મારી આશાના આગારરૂપ સુશીલા તો હવે મારો પરિત્યાગ કરવા માગે છે, તો પછી મારે જીવીને શું કરવું છે! કોના માટે જીવવાનું છે?"

તેના મુખપર આવી કરુણ ચિંતાના યોગે મૂર્છાનાં ચિન્હો ફરીવાર પ્રકટ થવા લાગ્યાં. એ જોઇને વૃદ્ધ ભાટે તરતજ ખરલમાં એક ઔષધ વાટીને તૈયાર કર્યું તથા તે ઔષધ કિશોરસિંહને પીવ-ડાવી દીધું. તીવ્ર ઔષધના તીવ્ર ગુણુથી કિશોરસિંહ ધીમે ધીમે ગાઢ નિદ્રામાં આવી પડ્યો.

---

## દ્વાવિંશ પ્રસંગ

## વિજયમણિ અને ઉન્માદિની

---

"If there be cords and knives.
Poison or fire, suffocating streams,
I'll not endure it."

× × × × × × *Othello.*

વાંચક! ચાલો, આપણે હવે એકવાર લૂટારાઓના કાલિદુર્ગ તરફ જવું પડશે અને ત્યાં જઇને આપણી પૂર્વ પરિચિતા દીવાની અત્યારે શું કરી રહી છે, એનું અવલોકન કરી આવવું પડશે. કારણુ કે, એની સાથે આ વાર્ત્તાનો નિકટનો સંબંધ જોડાયલો હોવાથી એનાં પ્રત્યેક કાર્યોથી આપણુને માહિતગાર રહેવાની ખાસ જરૂર છે.

લૂટારાઓના ભોંયરામાંના બંદીગૃહમાં પ્રથમ જણાવેલી બે વ્યક્તિ-ઓની વાતચિત પરથી તેનો કાંઇક આભાસ માત્ર મેળવીને, લૂટારાઓના રસોડાના દ્વારપરથી ભાંગેલી તલ્વાર મેળવીને તથા લૂટારાના સરદારને તે છુપા દરવાજાની ચાવીને સાવચેતીથી વિજયમણિના હાથમાં આપતો જોઇને, દીવાનીના મનમાં એક જાતની અદ્ભુત અને વિષમ અજાયબીનો સંચાર થયો. દીવાની લૂટારાઓનું મકાન છોડીને ચાલી આવી હતી, પરંતુ એ બધો અજબ બનાવ જોઇને, તે તે મકાનને ત્યાર પછી પાછી છોડી શકી નહોતી. તે સર્વ રહસ્યનો પત્તો મેળવ-વા માટે તથા પરિણામે શું થાય છે, એ જોવા માટે, તે ફરીવાર લૂટારાના કિલ્લામાંની પોતાને મળેલી કોટડીમાં પાછી ચાલી આવી.

રાત્રિનો પહેલો પ્રહર લગભગ વીતી જવા આવ્યો હતો, એ સમયે દીવાનીએ જોયું કે, બાર બળવાન લૂટારાઓને પોતાની સાથે લઇને લૂટારાનો સરદાર રામૂ કાલિદુર્ગમાંથી બહાર નીકળી આનંદદુર્ગ તરફ ચાલ્યો ગયો. એ પરથી દીવાનીએ ધાર્યું કે, રાત્રે જરૂરને જરૂર કાંઇક ભયંકર બનાવ બનશે. ખરી રીતે દીવાનીનું અનુમાન સત્યજ

નિવડયું હતું અને તેની ધારણા મુજબ તેવોજ ભયંકર બનાવ બન્યો હતો, જે બનાવને વાંચક બંધુઓ આ પહેલાના પ્રસંગમાંજ સારી રીતે જાણી શકયા છે.

પહેલેથી દીવાનીના મનમાં શંકા પેદા થઇ હતી કે, લૂટારાઓના કિલ્લામાં જરૂર કોઇ માણુસને પકડી લાવીને તેમણે તેના અડ્ડામાં તેને કેદ કર્યો છે. પરંતુ આખો દિવસ કોશિશ કરવા છતાં પણ દીવાની એ બાબતમાં કશો પણ પત્તો મેળવી શકી નહિ. છેવટે રાત્રિના એક પ્રહર પછી લૂટારાના સરદારને પોતાના પિશાચ મંડળ સહિત તેમના દુર્ગમાંથી પ્રસ્થાન કરતો જોઇને, તે ધીમે ધીમે પોતાના ઓરડામાંથી નીચે ઉતરી આવી. નીચે આવ્યા પછી તેણે નિશ્ચય કર્યો કે, વિજય-મણિની પાસેથી હું આ વિષયમાં અવશ્ય કાંઇકને કાંઇક બાતમી મેળવી શકીશ. વળી, એ કામ બહુજ સહજમાંજ થઇ શકશે તે પણ તે ચોક્કસ જાણતી હતી. કારણ કે, દિવસના વખતે દીવાનીએ જ્યારે વિજયમણિ અને બીજા કેટલાક લૂટારા અનુચરોની સાથે તેમના દ્વારપર જઇને વાતચિત કરી હતી, ત્યારે તેણે બરાબર લક્ષ આપીને જોયું હતું કે, તે લોકો તેનાથી ખૂબ ડરે છે, તેના તરફ ભયના માર્યા ભક્તિ ભાવ ધરાવે છે તથા તેના પર સંપૂર્ણ વિશ્વાસ રાખે છે, આ વિશ્વાસને વશીભૂત થઇનેજ દીવાનીએ વિચાર્યુ કે, "હું એ લોકોને ભૂલ-થાપ ખવડાવીને સહજમાંજ મારે કબ્જે કરી લઇશ તથા બધી બીનાને બરાબર જાણી લઇશ."

આવો સંકલ્પ કરીને દીવાની જેવી પોતાના ઓરડામાંથી નીચે ઉતરી આવી કે, તરતજ જોઇ શકી કે, એક પુરુષ એક હાથમાં દીવો ઝાલી બીજા હાથથી રસ્તાની ડાબી બાજૂપરના તે પાતાળ-ગૃહ-ભોંયરાનું દ્વાર ઉઘાડી રહ્યો છે.

એ જોઇને દીવાનીએ ધીમે ધીમે તે પુરુષની પાસે દરવાજાપર જઇને જોયું, તો તેને જણાયું કે, એ પુરુષ અન્ય કોઇ નહિ, પણ તેનો પરિચિત વિજયમણિજ હતો.

દીવાનીને તે સમયે ત્યાં આવેલી જોઇને વિજયમણિના મનમાં ઘણોજ ભય ઉત્પન્ન થયો. કોઇ પણ પ્રકારના અશુભ લક્ષણો જોઇને અંધવિશ્વાસી અને દુર્બળ હૃદયનાં માણુસોના મનનો ભાવ સચરાચર જેવો થઇ જાય છે, તેવોજ ભાવ તે દીવાનીને જોવાથી તે લૂટારાના દૂતના અંતઃકરણમાં પણ ઉત્પન્ન થયો. તેણે કંપાયમાન થઇને પૂછ્યું કે:-"ઉન્માદિની માતા! અત્યારે તમે અહીં ક્યાંથી?"

"વિજયમણિ—તારૂં નામ વિજયમણિ છે, એ મારા જાણવામાં છે." તેની પાસે જઇ તેના મુખનું નિરીક્ષણ કરી તે બોલી:—"વિજયમણિ! તું અત્યારે અહીં શું કરે છે?"

"આટલી રાત્રે સર્વે ઉંઘી ગયાં છે અને તમે ઉંઘ્યાં પણ નથી?" વિજયમણિએ પૂછયું.

"હા, કેવળ તારા માટેજ ઉંઘી નથી!" ઉન્માદિનીએ ગંભીરતાથી ઉત્તર આપ્યો.

અજાયબીથી ચકિત થઇને વિજયમણિએ પૂછયું:—"મારા માટે?"

"હું તારૂં ભલું કરીશ. તારી મારાપર સારી ભક્તિ છે. તને હું બહુજ ચાહું છું. તારૂં હું જરૂર ભલું કરીશ. સાત દિવસ અને સાત રાતની અંદર—"

કુસંસ્કારવાળો મૂર્ખ અથવા નિર્બોધ લૂટારો ભલું થશે; એવી વાર્તા સાંભળીને એકદમ પીગળી ગયો. તેણે ધુંટણમંડીએ બેસી હાથ જોડી ગળગળા અવાજથી કહ્યું:—"હેં શું કહ્યું, મારૂં ભલું કરશો?"

"અવસ્ય—અવસ્ય ભલું કરીશ."

"શું ભલું કરશો? કેવી રીતે કરશો? કહો તો ખરાં!" વિજયમણિએ નમ્રતાથી કહ્યું.

"બધું કહી સંભળાવીશ. સ્થિર થા, ઉતાવળ ન કર. મારે તને જે વાત કહેવાની છે, તે આવી ખુલ્લી જગાએ કહી શકાય તેમ નથી. તેને માટે ખૂબ એકાંતની જરૂર છે. સાવચેતી સિવાય એ વાત કહેવાથી તેનું પરિણામ વિષમ આવે એવો સંભવ છે. માટે આ ભોંયરામાં ચાલ. એની ચાવી તો તારી પાસેજ છે, માટે ચાલ સીડીનો દરવાજો એકદમ ખોલી નાખ."

મૂર્ખ લોકો હમેશાં સરળજ હોય છે. તેમ છતાં પણ જો એ મૂર્ખ કિંવા નિર્બોધ મનુષ્ય નિષ્પાપ હોય, તોજ તેની સરળતા આનંદ ભરેલી નિવડે છે; નહિતો, તેઓ જો આપણા આ નરઘાતક વિજયમણિના જેવા નિર્બોધ હોય, તો તેમની તે સરળતા સંદેહ અને પ્રતિહિંસાના કંટકથી કંટકિત થયેલીજ નિવડે છે. દીવાનીની છેવટની વાત સાંભળીને તે મહાપાપીના ચિત્તમાં સંદેહ પેદા થયો. ભય પણ થયો. તેણે વિચાર્યું કે, દીવાની ભોંયરામાં શામાટે જવા માગે છે? ત્યારે શું તે તેના સર્વ છુપા ભેદને બરાબર જાણી ગઇ છે? આ પ્રમાણે વિચાર કરીને તેણે ખુલ્લી રીતે કહ્યું કે:—"જે કહેવું હોય, તે અહીંજ કહો. નીચે જઇ શકાશે નહિ. અહીં કહેવામાં પણ તમને શી હરકત છે?"

"શું ! મારી વાતને ના કબૂલ કરે છે ?" જાણે કાંઇક ક્રોધ અને કાંઇક નફરતની સાથે દીવાનીએ કહ્યું:–"મારી વાતને પણ તું કબૂલ રાખતો નથી ? શું તું મને નથી ઓળખતો ? હું કોણ છું ? મારામાં શી તાકાત છે, એ તું જાણે છે ? જો હું ધારૂં તો આ ક્ષણેજ આંખનો પલકારો પણ થતાં ન થતામાં તને બાળીને ભસ્મીભૂત કરી શકું તેમ છું.

વિજયમણિએ ભયની સાથે જોયું કે, દીવાનીની આંખમાંથી જાણે ખરેખરેજ આગની ચીનગારીઓ વરસી રહી છે. તે તરતજ ભયથી જડવત્ બનીને અર્ધા ભાગ્યા તુટયા અવાજથી બોલ્યો કે:–"ના, ના, એમ કેમ કહો છો; સરદાર સાંભળશે, તો મારી જાન લીધા વિના રહેશે નહિ. માતા ! તમે મારાપર આવો કોપ ન કરો–હું તો તમારા—"

"મારા કરતાં સરદારનું મહાત્મ્ય વધારે ? મારાથી તારો સરદાર ચઢી જાય ? મારી ગેરહાજરીમાં તારા સરદારની શી તાકાત છે કે, તે તને એક શબ્દ પણ કહી શકે ?"

દીવાની વિજયમણિને ધમકાવીને કહેવા લાગી કે:–"તું જાણે છે કે, તારો સરદાર મારો ગુલામ છે–તારૂં આખું મંડલ મારૂં ગુલામ છે. ભૂત–ભવિષ્ય અને વર્ત્તમાન આદિ સર્વ મારા નખદર્પણમાં છે, એ બધું શું તું નથી જાણતો ?"

એવા વિકટ સ્વરથી, વિકટ હાવભાવથી અને દૃષ્ટિથી દીવાનીએ આ બધી વાતો ઉચ્ચારી કે જેથી મૂર્ખ વિજયમણિના મનમાં દૃઢ વિશ્વાસ બંધાઇ ગયો કે, દીવાની ડાકિની સિવાય બીજી કોઇજ નથી, તેમજ તેનાથી ન બની શકે એવું એક કાર્ય પણ નથી.

વિજયમણિએ અત્યંત ભય તથા આશ્ચર્યને આધીન થઇને પૂછ્યું કે:–"ત્યારે મારૂં નસીબ કેવું છે, એ જણાવવાની કૃપા કરોની માતા !"

"તું તો રાજા થઇશ, સત્વર રાજા થઇશ. દોઢસો વર્ષ જીવીશ. તને એકાએક રૂપિયાનો એક મોટો ઢગલો મળી આવશે. પરંતુ જો હું ધારીશ તો ફક્ત એક દિવસની અંદરજ તારી ગર્દન કાપી શકીશ. તારા ગર્વને મારા સિવાય બીજા કોઇનાથી પણ ચૂર્ણ કરી શકાશે નહિ. મારામાં એક એવી અદ્દ્ભુત શક્તિ સમાયલી છે કે, જેના યોગે હું ધારીશ, ત્યારે તને બરબાદ કરી શકીશ અથવા તો સુખના સિંહાસનપર પણ બેસાડી શકીશ."

આ સાંભળીને વિજયમણિ દીવાનીના બન્ને પગ ઝાલી કરુણાભરેલા અવાજથી બોલ્યો કે:–"ના–ના, મા ! તને કાલિમાતાના

સોગન છે! તું મારાપર કોપ ન કરતી. કહે, તારી જે કાંઇ ઇચ્છા હોય તે જલ્દી કહે અને તે સાથે મને જે કાંઇ આજ્ઞા ફરમાવવાની હોય, તે પણ ફરમાવી દે. હું તારી આજ્ઞા બજાવવાને હવે દરેક રીતે તૈયાર છું."

"મારી વાત સાંભળીશ અને જો તું મારા કહેવા પ્રમાણે ચાલીશ, તો હું તને રાજા બનાવી દઇશ. કદાપિ તારૂં બુરૂં કરીશ નહિ." દીવાનીએ પ્રસન્ન મુખે કહ્યું.

"તો તો હું સરદારના કરતાં પણ વધારે માન તને આપીશ. સરદારની તાબેદારી ન ઉઠાવતાં તારી ગુલામગીરીમાંજ હું મહા આનંદ માનીશ. તારી સર્વ વાર્ત્તાઓને બરાબર ધ્યાનપૂર્વક સાંભળીશ તથા તારા કહેવા મૂજબજ ચાલીશ." વિજયમણિએ કહ્યું.

"મારી વાતપર તને અવિશ્વાસ આવે છે? તું નથી જાણતો કે હું સાક્ષાત્ ડાકિણી છું અને ક્ષણવારમાં તને બાળીને રાખખાક કરી શકું તેમ છું—"

"ના–ના, માતા! કોપિત ન થા! તને મહાકાળીના કસમ છે. મને બચાવ, બચાવ! તું મારી માતા છે! મારાપર વિનાકારણ રોષ ન કર." વિજયમણિ ભયનો માર્યો બોલી ઉઠયો.

આમ કહી મૂર્ખ દસ્યુનો દાસ ફરીવાર દીવાનીના પગમાં પડી ગયો. એ જોઇને દીવાનીએ કહ્યું કેઃ—"સારૂં, તું મારી સાથે ભોંયરામાં ચાલ. ત્યાં તારા ભાગ્યમાં જે કાંઇ થવાનું હશે, તે બધું કહી સંભળાવીશ. તને એટલી પણ અક્કલ નથી કે, ભાગ્યની પરીક્ષા કાંઇ આવા ખુલ્લા સ્થાનમાં થઇ શકતી હશે ખરી કે? એવા મહાન કાર્યમાં તો એકાંતની ખાસ જરૂર છે. પણ જો જે હું તને જે કાંઇ હકીકત કહી સંભળાવું એ વિષયમાં તું કોઇને એક અક્ષર પણ કહીશ નહિ. નહિતો તારી બધી બાજી બગડી જશે અને તું રાજા થવાને બદલે ઉલટો રસ્તાનો રઝળતો ભીખારી બની જઇશ."

"તું જેમ કહીશ, તેમ હું કરીશ. તારી આજ્ઞા વિરુદ્ધ હું એક પગલું પણ આગળ ભરીશ નહિ. અત્યારે તુંજ મારી ખરી માતા છે. તારામાં મારો સંપૂર્ણ વિશ્વાસ છે." આમ કહીને વિજયમણિ સીડીનો દરવાજો ખોલી દીવાની સાથે ભોંયરામાં ઉતરવા લાગ્યો. ઉતરતાં પહેલાં તેણે અંદરથી સીડીના દ્વારને પાછું બંધ કરી દીધું.

વિજયમણિના મનમાં બરાબર વિશ્વાસ બેસી ગયો હતો કે, દીવાની રાતોરાતજ તેને ગરીબમાંથી તવંગર અને ભીખારીમાંથી

રાજા બનાવી દેશે. એ વિશ્વાસને વશ થઇનેજ તે તે દીવાનીને પોતાના અડ્ડાના છૂપામાં છૂપા સ્થાનની છૂપી બાતમીઓ બતાવવાને તૈયાર થયો હતો, એ વાત ખુલ્લી થતાં તેનો સરદાર તેનું માથું લઈ લેશે, એ વિષયમાં તેણે કશો વિચાર પણ કર્યો નહિ. તે ત્યારે પોતાની ઉન્નતિ કરવાની ચિંતામાંજ ઉન્મત્ત બની ગયો. રાજા થવાની આશાએ તેના સારાસારના વિચારને નષ્ટ કરી નાખ્યો હતો. વળી એ વિષયના પરિણામનો વિચાર કરવાની તેને ફુરસદ પણ નહોતી.

તે ત્યારે વિચારતો હતો કે, "હવે મારે આવી રીતે માહાવીરની ખુશામત કે ગુલામગીરી કરવી પડશે નહિ. હું થોડા વખતમાંજ એક મોટો રાજા થઇશ, એટલે મહાવીર જેવા અનેક લોકોને મારા ગુલામ તરીકે રાખીશ. ઘણાં માણસો પર હું મારો અમલ ચલાવી શકીશ તથા મારી સરદારી તળે એક એવું મોટું મંડળ એકઠું કરી શકીશ, કે જેથી આખા દેશની સત્તા મારા હસ્તક થશે. લોકો મારી ખુશામત કરતા, મારા પગ ચાટવા આવશે. વળી સુશીલા સમાન સુકોમળાંગી સુંદરીઓના પ્રણયામૃતનું પાન કરી મારા અંતરને અપૂર્વ આનંદ આપી શકીશ. સહુથી પ્રથમ કોઇ સુંદરમાં સુંદર સુંદરી શિરોમણિ લલના સાથે લગ્ન કરી મારે મારા હૃદયની ઇચ્છાને પાર પાડવી જોઇશે. જો તેમ નહિ કરૂં તો પછી મને રાંધી કોણ ખવરાવશે?"

વિજયમણિ લૂટારાઓના હાથનું રાંધેલું ભોજન જમતો નહોતો. તે પોતાનું રાંધેલું અનાજજ જમતો હતો. દિવસમાં હમેશાં બેવાર રસોઇ કરી તે ઉદનારાયણને તૃપ્ત કરતો હતો.

આ તરફ આપણી દીવાની શા ઉપાયથી તે નિર્બોધ લૂટારાના અનુચરનો પરાભવ કરી પોતાની અજાયબીને તૃપ્ત કરી શકશે, શી રીતે લૂટારાના કિલ્લાના સઘળા છુપા ભેદભરમો જાણી શકશે, એ સંબંધમાં ઊંડી ચિંતા કરી મનમાં ને મનમાં અનેક નવી કલ્પનાઓ ઉપજાવ્યા કરતી હતી.

આ પ્રમાણે બન્ને જણા પોતપોતાના સ્વાર્થની ચિંતા કરતાં કરતાં સો ઉપરાંત પત્થરના પગથિયાં ઉતરી આવી છેવટે એક ઘણીજ સાંકડી સપાટ જમીનપર આવી પહોંચ્યાં. ઉતરતી વેળાયે દીવાની જાણે કોઇનો આર્ત્તનાદ સાંભળી ગઇ. વિજયમણિના હાથમાંના દીવાના પ્રકાશમાં દીવાનીએ જોયું કે, એ જમીન પહોળાઇમાં લગભગ વીસેક હાથ જેટલી હતી. તે વીસ હાથના ઘેરાવામાં આવેલી સાંકડી જમીનની ચારે બાજુએ પર્વતનાં ઉંચાં શિખરો દીવાલની પેઠે ઘેરાઇ-

રહ્યાં હતાં અને તેની વચ્ચોવચ એક ઘણોજ મોટો અને ઊંડો કૂવો હતો. એ કૂવાના કિનારાપર એક લાંબુ, મજબૂત, જાડું અને ઠેઠ કૂવાના તળીયાં સુધી પહોંચે તેવું એક દોરડું ટીંગાઇ રહ્યું હતું. પર્વતનાં શિખરોની એક બાજુએ, જમીનની ઉત્તર દિશાએ લોઢાના દરવાજાવાળી એક ઘણીજ નાની ગુહા આવેલી હતી. છેક ગુહાની પાસે જઇને દીવાનીએ તે લોઢાના દરવાજાના છિદ્રમાંથી જે કાંઇ જોયું તેથી તે ચમકી ઊઠી. તેનું એક પ્રકારનું કૌતુહલ ચરિતાર્થ થયું. પણ એકદમ ગભરાઇ જવાથી કદાચ સર્વ કાર્ય નષ્ટ થઇ જશે, એવા ભયથી તે તે સ્થળે વધારે વાર ન ઉભી રહેતાં, ત્યાંથી દૂર સરી આવી. તે તે કૂવાના કિનારાપર આવીને ઉભી ઉભી વિચારવા લાગી કે, ‘ હવે મારે શું કરવું ’ આ તરફ વિજયમણિ તેના બીજાં કામોમાં ગુંથાઇ ગયો.

તે ગુહામાં એક હતભાગ્ય બન્દીવાન લોઢાની મજબૂત સાંકળોથી જકડાઇને ઘાસની પથારી પર પડયો હતો. દિવસના વખતે દીવાનીએ સીડીપરથી લૂટારાના સરદારની સાથે તે હતભાગીનો વાદવિવાદ થતો સાંભળ્યો હતો. અત્યારે પણ ઉપરથી ઉતરતી વેળાયે તેનો આર્ત્તનાદ અથવા કરુણાભરેલો વિલાપ તેના કાન સાથે અથડાયો હતો. દીવાની કેદીને જોતાંની સાથેજ ઓળખી ગઇ. ઓળખતાંની સાથેજ કંપી ઊઠી. દીવાનીએ મનમાં ને મનમાંજ વિચાર્યું કેઃ-“હવે આ બંદીવાનને મારે શા ઉપાયથી મુક્ત કરવો ? મારી સાથે અત્યારે આ યમના દૂત જેવો લૂટારો વિજયમણિ હાજર છે, એને શી રીતે ફસાવવો, ફસાવીને આ કેદીને કેવી રીતે આ કાળકોટડીમાંથી બહાર કાઢવો ? ગમે તેમ કરીને મારે આને છોડાવવોજ પડશે. ગમે તે ઇલાજે આ દુષ્ટ દસ્યુની આંખમાં ધૂળ નાખવી પડશે. બસ, એજ નિશ્ચય, એજ સિદ્ધાંત ! ”

દીવાની ગુહાની એક બાજૂ પર ઉભી ઉભી આ પ્રમાણે ચિંતા કરતી હતી. આ તરફ વિજયમણિ ગુહાની બારીમાંથી બન્નેના માટે થોડુંક ખાવાનું અને પાણીનું એક પાત્ર આપી દીવાની પાસે પાછો આવી બેઠો અને નમ્રતાથી બોલ્યો કે;-“ બસ, હવે મારૂં કામ પતી ગયું છે; માટે માતા! તારે જે કાંઇ કહેવું હોય, તે કૃપા કરીને કહી દે. મારૂં મન મારા ભાગ્યનો વૃત્તાંત જાણવા માટે અત્યંત વ્યાકુળ બની ગયું છે, માટે એ સંબંધમાં તું મને સર્વ સત્ય હકીકત કહી સંભળાવ. હું તે સાંભળવાને ખૂબ ઇન્તેજાર છું. ”

દીવાનીએ પહેલાંની પેઠેજ કૂવાના કિનારાપર ઉભી રહી વિચાર કરતાં કરતાં કહ્યું:-"વિજય! આવડો મોટો કૂવો તો મેં મારી આખી જિન્દગીમાં પણ જોયો નહોતો!"

"આ કૂવો નથી એની નીચે ઝરણું છે અને એ ઝરણાંમાંથી અમો સહુને પાણી પૂરૂં પડે છે. અમારૂં મંડળ જો કદાચ એક યુગ સુધી આ કિલ્લામાં કેદ પૂરાઇ રહે, તોપણ અમોને કદાપિ પાણીની તંગી પડે તેમ નથી. કુદરતી રીતેજ અહીં પાણીનો ભંડાર ભરપૂર છે."

"ત્યારે શું એ ઝરણાં પાસે જવાનો પણ કોઇ ગુપ્ત માર્ગ છે ખરો કે?" દીવાનીએ પૂછ્યું.

"હા, પણ આપણે હમણાં જેવી સીડીપરથી અહીં નીચે ઉતરી આવ્યાં, એવી સીડી એ ઝરણાં પાસે જવા માટે બનાવવામાં આવી નથી, જો કદાચ અમારામાંથી કોઇને પણ નીચે ઉતરવાની જરૂર પડે, તો આ દોરડું ઝાલીનેજ ઉતરવું પડે છે. હમણાં આપણે કિલ્લાની ઉપરના ભાગમાંથી લગભગ એક સો હાથ નીચે ઉતરી આવ્યાં છે, એવી રીતે બીજા એક સો હાથ નીચે ઉતર્યા પછી પાછી આવાજ પ્રકારની બીજી એક સપાટ જમીન આવે છે. અહીંથી આ દોરડું પકડીને પહેલવહેલાં એ જમીનપર ઉતરવું પડે છે. તે પણ આવી સાંકડી જગાજ છે અને ત્યાંથી આ દુર્ગમાંથી ન્હાસવાનો એક ગુપ્ત માર્ગ પણ છે. કોઇ ઉપરથી આવીને અમારાપર હલ્લો કરે અને અમો જો તેમની સ્હામે ટક્કર ન ઝીલી શકીએ, તો અહીં ઉતરી આવી એકદમ આબાદ રીતે ન્હાસી શકીએ તેમ છીએ. આ રસ્તાનો પત્તો અમારા સિવાય બીજું કોઇ પણ જાણતું નથી, અમારામાંથી પણ કેવળ અમારા એ મુખ્ય સરદારો અને બે ચાર મુખ્ય મુખ્ય અનુચરોનેજ આ માર્ગના અસ્તિત્વની માહિતી છે. એ સિવાય આ દુર્ગનું એક સામાન્ય પક્ષી પણ આ ગુપ્ત માર્ગથી સર્વથા અજ્ઞાત છે. કિલ્લાની રચના આવી મજબૂત અને ભેદ ભરેલી હોવાથીજ હજી સુધી અમોને કોઇ નાબૂદ કરી શકયું નથી. ખરૂં કહેવામાં આવે તો, પ્રથમ પહેલાં અમારા આ કિલ્લાનો બહારથી પણ કોઇને પત્તો મળી શકે તેમ નથી. અમારો સરદાર મહાબુદ્ધિમાન છે અને આ સ્થાનની રચનામાં તેણે પોતાની સમસ્ત બુદ્ધિનો વ્યય કરી દીધો છે, આથી દેશના રાજાનો કાયદો પણ અમોને કશી ઇજા કરી શકતો નથી. ભલાભલા ભૂપાળો અમોને નષ્ટ કરવા માટે આજ સુધીમાં પ્રયત્નશીલ થઇ ચૂક્યા છે, પણ માતા ભવાનીની કૃપાથી અમારો વાળ પણ કોઇનાથી વાંકો થઇ શક્યો નથી."

"ત્યારે ત્યાંથી ઉપર આવવાની સીડી નથી ?" અજાયબીની સાથે દીવાનીએ ફરીવાર વિજયમણિને સંબોધીને આવો વિલક્ષણ પ્રશ્ન પૂછ્યો.

વિજયમણિએ પ્રત્યુત્તરમાં દર્શાવ્યું કેઃ—" સીડી પણ છે, પણ તે આ તરફ નથી; બીજી તરફ છે. તે ઘણીજ કળવાળી સીડી છે. તેના દરવાજાની ચાવી નથી; પોતાની મેળેજ તે બંધ થઇ જાય છે. જે કોઇ વ્યક્તિને તેનો પત્તો મળે, તે તેને સહજમાંજ ખોલી શકે તેમ છે. પણ હવે એ સર્વ વિષયની ચર્ચા કરવાનો મને સમય નથી, માટે કૃપા કરી તારે મારા ભાગ્યના સંબંધમાં જે કાંઇ કહેવું હોય, તે સત્વર કહી સંભળાવ. મારૂં મન મારા ભાગ્યની દશા જાણવા માટે અત્યંત આતુર બની ગયું છે."

"હા, વાતચીતમાં હું એ વાતને તો તદ્દન ભૂલીજ ગઇ'તી. તારૂં નામ વિજયમણિ છે. ખરૂંને વારૂ ? વિ–વિ–તારા નામની રાશિ જોતાં તું એક મહા ભાગ્યવાન પુરુષ થાય તેવો સંભવ છે. રાજાની કન્યા સાથે તારી લગ્ન કરવાની ઇચ્છા છે ખરૂંને વારૂ ? તારી ઇચ્છા પૂરી થશે, રાજકન્યા તારાપર મુગ્ધ થઇને તારી સાથે લગ્ન કરશે. આજથી એકવીસમા દિવસે તું સાત ગામનો સરદાર થઇશ. એક મોટા રાજા જેવો માનવંતો પુરુષ થઇ પડીશ. સરદાર થયા પછી તને હમેશાં ઘણી ઘણી જમીન મળતી રહેશે. તારા તાબામાં ઘણાં માણસો આવશે. તું એક મોટો–જબરો માણસ થઇ પડીશ, તારા નામની આખા દેશમાં હાક વાગશે. જ્યારે તારી ભાગ્યદેવી તારાપર પ્રસન્ન થશે, ત્યારે તારા સરદાર મહાવીરનું ગૌરવ ઝાંખું પડતું જશે. આખરે એ તારે શરણે આવીને તારી સેવા સ્વીકારશે. તારા પરાક્રમના પડઘા સાંભળી મોટા મોટા રાજાઓ તને પોતાની પુત્રીઓ પરણાવવા આવશે અને એથી તું રાજાનો જમાઇ થઇ પડીશ. સમજ્યોને ? તારા સરદારો પણ ત્યારે તારી ખુશામદ કરશે. હવે તારા ભાગ્યના ભાનુનો ઉદય થવામાં ઝાઝીવાર નથી. એ એકવીશ દિવસમાંજ—"

વિજયમણિ દીવાનીની આ ભવિષ્યવાણી સાંભળીને અત્યંત વિસ્મિત થયો. તેના મનની ધારણા એવી હતી કે, દીવાની જે કાંઇ કહે છે, તે કદાપિ મિથ્યા થાય તેમ નથી. તેમ છતાં પણ મનની શંકા મટાડવા માટે તેણે પુનઃ એકવાર પૂછ્યું કેઃ—" શું તું જે કાંઇ કહે છે તે ખરૂંજ નિવડશે ? તું—"

વિજયમણિનો મનોભાવ જાણીને દીવાની બન્ને આંખો લાલ-

ચોળ કરી ઘણાજ ગુસ્સાભરેલા અવાજથી બોલી કેઃ–"મારી વાતપર હજી પણ તને વિશ્વાસ નથી આવતો? લાવ જોઇએ તારી ચાવીઓનો ઝુડો મારી પાસે લાવ, એટલે હું તને બધું બતાવી આપું? શું તું મને પણ તારા જેવી મૂર્ખજ ધારે છે? મારે શો સ્વાર્થ સાધવો છે કે, તને વિનાકારણ જૂઠું ભવિષ્ય કહી સંભળાવું?"

"હેં–હેં ચાવી! ચાવી! ચાવીની શી જરૂર છે?" અચકાતા સ્વરથી ચકિત થઇને વિજયમણિ ભયનો માર્યો બોલી ઉઠયોઃ–"હેં હેં! ચાવી! ચાવી? ચાવીની શી જરૂર છે?"

આ સમયે તેના મનમાં એકાએક સંદેહની છાયા પડી. તેણે વિચાર્યું કે, કદાચ દીવાની ચાવી લઇ દરવાજો ખોલી કેદીને છોડાવી પોતાના કિલ્લામાંથી ન્હસાડી મૂકશે. પણ પાછી ક્ષણવારમાંજ તે છાયા તેના અંતરમાંથી દૂર થઇ. તેણે પોતાના મનમાંજ વિચાર્યું કે, "જ્યારે હું પોતે નજીકમાંજ હાજર છું, ત્યારે એક સાધારણ અબળા શું કરી શકવાની છે? આ વૃદ્ધ ડાકિનીમાં એવી તે શી શક્તિ છે કે, તે મારી આંખમાં ધૂળ નાખીને કેદીને છોડાવી શકે?" આવો વિચાર કરવા છતાં પણ ચાવીનો ઝુડો દીવાનીના હાથમાં આપવાનું તેનાથી સાહસ થઈ શકયું નહિ. તેણે ફરીવાર કહ્યું કેઃ–"ચાવી લઇને તું કરીશ? તને વળી ચાવીની શી જરૂર છે?"

"ભલા માણસ! તું આટલો બધો બ્હીકણ કેમ બને છે! હું જે કાંઇ કરતી હોઇશ અથવા કરીશ તે તારા હિતમાં કદાપિ હાનિકારક નિવડશે નહિ. તું અવશ્ય યાદ રાખજે કે, હું તારૂં ભલું ચાહનારી છું, તો ભલુંજ કરીશ. તને હમણાંજ હું તારા ભાગ્યનો અદ્દભુત ચમત્કાર બતાવીશ. તું હમણાંજ એ ચમત્કારને તારી નજરે જોઇ શકીશ તથા તારા ભાગ્યનો તાદશ્ય ચિતાર પણ તારી નજરે તરી આવશે. હું જે કહું છું, તે ખરૂં છે કે નહિ, તે તું આ ક્ષણેજ જાણી શકીશ. જોતો નથી કે, અત્યારે મારી આંખમાં અગ્નિ સળગી ઉઠયો છે? આમ જો—"

મૂર્ખ વિજયમણિએ જોયું કે, જાણે ખરેખર દીવાનીની આંખમાંથી આગની ચિનગારીઓ વરસી રહી હતી. ત્યારે છેવટે તેના મનનો અંધ વિશ્વાસ દૂર થવા આવ્યો. ધીમે ધીમે દીવાનીપર તેનો અતૂટ વિશ્વાસ બેસવા લાગ્યો. તે મનમાં ને મનમાંજ મોટા હવાઇ કિલ્લા બાંધવા માંડયો. રાજાની કન્યા સાથે લગ્ન થવાની વાતે તેને દીવાનીના વચનોમાં અંધ બનાવી દીધો. દીવાની દ્વારા અવશ્ય તેનું

ભલું થઇ શકશે એમ ધારીને, તેણે પોતાના કમરબંદમાંથી ચાવીનો ઝુડો કાઢીને દીવાનીના હાથમાં આપ્યો. ચાલાક દીવાની ખરેખર કાંઇ અદ્દભુત ઇંદ્રજાળ બતાવવાનો ડોળ કરીને ચાવીના ઝુડાને પોતાના હાથમાં આમતેમ ફેરવતી સાચાખોટા મન્ત્રોનો ઉચ્ચાર કરી, પોતાના મનમાં ને મનમાંજ કાંઇક બબડવા લાગી. વિજયમણિ એક મને, એકી ટસે દીવાનીના સ્હામું જોઇ રહ્યો. ત્યાર પછી એ લૂટારાના ગુલામને એવી રીતે વિચારમાં નાખી, તેનું ધ્યાન ચૂકાવી, થોડીવાર પછી દીવાનીએ તેની અજાણુતામાંજ તેને એકાએક પેલા અંધારા કૂવામાં ફેંકી દીધો! એક મોટી ચીસ પાડી ઉંચા પગે, ઉંધે માથે કૂવામાં થઇને પર્વતની તળેટીમાં લગભગ સો હાથ નીચે વિજયમણિ ગબડી પડયો. દીવાનીએ ધાર્યું કે, પત્થરપર પડવાથી અવશ્ય એ દુરાત્મા દસ્યુના આખા શરીરના ચૂરેચૂરા થઇ જશે, તે કદાપિ જીવતો રહેશે નહિ! હવે તેને કશી પણ ચિંતા રહી નહિ. પરંતુ અકારણ એક નરહત્યા કરી પોતે મહાભયંકર પાપની ભાગિની બની છે, એવા વિચારથી તેનું ઘેલું-દીવાનું હૃદયપણ એકવાર કંપી ઉઠયું!

ત્યાર પછી દીવાની ઉતાવળાં પગલે તે ગુહાના દરવાજા પાસે ક્ષણુવારમાં પોતાના હાથમાંની ચાવી વડે લોઢાનો દરવાજો ખોલી ગુહામાં દાખલ થઇ અને બંદીવાનને લોઢાની સાંકળોમાંથી છૂટો કરી, તેનો હાથ પકડી તેને બહારની સપાટ જમીનપર લઇ આવી. બંદીવાન રમણીને જોતાંની સાથેજ ઓળખી શક્યો તથા તેને તેના આ અપૂર્વ કાર્યને માટે તેને મનમાં ને મનમાંજ ધન્યવાદ આપવા લાગ્યો. પરંતુ આવી સામાન્ય રમણી હોવા છતાં-દીવાની હોવા છતાં શી રીતે આવો પત્તો મેળવીને, આ ઘણુાજ ભયાનક સ્થાનમાં આવી હાજર થઇ હશે, એ સંબંધમાં તેની વિચારશક્તિમાં કશું પણ સમજવામાં આવ્યું નહિ. તે ઘણોજ અજાયબ થયો અને રમણીની ચપળતાના વિષયમાં તરેહ તરેહના વિચારો કરવા લાગ્યો. તેણે આતુરતાથી દીવાનીને ઉદ્દેશીને પૂછ્યું કેઃ-" તું અહીં ક્યાંથી આવી ?"

રમણી તેના પ્રશ્નનો કશો પણ ઉત્તર ન આપતાં બોલી કેઃ- "અહીં એ વિષયમાં કશી પણ વાતચીત કરી શકાય તેમ નથી. હાલ તરત તો અહીંથી તારે એકદમ ન્હાસી છૂટવાની જરૂર છે; માટે ન્હાસવાનો ઉપાય સત્વર શોધ. વિલંબ ન કર. આ ભીષણ સ્થાનમાં કયી ઘડીએ આપત્તિ આવી પડશે, એનો કશો પણ નિશ્ચય નથી. જલ્દી કર, એકદમ આ દોરડું ઝાલીને નીચે ઉતરી પડ. હું તારી

પાછળ ઉતરી આવું છું. ડરવાનું કાંઇ કારણ નથી, ચાલ, જલ્દી ઉતરી પડ."

બંદીવાનના મનમાં કાંઇક ભય પેદા થયો. તેણે વિચાર્યું કે, "દોરડું ઝાલીને તે ઘોર અંધારાવાળી પર્વત ગુહામાં મારાથી શી રીતે ઉતરી શકાશે. કદાચ મારા ભારથી આ દોરડું તૂટી જશે તો? હું અહીંથી ઉતરીને ક્યાં જઇશ? નીચે પણ આવીજ અંધારી ગુહા જણાય છે. છેવટે શું જીવથી માર્યો જઇશ?" આવા આવા અનેક વિચારો તેના મનમાં ઉગી આવવાથી, તે તેનાથી દોરડું ઝાલીને નીચે ઉતરવાનું સાહસ થઇ શક્યું નહિ.

બંદીવાનને ભયભીત બનેલો જોઇને દીવાની સહજ ચીડાઇને બોલી ઊઠી:—"હું સ્ત્રી હોઇને સાહસ કરી શકું છું અને તું પુરુષ હોવા છતાં પણ સાહસ કરી શકતો નથી? શરમ છે, તારા જેવા નિર્માલ્ય પુરુષોને! વિનાકારણ વસુધાને શા માટે ભાર આપો છો? ધિક્કાર છે!"

દીવાનાનાં આ સખ્ત વચનોથી બંદીવાન સહજ શરમાઇ ગયો. તેના મનમાં કાંઇક અભિમાન તેમજ કાંઇક લજ્જા ઉત્પન્ન થઇ આવી. પણ તે સમયે તો અભિમાન કે લજ્જા દર્શાવવાનો અવસર નહોતો, સ્થાન પણ નહોતું. આથી મનના ભાવને મનમાં દબાવી દઇને તે ધીરે ધીરે બોલ્યો કે:—"કેમ, ઉપરની સીડીદ્વારા જવાય તેમ નથી? તારી પાસે ચાવી છે, તો પછી ત્યાંથી જવામાં શી હરકત છે? વિનાકારણ આવું સાહસ કરવાનું શું પ્રયોજન છે?"

"મૂર્ખ! પાગલ! કાંઇ અક્કલજ નથી?" અત્યંત તિરસ્કાર કરી, ખૂબ ચીડાઇને રમણીએ કહ્યું:—" મૂર્ખ, પાગલ! કાંઇ અક્કલજ નથી? ઉપર થઇને ક્યાં જઇશ? શી રીતે જઇશ? ત્યાં તો તારા લોહીના તરસ્યા પાપી પિશાચો બેઠા છે, તેઓ તને શી રીતે જવા દેશે? ઉપર જતાંની સાથેજ લૂટારાઓ આપણને ઓળખી જશે અને તે સાથે તરતજ આપણે બેઉને ફાંસીના લાકડાપર લટકવું પડશે! શું તું એમ ધારે તે કે, હું મૂર્ખાંઇથીજ તને દોરડાં મારફત નીચે ઉતરવાની ભલામણ કરી રહી છું? ના—ના. એ સર્વ તારી ભ્રમણા છે, માટે ભ્રમણાનો ત્યાગ કરી સત્વર હું કહું તેમ કર. અત્યારે તારા જીવન મરણની બાજી મારા હાથમાંજ છે. હું તને આ શયતાન સદનમાંથી મુક્ત કરવા માગું છું. ચાલ, હવે લેશ માત્ર પણ વિલંબ ન કર. એકદમ નીચે ઉતરી પડ."

દીવાનીની વાતનો ત્યાર પછી કશો પણ જવાબ ન આપતાં, બન્દીવાન ધીમે ધીમે તે કૂવામાંના દોરડાંને ઝાલીને ઘણીજ સાવચેતીથી સો હાથ નીચેની બીજી એક ગુહાના ગર્ભમાં ઉતરી પડ્યો. બંદીવાન બરાબર નીચે ઉતરી પડ્યો છે. એમ ધારીને, દીવાની હૃદયમાં ઘણીજ હામ ભીડીને ધીમે ધીમે નીચે ઉતરી, પરંતુ તે જેવી નીચે ઉતરી, એવામાં એકાએક તેની પીઠપર કોઇએ વજ્રહસ્ત ધારણ કરીને તેને પકડી લીધી. ચાલાક દીવાની તરતજ જાણી ગઇ, તે પાપી લૂટારા વિજયમણિના હાથમાં સપડાઈ ગઇ છે.

જેવી તેણે તેના તરફ દૃષ્ટિ કરી, કે, તરતજ તે ક્રોધથી સળગી ઉઠેલા સ્વરથી બોલી ઉઠયો કેઃ—“ દુષ્ટા ! ડાકિણી! શું તું મને રાજા કરવાની હતી? આ દોરડાંને જો મેં ન પકડી લીધું હોત, તો પહાડના પત્થર સાથે અથડાઇને મારા હાડેહાડ છુંદાઇ જાત, મારા આખા શરીરના ચૂરાજ થઇ જાત! હું બેવકૂફ છું, મહામૂર્ખ છું, તેથીજ તારી દગાબાજીમાં ફસાઇ ગયો હતો! પાપિણી! મારી સાથે પણ દગાની બાજી ચલાવી? તેં મને મારવાનું ગમે તેવું કાળું કારસ્થાન કરવા છતાં, મારા દિલમાં કશું પાપ ન હોવાથી તથા હું તદ્દન નિષ્પાપ હોવાથી મને મહાકાળીએ બચાવી લીધો છે. ઓહ! કેવી દગાબાજી ભરેલી મતલબ! એક મૂર્ખ દીવાનીની આટલી બધી બુદ્ધિ! આટલું બધું સાહસ! અમારી આંખમાં ધૂળ નાખીને અમારા બંદીવાનને ન્હસાડવાની આવી અદ્ભુત ચાલાકી! તારા જેવી ચપળ ચપળા તો મેં મારી આખી ઝિન્દગીમાં પણ જોઇ નથી. ચાંડાળણી, તારૂં કૃષ્ણ કારસ્થાન હવે મારા જાણવામાં આવી ગયું છે. હવે તારૂં મોત નજીકમા આવી લાગ્યું છે. આવતી કાલના પ્રભાતમાંજ તું જોઇ શકીશ કે, તમો બન્ને પાપનાં પંથીઓ કેવી ભયંકર રીતે ફાંસીના લાકડાંપર લટકો છો, કેવી ભયાનક રીતે રામને શરણે થાઓ છો. હવે હું સમજી ગયો છું કે, તું મને સરદારી આપવાની હતી, કે ઠાર મારવા માગતી હતી.”

ત્યારે દીવાનીએ જોયું કે, વિજયમણિ મર્યો નથી, દૈવયોગે તે બચી ગયો છે. ગમે તેમ હો, પણ તે સમયે તેના મુખમાંથી એક અક્ષર પણ બહાર નીકળી શકયો નહિ.

ત્યાર પછી વિજયમણિએ હાથ પગથી બંધાયલી દીવાનીને એક ગુહામાં પૂરી દીધી. ન્હાસતા બંદીવાનને પણ તેણે આ પહેલાં બરાબર ઉતરતી વેળાયેજ ગમે તે રીતે પકડીને બીજી એક ગુહામાં બંધનાવ-

સ્થામાં કેદ કરી લીધો હતો. તેના કરુણ વિલાપપરથી દીવાની તેના કેદ થવાની વાત જાણી ગઇ અને તે બંદીવાન પણ દીવાની તથા વિજયમણિ વચ્ચે થતી તકરાર સાંભળીને દીવાનીના કેદ થવાની વાતને જાણી ગયો.

ત્યારપછી વિજયમણિએ ઉપરથી બીજો એક ચાવીઓનો ઝુડો લાવીને બન્ને ગુહાઓના દરવાજાપર મજબૂત તાળાં વાસી દીધાં તથા ચોક્કસ રીતે દરવાજાને બંધ કરી લીધા.

× × × × ×

× × × × ×

આનંદદુર્ગમાં લૂટાઓના દાખલ થયાં પછી બીજા બે દિવસો વીતી ગયા. એ બે દિવસમાં રાજા ભૂપસિંહે રાજમહાલયમાં ફરીવાર આવો બનાવ ન બનવા પામે, તેનો સઘળો બંદોબસ્ત કરી લીધો.

રાજમહાલયના સૈનિકો લૂટારાઓને કેદ ન કરી શકવાથી રણધીરસિંહ મનમાં ને મનામાંજ ઘણો દિલગીર થયો હતો, તથા તેણે ધાર્યું હતું કે, સૈન્યસહિત જઇને લૂટારાઓના કિલ્લાને એકદમ નાબૂદ કરી નાખવો તથા દુનિયામાંથી એ પાપાત્માઓના નામ નિશાનને પણ જડમૂળથી ઉખેડી નાખવું. એ વિષયને માટે તેણે સૈન્ય પણ તૈયાર કર્યું હતું. પરંતુ રાજા ભુપસિંહે તેને એ ભયાનક કાર્ય કરતો અટકાવી, વારંવાર નિષેધ કરીને કહ્યું કે, લૂટારાઓનો કિલ્લો ઘણોજ ભયાનક, દુર્ભેદ્ય અને સહજમાં તોડી શકાય તેવો નથી. તેનો ઉચ્છેદ કરવાનું કોઇનામાં પણ સામર્થ્ય નથી. આજ સુધીમાં અનેક જનોએ અનેકવાર અનેક પ્રયત્ન કરવા છતાં પણ કોઇનાથી એ લૂટારાઓની કશી ક્ષતિ થઇ નથી, કોઇપણ ભૂપાળ તેમને નાબૂદ કરવાને સમર્થ થયો નથી. તેમના કિલ્લાપર હલ્લો કરવા જવું એ કેવળ પોતાના ધન-પ્રાણ અને સૈનિકોને આપત્તિમાં નાખવા સમાન છે. એ ઉપરાંત એથી બીજું કાંઇ ફળ આવે તેમ પણ નથી."

રાજા ભૂપસિંહનાં આ વાક્યોને બીજા કેટલાક સૈનિકોએ પણ અનુમોદન આપ્યું. આથી રણધીરસિંહને લાચારીથી પોતાનો વિચાર માંડી વાળવો પડયો. પરંતુ લૂટારાઓના આ દારુણ અત્યાચારનો બદલો લેવાની પ્રતિજ્ઞા તેના હૃદયમાંથી એકદમ અંતર્હિત થઇ નહિ.

પ્રથમજ જણાવવામાં આવ્યું છે કે, કિશોરસિંહને તે રાત્રે તે સમયે કારાગૃહમાંથી મુક્ત થયેલો જોઇને રણધીરસિંહ અત્યંત વિસ્મિત થયો હતો. પરંતુ રાજા ભૂપસિંહે તેને એમ કહીને સમજાવી દીધો હતો કે,

કિશોરસિંહ કારાગૃહનું દ્વાર ભાંગી તે રાત્રે દુર્ગના પાછલા દરવાજામાંથી ન્હાસતો હતો, એવામાં લૂટારાઓએ આવીને આ ઝગડો જમાવ્યો હતો. નિર્દોષ વૃદ્ધ રણુરસિંધીરસિંહે તથા રાજમહાલયના બીજા સર્વ સૈનિકો અને નિવાસીઓએ દગાબાજ રાજા ભુપસિંહના આ વચનો પર સંપૂર્ણ વિશ્વાસ મૂકી સર્વે અપરાધોનો અપરાધી કિશોરસિંહજ છે એમ માની લીધું. અસત્યના આવરણમાં સત્ય છુપાઇ ગયું ! ધર્મનો ભાનુ અધર્મના અંધકારથી ઢંકાઇ ગયો. કપટીની કપટલીલાનો વિજય થયો અને સરલ તથા સાત્વિકવૃત્તિના કિશોરસિંહપરજ સર્વ અક્ષેપોનું આકાશ તૂટી પડયું !

વૃદ્ધ રણુધીરસિંહનું હૃદય દારુણ ચિંતાથી આકુલ બની ગયું. તેના એકના એક પુત્રનું કિશોરસિંહે ખુન કર્યું છે; વળી પાછા તે કિશોરસિંહેજ લૂટારાઓના હાથમાંથી તેની સ્નેહમયી કન્યા સુશીલાનો બબ્બે વાર બચાવ કર્યો છે. પહેલા ગુન્હાને માટે કિશોરસિંહની વિરુદ્ધમાં તેણે સુરંગપુરના રાજદરબારમાં ફરિયાદ કરી ફરિયાદનામું મોકલાવી આપ્યું છે, અને બીજા ઉપકારના અનુરોધથી હમણાં તેણે તેને ઉત્તમગૃહમાં ઉત્તમ અવસ્થામાં રહેવાની આજ્ઞા કરી છે. ધાત્રી કમલા તથા વૃદ્ધ સદાસિવ ભાટ તેની આજ્ઞાથીજ કિશોરસિંહની સેવા સુશ્રુષામાં નિયુક્ત થયાં છે. તેણે ફરમાવી દીધું છે કેઃ—“ કિશોરસિંહને કોઇ પણ પ્રકારનું દુઃખ ન થાય અથવા કોઇ પણ પદાર્થનો અભાવ ન રહે, તેની તમો બન્ને બરાબર કાળજી રાખજો. ”

અમો પ્રથમજ કહી ગયા છીએ કે, લૂટારાઓદ્વારા સુશીલાનું હરણ થયા પછી બે દીવસ વીતી ગયા હતા. એ બે દિવસમાં દક્ષ ચિકિત્સક વૃદ્ધ ભાટના અજાયબી ભરેલાં ઔષધના ગુણથી તથા કમલાની આંતરિક કાળજી અને સુશ્રૂષાથી કિશોરસિંહ સંપૂર્ણરીતે તંદુરસ્તી મેળવી શકયો હતો.



## ત્રયોવિંશ પ્રસંગ

### રાજબુદ્ધિ

"This is the man should the bloody deed;
The image of a wicked heinous fault;
Lives in his eye; that close aspect of his
Does show the mood of a much-troubled breast."

—*Dodd's "Beauties of Shakspeare.*

ત્રીજે દીવસે સંધ્યાસમયે કિશોરસિંહ પોતાના ઓરડામાં પોતાની પથારીપર બેઠો હતો. એવામાં દાસી કમલાએ આવીને તેને સમાચાર આપ્યા કે, રાજા ભૂપસિંહ તેની સાથે મુલાકાત કરવાની ઇચ્છા ધરાવે છે અને તેઓ અત્યારે એટલા માટે અહીંજ આવ્યા છે.

"રાજા ભૂપસિંહ મારી સાથે મુલાકાત કરવા માગે છે! કેમ, શા માટે મુલાકાત કરવા માગે છે! કમલા! તું એ વિષયમાં કાંઇ પણ કહી શકીશ ખરી કે?"

શંકાશીલ મનથી કિશોરસિંહે કમલાને આ કેટલીક વાતે કહીને ફરીવાર ધીમે ધીમે તેને પૂછ્યું કે:-"સારૂં તે રાત્રે સુશીલાએ મને જે પત્ર લખ્યો હતો, તે રાજા ભૂપસિંહ કારાગારમાંથી મને જેવી રીતે મુક્ત કરી ગયા હતા, તથા તેમણે મને તેજ ક્ષણે આ દેશનો ત્યાગ કરીને બ્રહ્મદેશમાં ચાલ્યા જવાનું-ન્હાસી જવાનું કહ્યું હતું; એ સર્વ કારણોથી અને સુશીલાએ પોતાના પત્રમાં લખેલી ભલામણથી હું તે રાત્રે આનંદદુર્ગમાંથી ન્હાસી ગયો હતો, એ બધી વાતને તો તું જાણે છે ને કમલા?"

કમલાએ નીચી આંખોએ ધીમે ધીમે જવાબ આપ્યો:-"જાણું છું, બધું જાણું છું."

"પરંતુ એવી રીતે રાજાએ મને શા માટે કારાગૃહમાંથી મુક્ત કરી દીધો? અથવા સુશીલાએ શા કારણથી મને એવો પત્ર લખ્યો, એ પણ હું ધારૂં છું કે, તું જાણતીજ હોઇશ?"

"હા, જાણું છું!"

"પણ તેં તો મારી પાસે એ ભેદને જરા પણ ખુલ્લો કર્યો નથી." કિશોરસિંહે કહ્યું.

"તેં પણ કાંઇ પૂછ્યું નથી. પણ હવે એ વાત તારે સાંભળવાની કશી જરૂર નથી. પાછળથી આપોઆપજ જ્યારે બધું ખુલ્લું થશે, ત્યારે તું સહજમાં એ સર્વ રહસ્યને સારી રીતે જાણી શકીશ. અત્યારે રાજા ભૂપસિંહ તને મળવા માટે આતુર થઇ રહ્યા છે, એટલે એ બધી વાતો કહેવાનો અવસર પણ રહ્યો નથી. જો કદાચ રાજાભૂપસિંહ જાણી જશે કે, મારી સાથે તારો સારો મેળાપ છે, તો તેઓ મને પણ તારી માફક હેરાન કર્યા વિના રહેશે નહિ. એમ થવાથી હું જે કાંઇ ગુપ્ત ખબરો મેળવી શકું છું, તે પણ અટકી જશે અને તારા બચાવનો એક પણ ઇલાજ બાકી રહેશે નહિ. માટે ભાઈ! ઉતાવળો ન થા, ધીરજ ધરીને ઇશ્વર જે કાંઇ સુખદુઃખ ગુજારે તેને સહી લે. સદા સર્વદા કોઇના દિવસો દુઃખમાં જતા નથી. એક દિવસે ને એક દિવસે તું એક મહાભાગ્યશાળી પુરુષ તરીકે પૃથ્વીમાં પ્રખ્યાત થઇશ; એવું મારી મનોદેવતા મને વારંવાર કહ્યા કરે છે. પણ હવે રાજા ભૂપસિંહની સાથે મુલાકાત કરવાના વિષયમાં તું શું કહે છે?" આમ કહીને કમલાએ કિશોરસિંહના વદનચંદ્રમા તરફ એકવાર શંકાશીલ થઇ નજર કરી. એ જોઇને કિશોરસિંહે કમલાના પ્રશ્નના ઉત્તરમાં જણાવ્યું કેઃ—

"સારૂં, રાજાને અત્યારે મારી સાથે ગુપ્ત રીતે મુલાકાત કરવાનું શું પ્રયોજન છે વારૂ?"

કમલાએ કહ્યુંઃ—"તું આનંદદુર્ગમાંથી પલાયન કરી પાછો શા માટે ચાલ્યો આવ્યો, લુટારાઓની સાથે શી રીતે તારો મેળાપ થયો, એ સમસ્ત વૃત્તાંત તારા મુખથી સાંભળવા માટેજ હું ધારૂં છું કે, તેઓ અહીં આવ્યા છે."

"ભગવાનજ મને અહીં પાછો લાવ્યો છે. તેણેજ મને એ લૂટારાઓનો પત્તો આપ્યો છે." કિશોરસિંહે સહજ ગંભીર તેમજ ધીમા અવાજથી ઉત્તર આપ્યો.

કિશોરસિંહની વાત હજી પૂરી થઇ નહોતી, એવામાં તો રાજા ભૂપસિંહ એ ઓરડામાં આવીને દાખલ થયો. રાજાને પોતાની સ્હામે આવી ઉભેલો જોઇને કમલા ગભરાટથી એ ઓરડામાંથી બહાર નીકળવાને તૈયાર થઇ. રાજા ભૂપસિંહે તેને આજ્ઞા કરી કેઃ—

"જો કમલા, હું જ્યાં સુધી આ ઘરમાં રહું અને જ્યાં સુધી કિશોરસિંહની સાથે વાતચીત કરૂં, ત્યાં સુધી બીજું કોઇ પણ માણસ આ ઘરમાં દાખલ ન થાય, તેની ખાસ સંભાળ રાખજે."

કમલા રાજાજ્ઞાને શિરોમાન્ય રાખીને ઓરડાની બહાર ચાલી ગઇ.

કમલાના ચાલ્યા જવા પછી રાજા ભૂપસિંહે કિશોરસિંહની પથારી પાસેના બીજા એક આસનપર બેસી મૃદુ તથા ગંભીર સ્વરથી કહ્યું કેઃ-"યુવક! તારી વીરતાથી અમો સર્વ સંતુષ્ટ થયા છીએ, મહાવીર રણધીરસિંહની કન્યાને તેં જે દુર્દાન્ત દાનવ તુલ્ય લૂટારાઓના હાથમાંથી બચાવી છે, તેથી જન સાધારણ સર્વ તને શત શત ધન્યવાદ આપે છે, પરંતુ, એ ધન્યવાદ કિંવા પ્રશંસાની વાત તને સંભળાવવા માટે અહીં અત્યારે મારૂં આવવું થયું નથી, તું પૂરતો તંદુરસ્ત થયો છે, તેથી તને કોઇ છૂપી વાત પૂછવા માટે તથા છૂપી રીતે તને કાંઇક ઉપદેશ આપવા માટે તારી પાસે મારૂં આગમન થયું છે. સારૂં કહે જોઇએ કે, તું બ્રહ્મદેશ જતો જતો પાછો કેમ ચાલ્યો આવ્યો? હું ધારૂં છું કે, રસ્તામાંજ કાંઇક મારામારી કે કાપાકાપીનો મામલો બન્યો હશે?"

"પરંતુ, તે કેવળ પોતાના બચાવ માટેજ" કિશોરસિંહે આ પ્રમાણે વિચાર કરીને જવાબ આપ્યો કે, રાજા કદાચ તેને રસ્તામાં લૂટારાઓની સાથે તેના પ્રથમ દ્વંદ્વયુદ્ધની વાત પૂછવા માગે છે. આવો વિચાર કરીને તે બોલ્યો કેઃ-"હા, કેવળ પોતાના બચાવ માટેજ મારે તેમ કરવાની લાચારીથી જરૂર પડી હતી, રાજન્!"

રાજાએ કિશોરસિંહના મુખ તરફ કરડી નજરથી જોઇને ફરીવાર પૂછ્યું કેઃ-"ઠીક છે, પણ એતો કહે, કે પ્રથમ મારા બન્ને સૈનિકોએ તારાપર હલ્લો કર્યો હતો કે, તેં તેમના તરફ પ્રથમ તારી તલ્વાર ઉપાડી હતી? જોજે, જે સત્ય હોય, તેજ કહેજે. સત્યને છૂપાવી અસત્યને પ્રકટ કરવાનું સાહસ ન કરીશ. નહિ તો ઇશ્વરનો અપરાધી ગણાઇશ."

વિસ્મય, ઉત્કંઠા અને સંદેહની સાથે કિશોરસિંહ બોલી ઉઠયો કેઃ-"રાજન્! આપ શું કહેવા માગો છો? આપની વાર્તાનો અર્થ શો છે, એ તો મારા સમજવામાંજ આવતો નથી, માટે આપ જે કાંઇ કહેવા માગતા હો, તે કૃપા કરીને સ્પષ્ટ શબ્દોમાં કહોઃ સંદિગ્ધતા ન દર્શાવો. કહો. રાજાધિરાજ! આપ શું કહો છો, મને શું કહેવાની ઇચ્છા ધરાવો છો?"

ગુસ્સાથી સળગી ઉઠેલી આંખોથી તથા કર્કશ સ્વરથી રાજા ભૂપસિંહ બોલી ઉઠયોઃ-"દુનિયાના ધૂર્ત, દગાબાજ! મારા બન્ને અનુચરોને વનની અંદર કાપી નાખી અત્યારે પાછો મને પણ દગો-

દેવા આવ્યો છે ? શું તેં મારા બેઉ સૈનિકોને કાપી નાખી, તેમનાં મુડદાંને જંગલમાં નથી ફેંકી દીધાં ? તેમની સાથે દગાબાજી ચલાવી તે બિચારા નિર્દોષ સૈનિકોના રક્તની ધારા તેં નથી વહાવી ? આજે સવારમાં મારાં માણુસો તેમનાં મુડદાં જોઇને તેમને અહીં લઇ આવ્યા છે. તું શું એમ ધારે છે કે, જુઠી વાતથી મને ભૂલાવી શકીશ ? ના–ના–તારામાં એવી કશી પણુ શક્તિજ નથી, કે જેથી તું મારી આંખમાં ધૂળ નાખી શકે ! જો, તેં જમીનદાર પુત્ર વરુણુસિંહનું ખૂન કર્યું છે; પાછો જેલ ભાંગી નાઠો છે અને છેવટે મારાં માણુસો તને જેલમાંથી નાઠેલો જોઇ તને પકડવા આવતાં તેં તેમના ટુકડે ટુકડા કરી કાપી નાખ્યા છે. તું એકી સાથે ત્રણુ ત્રણુ ચાર ચાર મહાન અપરાધોનો અપરાધી થયો છે, છતાં પણુ હજી તારી દગાબાજીનો અંત આવતો નથી કે, જેથી મને પણુ તારી દગાની બાજીમાં ફસાવવાની કોશિશ કરી રહ્યો છે ! શું રાજ્યના કાયદાનો તને જરા પણુ ભય નથી ! રાજ્યની સત્તાને શું તું એક ન્હાના બચ્ચાનું રમકડું માને છે ? ના–ના–કિશોર ! કાયદો અને સત્તા એ બે વસ્તુઓ કેવી ભયંકર છે, એનાથી તું સર્વથા અજ્ઞાત હોવાથીજ આવી દગાબાજી ચલાવી રહ્યો છે. પણુ યાદ રાખજે કે, કાયદાના સપાટામાં તારી એ દગાબાજીના ચૂરેચૂરા થઇ જશે, અને તે સાથે તને પણુ વિષમ સજા થશે.”

રાજા ભૂપસિંહનાં આ બધાં હલાહલભરેલાં વચનો સાંભળીને કિશોરસિંહ એકદમ દંગ બની ગયો. તે તેના સવાલોનો શો જવાબ આપવો, એનો પ્રથમ કશો પણુ નિશ્ચય કરી શક્યો નહિ. ત્યાર પછી થોડીવારે પોતાની બુદ્ધિને સ્થિર કરીને તેણે રાજા ભૂપસિંહને સંબોધીને કહ્યું કેઃ–

“આપ એમ કહેવા માગો છો ને કે, તે રાત્રે જે બે ઘોડેસ્વાર સિપાહીઓ મને રસ્તો બતાવનાર ભોમિયા તરીકે મારી સાથે આવ્યા હતા, તેમનાં મડદાં નજીકમાં જંગલમાંથી મળી આવ્યાં છે ? આપનું એ કહેવું અક્ષરે અક્ષર ખરૂં છે, પરંતુ મેં એ લોકોને મારી નજરો નજર લૂટારાઓના હાથથી મરતા જોયા છે. દુર્ગના પાછલા દરવાજામાંથી આનંદદુર્ગથી રવાના થઇ અમો હજી થોડેક દૂર ગયા હતા. એવામાં અમો લૂટારાનાં એક ટોળાં ને આનંદદુર્ગભણી પ્રયાણુ કરતું જોઇ શક્યા હતા. ટોળાંને જોઇને અમો આગળ ન વધતાં ત્યાંના ત્યાંજ ઉભા રહ્યા હતા. થોડીવાર પછી તે ઘોડેસ્વારો અમારી સ્હામે. આવી પડ્યા હતા. હું એમને જોતાંની સાથેજ ઓળખી ગયો હતો કે,

તેઓ ખરેખર લૂટારાજ છે. લૂટારાનો સરદાર મહાવીર પણ મને જોતાંજ એકાએક મારાપર તૂટી પડયો હતો."

"લૂટારા–સરદારની સાથે અમારૂં ઘણીવાર સુધી ભયંકર યુદ્ધ ચાલ્યું. આપના બન્ને અનુચરો મારાજ પક્ષમાં રહીને તે પાપાત્મા લૂટારાઓની સાથે યુદ્ધ કરવા લાગ્યા. હું પણ મારાથી બનતી કોશિશ કરી મારા જીવની રક્ષા કરવા લાગ્યો. પરંતુ દુર્ભાગ્ય યોગે આપના એ બન્ને અનુચરો લૂટારાઓના હાથથી ઘાયલ થઇને છેવટે મરણને શરણ થઇ પડયા. હું મહા મુશીબતે જેમ તેમ કરીને તેમના હાથમાંથી ન્હાસી છૂટયો. નાઠો ખરો, પણ હું મારા જવાના રસ્તે ન જતાં ફરીવાર બીજા માર્ગપરથી અચાનક દુર્ગની પાછળના દરવાજાપર આવી પહોંચ્યો. દરવાજાપર આવતાંની સાથેજ મેં જોયું કે, જાગીરદાર કન્યા સુશીલાને લઇને દુરાત્મા લૂટારાઓ ન્હાસી રહ્યા છે. એ જોઇને હું સુશીલાને તે ચંડાળોના પંજામાંથી છોડાવવા માટે એકદમ કેસરીયાં કરી તૂટી પડયો અને ત્યાર પછી જે કાંઇ બન્યું હતું, તે તો આપ સર્વજનો નજરોનજર સારી રીતે જોઇ શકયા છો. રાજન્ ! આ સિવાય આપના જણાવવા યોગ્ય બીજો કાંઈ પણ ખાસ બનાવ બન્યો નથી. આપની આજ્ઞાનુસાર મારી ઇચ્છા પુનઃ આનંદદુર્ગમાં આવવાની લેશ માત્ર પણ નહોતી, પરંતુ દૈવજ મને ફરીવાર અહીં લઇ આવ્યો છે. મેં આપની આજ્ઞાનું અપમાન કર્યું નથી, આપના સૈનિકોનાં ખૂન પણ કર્યાં નથી. મારે અને આપના એ સૈનિકોને કાંઇ પણ અદાવત હતી નહિ, તો પછી હું તેમના પ્રાણનો સંહાર શા માટે કરૂં ? વિના કારણ નિર્દોષીઓના રક્તથી મારી પવિત્ર તલવારને અપવિત્ર તથા કલંકિત કરવાથી મને શો લાભ થવાનો હતો કે, હું એવું કાળું કર્મ કરૂં ?"

કિશોરસિંહે એવી સરલતાની સાથે આ ઇતિહાસનું વર્ણન કર્યું કે, કૂટ બુદ્ધિવાળો ભૂપસિંહ પણ તેની તે સમયની મુખમુદ્રા તથા હાવભાવને બરાબર જોઇને કિશોરસિંહનાં વચનોના કોઇ પણ અંશને મિથ્યા હોય, એવું અનુમાન કરવાનું સાહસ કરી શકયો નહિ. પ્રથમ તેણે પોતાના મનમાં એવોજ નિશ્ચય કર્યો હતો કે, કિશોરસિંહે તેના ઉભય અનુચરોને મારી નાખ્યા છે; પરંતુ કિશોરસિંહનાં સરલતા ભરેલાં વચનો સાંભળીને તેના મનનો તે સંદેહાન્ધકાર દૂરીભૂત થયો ! પરંતુ મનનો સંદેહ દૂર થવા છતાં પણ, તે પોતાના મુખથી કિશોરસિંહને ધન્યવાદ આપી શકયો નહિ. તેના મનનો મુખ્ય હેતુ,

ગમે તે પ્રકારે કિશોરસિંહને દેશવટો આપવાનો તથા સમસ્ત હિન્દુસ્તાનમાંથી દૂર કરી કોઇ દૂર દેશમાં મોકલી દેવાનો હતો. સત્ય હો કે અસત્ય હો, પણ ગમે તે બહાને તેના શિરપર ભયંકર આક્ષેપનું આરોપણ કરી; પ્રાણનો અથવા માનનો ભય બતાવી, કોઇ પણ પ્રકારે કિશોરસિંહને ભારતભૂમિની સીમામાંથી હાંકી કાઢવાનો રાજા ભૂપસિંહનો મુખ્ય ઉદ્દેશ થઇ પડયો હતો. સ્વાર્થની શલાકાઓથી અત્યારે તેનાં હૃદયચક્ષુ ફૂટી ગયાં હતાં, વિચારશક્તિનો વિલોપ થયો હતો. આ કારણથી કિશોરસિંહના વર્ણવેલા ઇતિહાસની સત્યતાના સંબંધમાં તેના મનમાં કશો સંદેહ ન રહેવા છતાં પણ, તેણે પોતાના મુખ પર તેવો ભાવ ધારણ કર્યો નહિ. પરંતુ ઉલટો પહેલાંના કરતાં વધારે ગંભીર ભાવ ધારણ કરી આપણા નવીન યુવકને ઘણાજ કઠોર અવાજથી તે કહેવા લાગ્યો કેઃ—

"વાહ! તું તો ખૂબ હાજરજવાબીવાળો જણાય છે ને શું! તારા જેવો ચાલાક છોકરો મેં આજ સુધીમાં કદાપિ જોયો હોય, એવું મારા સ્મરણમાં પણ નથી. પહેલેથી તેં તારા મનમાં ઠીક ગોઠવણ કરી રાખી છે. તારી આવી ઉમદા અક્કલને હું હજારો વાર શાબાશી આપું છું. લૂટારાઓ બરાબર એજ વખતે તને આવી મળે, એમાં જરા પણ શક નથી. કારણ કે તારા જેવો શિકાર તેના હાથમાં બીજો કોણ અને કયાંથી આવી શકે? તારી પાસે પાંચ પંદર લાખની મિલ્કત છે ખરીને, એટલે તેઓ તારીજ વાટ જોતા બેઠા હશે અને તારી સાથે યુદ્ધ કરવાનેજ ઇન્તેજાર બની ગયા હશે. મારા બબ્બે સૈનિકોની કત્લ કરવા છતાં, તું હજી તને નિર્દોષ ઠરાવી, મારી આંખમાં ધૂળ નાખી, ખૂનના આરોપી લૂટારાઓને ઠરાવે છે? શાબાશ છે! તારી બુદ્ધિને ખરેખર શાબાશ છે! બલિહારી છે તારી આ અદ્ભુત વિચાર શક્તિની! પણ, આમ કહેવાથી શું તું મારી આંખમાં ધૂળ નાખી શકીશ ખરો કે? ના, ના, તારાથી મને કદાપિ દગો દઇ શકાશે નહિ. તારા જેવા આજકાલનાં છોકરાં જો મને બનાવી જાય, તો પછી મારી આટલી ઉમ્મરમાં પણ ધૂળ પડી કહેવાય! કિશોર! લૂટારાઓના હાથથી મારા એવા મહા બહાદુર સૈનિકો કપાઇ ગયા અને તું બચીને આબાદ પાછો ચાલ્યો આવ્યો, કેમ ખરૂં ને વારૂ?"

રાજા ભૂપસિંહના તરફ ક્રોધનો કટાક્ષ ફેંકી ઉદ્ધત અવાજથી વીરવર કિશોરસિંહ બોલી ઉઠયોઃ—"રાજન્! આજે આવા શબ્દો આ

કારણથી ઉચ્ચારાય છે ? શું આપને મારાં વચનોપર અવિશ્વાસ આવે છે ? જો અવિશ્વાસ આવતો હોય, તો એમાં આપની આજે ગંભીર ભૂલ થાય છે. હું જે કાંઇ બોલ્યો છું, તે સર્વથા સત્યજ છે, એમાંનો એક અક્ષર પણ મિથ્યા કિંવા અસત્ય નથી. જે ખરેખર બન્યું છે, તેજ મેં આપને કહ્યું છે; છતાં પણ આપ મારૂં આવું અસહ્ય અપમાન શાથી કરો છો, સભ્યતાની સીમાને વિના કારણ શા માટે ત્યાગો છો ?—"

"જે બનાવ બનવો બિલ્કુલ અસંભવિત છે, તેને પણ તારા કહેવાથી હું સંભવિત માનું છું. પરંતુ મેં તને જે ઉદ્દેશથી મુક્ત કર્યો હતો, તે ઉદ્દેશને તેં અમલમાં કેમ ન મૂક્યો ? તું બ્રહ્મદેશ ન જતાં ફરીવાર આનંદદુર્ગ તરફ પાછો શા માટે આવ્યો, સુશીલાને માટે સર્વ વસ્તુઓનો ત્યાગ કરીશ, પ્રાણ આપીશ અને માનનું પણ બલિદાન આપીશ એવી તેં જે પ્રતિજ્ઞા કરી હતી, તે તારી દૃઢ પ્રતિજ્ઞા ક્યાં ઊંઘી ગઇ ? તું જે આત્મોત્સર્ગ કરવાને તૈયાર થયો હતો, તે આત્મોત્સર્ગ ક્યાં રસાતળમાં ગયો ? શું ક્ષત્રિયની પ્રતિજ્ઞા આવીજ હોતી હશે કે ?"

મશ્કરી ભરેલા અવાજથી ક્રોધ ભરેલી નજરથી અને હિંસાના હુકમથી રાજા ભૂપસિંહે આ કેટલીક વાતો કિશોરસિંહને એક પછી એક કહી સંભળાવી.

સરળ તથા ગંભીર સ્વરથી કિશોરસિંહે ઉત્તર આપ્યોઃ—"મહારાજ! હવે આ અધમને અધિક અપમાનિત ન કરો. હું મારી ઇચ્છાનુસાર આનંદદુર્ગમાં આવ્યો નથી. અહિં આવવાનો મેં સંકલ્પ પણ કર્યો નથી. પરંતુ દૈવેજ મને આનંદદુર્ગમાં ફરીવાર લાવી મૂક્યો છે."

"વાહવા" એક પ્રકારનું વિકટ હાસ્ય કરી વ્યંગાત્મક સ્વરથી રાજા ભૂપસિંહ બોલી ઊઠયોઃ—"વાહવા ! તારી બુદ્ધિને શાબાશ છે! જવાબ આપવામાં તો તુંજ શૂરો છે. મારા બેઉ નોકરોને લૂટારાઓએ કાપી નાખ્યા અને તને દૈવ પાછો લાવી મૂકી ગયો; ખરૂંને વારૂ ! વરુણસિંહ પણ ક્યાંક ચાલ્યો ગયો છે, કેમ ? અનેક ચતુર માણસો મેં જોયાં છે, ઘણાની સાથે મેં પણ ઘણી ચતુરતા કરી છે, ચાલાકી ચલાવી છે, પરંતુ, તારી જોડમાં મૂકી શકાય એવો મને હજી સુધીમાં કોઇ પણ માણસ મળ્યો નથી. આટલી નાની ઉમ્મરમાં પણ તેં હાજર-જવાબીની સારી તાલિમ લીધી હોય, એમ જણાય છે. હું જાણતો હતો કે, તું એક સરળ બાળક છે, પણ હવે જોઉં છું કે, એ

સરળતાની સાથે તેં કપટકળાનો પણ ઘણો સારો અભ્યાસ કર્યો છે."

આમ કહીને રાજા ભૂપસિંહે કિશોરસિંહના તરફ ઘૃણા—નફરત અને અદેખાઇ ભરેલો એક વિષમ કટાક્ષ ફેંક્યો તથા એક પ્રકારનું ધીમું વિકટતા ભરેલું હાસ્ય પણ કર્યું.

કિશોરસિંહે આખરે ગંભીરમાંથી વિશેષ ગંભીરભાવ ધારણ કર્યો. તેની તે સરળ અને નિષ્કપટ દૃષ્ટિમાંથી જાણે આગની ચિનગારીઓ બહાર નીકળવા લાગી. અભિમાન, શોક અને દુઃખથી જાણે તેનું દિલ વિદીર્ણ થઇ જવા માંડયું. તે હવે વિશેષ સહન કરી શકયો નહિ. રાજા ભૂપસિંહના માનની રક્ષા કરવાનું, તેના માટે જાણે પોતાની શક્તિથી બહાર થઇ પડયું. ડગલે ને પગલે તેનાપર અસત્યવાદી હોવાનો મિથ્યા આક્ષેપ છેક વિનાકારણ થતો જોઇને, અને પોતાનું એક પણ વાકય સત્ય નથી, એવો રાજા ભૂપસિંહનો દુરાગ્રહ જોઇને, એક પ્રકારના અસહ્ય અપમાનથી કિશોરસિંહનું મસ્તક ફરવા લાગ્યું. તેનું હૃદય ધબકવા લાગ્યું, કંપવા માંડયું ! તેણે ગુસ્સામાં આવી કહ્યું:—"ત્યારે શું, દૈવના પર પણ તમારો વિશ્વાસ નથી ? જો દૈવના પર વિશ્વાસ ન રાખતા હો, તો રાસ—પૂર્ણિમાના મેળાના દિવસે રાસમંડપમાં મૂર્ચ્છિત થઇને કેમ ગબડી પડયા હતા ? તેત્રીસ વર્ષ પહેલાં એજ મેળામાં તમોએ શું જોયું હતું ? શું સાંભળ્યું હતું ? ચોવીસ ચોવીસ વર્ષ થયાં તમો તમારાં ઘરબાર—મહેલ મહોલાત અને જન્મ ભૂમિનો પરિત્યાગ કરીને બીજા દેશમાં જઇ શા માટે વસો છો ? કેમ એ દૈવપર તમોને વિશ્વાસ નથી આવતો ? "

કિશોરસિંહની આ વાતથી રાજા ભૂપસિંહના હાડેહાડ વીંધાઇ ગયાં અને અંતરમાં એક પ્રકારના વિલક્ષણ કંપનો આવિર્ભાવ થયો. તેનું હૃદય કંપી ઉઠયું. મુખ મંડળ જાણે હદ ઉપરાંત ઝાંખું—ફીકું પડી ગયું. તે ગભરાટની સાથે બોલી ઉઠયો:—" એ બધી વાતો કહેવાની શી આવશ્યકતા છે ? એ વાતની સાથે તારે શો સંબંધ છે ? હું ગમે તે કરૂં અથવા ન કરૂં, તેની ચર્ચા કરવાનો તને શો અધિકાર છે, શી આવશ્યકતા છે ? અત્યારે જે કાંઇ કર્ત્તવ્ય કરવાનું હોય, તે કહે. જે કર્ત્તવ્ય બજાવવાનું છે, તે બજાવ હું તારી સાથે વિવાદ કરવા આવ્યો નથી. તારૂં અપમાન કરવાની પણ મારી ઇચ્છા નથી. તું મને તારો ખરો મિત્ર ધારી લે. હું બંધુભાવેજ તારો ઉપકાર કરવા આવ્યો છું. મિત્રતા બજાવવાની ખાતરજ મેં તે દિવસે તને બંદીખાનામાંથી છોડી દીધો હતો. તેં ફરીવાર આ બધાં કારસ્થાનો

અને ઝગડાઓ કર્યા છે, એ બાબતમાં હજી સુધી મેં કોઇને એક અક્ષર પણ કહ્યો નથી; કોઇની પાસે એ વિષયનો આભાસ માત્ર પણ પ્રકટ થવા દીધો નથી. જરા વિચારી જો, જોઇએ કે હું તારો કેવો મહાન મિત્ર છું, તારૂં કેવું ભલું ચાહનાર છું ? તેમ છતાં પણ મને જણાય છે કે, હજી સુધી તારૂં માથું ઠેકાણે આવ્યું નથી; હજી સુધી તેં જેવી જોઇએ તેવી શારીરિક તંદુરસ્તી મેળવી નથી. તારા માથા પર જે જખમ થયો છે, તેની હજી બે દિવસ વધારે દવા કરી પૂરતી તંદુરસ્તી મેળવ. જ્યારે તું બરાબર સ્વસ્થ થઇશ, ત્યારે સમજી શકીશ કે, મારા જેવો શુભચિંતક તારો બીજો કોઇ પણ નહિજ હોય ? તારા પર મને કાંઇક સ્વાભાવિક સ્નેહ ઉત્પન્ન થવાથી હું તને સુખી જોવાને આવી કોશિશ કરી રહ્યો છું. તું તારા મન-માંજ વિચારી જોઇશ, તો તને જણાઇ આવશે કે, તારા ભલાની સાથે મારા સ્વાર્થનો કશો પણ સંબંધજ રહેલો નથી. હું અત્યારે નિઃસ્વાર્થભાવે તને સુખી કરવાના જે પ્રયત્નો કરી રહ્યો છું, તેનું કારણ મનુષ્ય-ધર્મ વિના બીજું કશું પણ નથી. કોઇ પણ આપ-ત્તિમાં આવી પડેલા મનુષ્યને મદદ કરવી એ પ્રત્યેક મનુષ્યનો મુખ્ય ધર્મ છે, એમ ધારીનેજ હું તને ભારતભૂમિનો ત્યાગ કરી બ્રહ્મદેશ ભણી ન્હાસી જવાનો આગ્રહ કરી રહ્યો છું."

રાજા ભૂપસિંહનાં આ લાંબાં લાંબાં ભાષણને અટકાવીને કિશોરસિંહ વચ્ચમાંજ બોલ્યો કેઃ-" મારૂં માથું ઠેકાણે છે, મારા મગજમાં કશો પણ વિકાર થયો નથી. સ્મરણશક્તિનો લેશ માત્ર પણ હ્રાસ થયો નથી. મારા મનની પણ કાંઇ વિકૃતિ થવા પામી નથી; માટે આપને જે કાંઇ કહેવું હોય, તે ખુશીથી કહો, હું બરાબર વિચાર કરીનેજ આપના પ્રશ્નનો ઉત્તર આપીશ. આપ જ્યારે મારૂં આટલું બધું હિત ઇચ્છો છો અને મારા કલ્યાણની કામનાથી અત્યંત પરિશ્રમ વેઠી રહ્યા છો, ત્યારે મારો ધર્મ છે કે, મારે પણ આપની વાતને બરાબર ધ્યાન દઇને સાંભળવી જોઇએ."

રાજા ભૂપસિંહે કહ્યુંઃ-" બહુ સારૂં, ત્યારે હવે હું તને કેવળ એટલુંજ કહેવા માગું છું કે, તું આ દેશ છોડીને બ્રહ્મદેશમાં ચાલ્યો જા. ત્યાં જવાથી તારી ઉન્નતિ થશે; તારી પરાધીનતાનો લોપ થશે અને સ્વતંત્રતાનું સુખ તારા સૌભાગ્યમાં સાંપડી શકશે."

અત્યંત દૃઢતાના સાથે અસ્વાભાવિક ઉદ્ધત સ્વરથી કિશોરસિંહ બોલી ઉઠયોઃ-" શું ? ફરીવાર એનો એજ ઠરાવ ? રાજન્ ! આપનો

એ ઠરાવ મારા ભાગ્યને અનુકૂળ આવે તેમ નથી. મને ચોક્કસ ખાત્રી છે કે, હું આ સ્થળેજ રહીશ. મારાથી અહીંથી એક ડગલું પણ ખસી શકાશે નહિ. શું કાયર અથવા નામર્દની પેઠે ફરીવાર સર્વેની અજાણતામાં અહીંથી ન્હાસી જાઉં? ના—ના. મહારાણા! મારાથી એમ કદાપિ બની શકશે નહિ. અહીં રહેવાથી મારા નસીબમાં જે બનવાનું હશે, તે બની રહેશે. મને એમાં કશી પણ ચિંતા નથી. વિધાતાએ જેમ ધાર્યું હોય, તેમ થવા દેવું, એજ મને તો હવે અધિક ઇષ્ટ લાગે છે. દેવતામાં મારો સંપૂર્ણ વિશ્વાસ છે, અને એ દેવતાજ મને અવશ્ય બચાવશે."

"સ્વચ્છંદી છોકરા! આવોજ તારો સંકલ્પ છે?" આમ કહીને રાજા ભૂપસિંહ કિશોરસિંહના તરફ કરડી નજર કરી જોયું.

"હા; એજ મારો સંકલ્પ છે, એજ મારો દઢ નિશ્ચય છે."

દઢ સ્વરથી કિશોરસિંહે આવો ઉત્તર આપ્યો. એ સાંભળીને રાજા ભૂપસિંહે કહ્યું કેઃ—"સારૂં, જોઉં છું કે, તારી મતિને હું ફેરવી શકું છું કે નહિ?—"

"કોઇ પણ પ્રકારે નહિ."

"ત્યારે, સુશીલાના અનુરોધને પણ તું સાંભળવા માગતો નથી? મારી વાત પર તને વિશ્વાસ આવતો નથી? તારા ભલાને માટેજ જાગીરદાર કન્યાએ તે દિવસે એવી ઘોર અંધારી રાત્રે મને તારી પાસે મોકલ્યો હતો, એ પણ તું સમજી શકતો નથી?"

"રાજન્! હું સુશીલાના અનુરોધને અમાન્ય કરવા ઇચ્છતો નથી, આપના પર અવિશ્વાસ પણ લાવતો નથી. પણ આપના કહેલા ઠરાવમાં સામેલ થતાં પહેલાં હું એ સ્વર્ગની દેવી સુશીલાની સાથે એકવાર મુલાકાત કરવાની ઇચ્છા ધરાવું છું." કિશોરસિંહે કહ્યું.

કિશોરસિંહની આ વાતથી રાજા ભૂપસિંહ ક્રોધથી બન્ને આંખોને લાલચોળ કરી બોલી ઉઠયો કેઃ—" અલ્પ સમયમાંજ જે મારી મહારાણી થવાની છે, તેની સાથે શું તું મુલાકાત કરવા માગે છે? નાના મુખથી મોટી [redacted]! હરામખોર! આવી બેઅદબી ભરેલા શબ્દો બોલતાં તને જરા શર્મ પણ નથી આવતી? હવે સુશીલાની સાથે મુલાકાત કરવાનો અથવા વાતચીત કરવાનો તને શો અધિકાર છે? તું કયા સાહસને હૃદયમાં ધારણ કરીને આવા અસભ્ય શબ્દોનો કરી રહ્યો છે ઉચ્ચાર? એનું પરિણામ કેવું ભયંકર આવશે, એનો શું તારા મનમાં નથી આવતો વિચાર? કિશોર! આજે આ તારી પહેલી

જો ભૂલ હોવાથી હું તને ક્ષમા આપું છું, પણ હવે પછી જો આવી ભૂલ થશે, તો તે બદલ તારે સખ્ત સજાને પાત્ર થવું પડશે, પુનઃ કારાગૃહનો બંદીવાન બની અસહ્ય યાતનાથી પીડાવું પડશે ?"

"રાજન્! હવે બસ કરો, અપમાનની સીમા થાય છે, મારૂં હૃદય આપના પ્રત્યેક શબ્દ શરથી વીંધાઇ જાય છે. આપ એક નિરપરાધી અને રોગી વ્યક્તિના ગૃહમાં કોઇપણ પ્રકારના અધિકાર વિના દાખલ થઇને વિનાકારણ તેનાપર આવાં કડવાં વચનોનો પ્રહાર કેમ કરો છો ? મેં આપનો અથવા અન્ય કોઇ પણ વ્યક્તિનો એવો તે શો ભયાનક અપરાધ કર્યો છે કે, જેના યોગે આપ અત્યારે મને આવો અપમાનિત કરી રહ્યા છો ? મને આવાં તીવ્ર વાક્યો સંભળાવવાનો અથવા દેશ છોડી ચાલ્યા જવાનું કહેવાનો અધિકાર પણ શો છે. રાજાધિરાજ !"

શોક, દુઃખ, ક્રોધ અને અભિમાનથી આકુલ થઇને કિશોરસિંહે રાજા ભૂપસિંહનાં વચનોનો આવો પ્રત્યુત્તર પ્રદાન કર્યો.

"તું છેવટે શું મારી સાથે ઝગડો કરવા માગે છે ?" રાજા ભૂપસિંહ બોલ્યો કેઃ–"ગમે તેમ હો, પણ હું તો તારા ભલાને માટેજ એ કડવાં વચનો કહું છું. મારી ઇચ્છા એવી છે કે, તારી અત્યારની અવસ્થાને તારે એકવાર બરાબર તારા જાણવામાં લાવવી જોઇએ–"

"કહો, હું સાંભળવાને તૈયાર છું. આવી રુગ્નસ્થિતિમાં જો હું પથારીપર ન પડ્યો હોત, તો આપ કદાપિ અધિકાર વિના આવી રીતે મારા ગૃહમાં પ્રવેશ કરી શકત નહિ; મને આવાં અપમાન સૂચક કડવાં વચનો પણ સંભળાવી શકત નહિ. રાજન્ ! આપ રાજ્યની સત્તાના ગર્વથી કદાચિત્ મારૂં અપમાન કરી રહ્યા હશો, પણ હું તો સર્વ રાજાઓ અને રાજ્યોના રાજા તથા અખંડ અવિનાશીની સત્તાપર વિશ્વાસ રાખીને અત્યારે આપને આવાં વચનો કહેવાનું સાહસ કરી રહ્યો છું. મને ગર્વ નથી, કોઇ પણ સત્તાનું અભિમાન નથી. હું તો મને જે સત્ય લાગે છે, તે કહી સંભળાવું છું. સત્યને છૂપાવી અસત્યનો વ્યવહાર કરવાનો મને અભ્યાસજ નથી. કહો, આપને જે કાંઇ કહેવું હોય તે કહો, હું સાંભળવાને તૈયાર છું." તિરસ્કાર અને તુચ્છકારની સાથે કિશોરસિંહે ઉત્તર આપ્યો.

"શું ! મારા અધિકારમાં, મારા રાજ્યમાં, મારા દુર્ગમાં અને મારાજ આશ્રયમાં વાસ કરવા છતાં તું મનેજ આવી મોટી મોટી વાતો કહેવાનું સાહસ કરે છે ! આટલો બધો ગર્વ ધરાવે છે ? આટલું

બધું અભિમાન રાખે છે !" રોષાવેશમાં આવી રાજા ભૂપસિંહ બોલ્યો.

"અત્યારે આ ઓરડામાં આપનો કશો પણ અધિકાર નથી. મારૂં કોઇ પણ પ્રકારે અપમાન કરવાની પણ આપનામાં શક્તિ નથી, આપને જે કાંઇ કહેવું હોય, તે મારા પ્રતિપાલક અન્નદાતા રણધીરસિંહને કહી શકો છો. મારી સાથે આપનો કશો પણ સંબંધજ નથી. હું પણ આપની સાથે કોઇ પણ પ્રકારનો સંબંધ રાખવા માગતો નથી." કિશોરસિંહે પણ સહજ કોપાવેશમાં આવીને ઉત્તર આપ્યો.

" એ બધી વાતોને જવા દે ! હવે મારી વાત સાંભળીશ કે નહિ, એ મને સ્પષ્ટ કહી દે. સુશીલાની ઇચ્છા એવી છે કે, તું જેમ બને તેમ સત્વર આ ભારતભૂમિનો ત્યાગ કરીને બ્રહ્મદેશમાં ચાલ્યો જા. એમ કરવાથીજ તું વરુણસિંહની હત્યાના દારુણ અપરાધમાંથી છૂટી શકીશ, તારા પ્રાણને પણ બચાવી શકીશ. આ રાત્રેજ તારે આ દેશની સીમા ઓળંગીને બીજા દેશમાં ચાલ્યા જવું પડશે. બીજા દેશમાં, એટલે ભારતભૂમિના કોઇ પણ પ્રદેશમાં ન રહેતાં, બ્રહ્મદેશ, ચીન કે તેવાજ કોઇ પણ પ્રદેશમાં તારે પલાયન કરી જવું પડશે. હિન્દુસ્થાનમાં રહેવાથી તારાપર પુનઃ કદાચ કાંઇક આપત્તિ આવી પડશે, એવો વિચાર કરીનેજ હું તને બીજા કોઇ દૂર દેશમાં ચાલ્યા જવાની સૂચના કરૂં છું. જો તું મારા આ કથનને અમલમાં નહિ મૂકે અને આનંદદુર્ગમાંજ ભરાઇ રહીશ, તો હું પોતેજ તારો પરમ શત્રુ થઇ ઉભો રહીશ અને ડગલે ને પગલે તારૂં અહિત કરવાની કોશિશ કરતો રહીશ. ત્યારે તારી વિપત્તિની સમાજ નહિ રહે; પ્રત્યેક ક્ષણે ને ક્ષણે તારે અસહ્ય અંતરની યંત્રણાથી તરફડીયાં મારવાં પડશે. તારૂં જીવન તને ઘડીએ ઘડીએ ભારરૂપ થઇ પડશે. અને છેવટે કદાચ આત્મહત્યા જેવા મહા ભયંકર પાપનો ભોક્તા પણ તારે થવું પડશે. કેવળ એક માત્ર વરુણસિંહના ખૂનના અપરાધનોજ અપરાધી થઇને તું છૂટી શકીશ નહિ, પણ હું આ ક્ષણેજ સર્વ જન સમક્ષ જાહિર કરી દઇશ કે, તેં તારી પોતાની ઇચ્છાથી મને તારી પાસે બોલાવી તારા મુખેથી તારા સમસ્ત દોષોનો સ્વીકાર કરી લીધો છે. તેમજ વિશેષમાં તેં એમ પણ કબૂલ કર્યું છે, કે તેંજ વરુણસિંહનું ખૂન કર્યું છે, કારાગૃહના દ્વારને ભાંગીને પલાયન કરવાનો પ્રયત્ન કર્યો છે, અને મારા બે દુર્ગ-પ્રહરીઓના જીવનનું હરણ કર્યું છે—"

તુચ્છકારની સાથે કિશોરસિંહ કરડી નજર કરી બોલી ઊઠયો:— "તેથી મને શું નુકશાન થવાનું છે ? રાજન્ ! મને તમારા આ

ભીતિજનક શબ્દોથી લેશ માત્ર પણ ભય થવાનો નથી. હું પણ સર્વે માનવ સમાજ સમક્ષ કહી દઇશ કે, તમારી તમામ વાતો બિલકુલ જૂઠી અને બનાવટી છે. મેં તમોને મારી પાસે બોલાવ્યા નથી, મારા અપરાધને પણ કબૂલ્યા નથી. રાજા ! જ્યારે મેં કોઇ અપરાધ કર્યોજ નથી, ત્યારે પછી મને શો ભય છે ? હું સર્વને એમજ જણાવી દઇશ કે રાજા ભૂપસિંહ એક મહા ભયંકર મિથ્યાવાદી પુરુષ છે, અને તેમણેજ રાત્રિના ઘોર અંધકારમાં કારાગૃહમાં આવી મને બ્રહ્મદેશ પલાયન કરવાની ફરજ પાડી હતી, પરંતુ દૈવેચ્છાથી હું પુનઃ આનંદ-દુર્ગમાં આવી વસવાને ભાગ્યશાળી થયો છું."

"તારી વાતપર કોણ વિશ્વાસ કરશે ? મારી વાતને પડતી મૂકી તારી વાતને કોણ કાનપર ધરશે ? તેં કારાગૃહમાંથી પલાયન કરવાની કોશિશ કરી હતી, એ વાત આ મહાલયના સર્વ જનોના જાણવામાં આવી ચૂકી છે. તને પલાયન કરતો જોઇને આનંદદુર્ગના બે સૈનિકો તારી પાછળ પડયા હતા, પરંતુ તેં તેમને બન્ને જણાને કાપી નાખ્યા છે. મારો દીવાન દોલતસિંહ કહેશે કે, મેં એ બધું મારી નજરોનજર જોયું છે; ત્યારે તું શું કરીશ ? તારાં વચનપર કોણ વિશ્વાસ લાવશે ? આ સર્વ સાક્ષી તારી વિરુદ્ધમાં રજુ થતાંની સાથેજ તું આખી દુનિયાની નજરે ભયાનક ખૂની આસામી તરીકે ઓળખાઇશ, નિંદાને પાત્ર થઇશ. જ્યારે મામલો આવા ગંભીર સ્વરૂપપર આવી જશે, ત્યારે તારી રક્ષા કોઇનાથી પણ કરી શકાશે નહિ."

"જગદીશ્વર મારી રક્ષા કરશે." ગંભીર, દૃઢ અને ખુલ્લા અવાજથી કિશોરસિંહે કહ્યું—

"જો મારી કોઇ પણ રક્ષા નહિ કરે અને તમો આવી નીચ બુદ્ધિને વશીભૂત થઇ આવા ઘોર જઘન્ય આચરણમાં પ્રવૃત્ત થશો, તો જગદીશ્વર મારી રક્ષા કરશે. તમારા પાપમય કારસ્થાનમાંથી મને બચાવશે. તે અનંતનામી ઇશ્વરમાં મારો સંપૂર્ણ વિશ્વાસ છે—સંપૂર્ણ શ્રદ્ધા છે."

"ત્યારે હવે તું અહીંથી ન્હાસવામાં બિલકુલ નારાજ છે ખરૂં ને વારૂ ?"

અત્યંત ઉત્કંઠા, આગ્રહ અને વિસ્મયવૃત્તી સાથે રાજા ભૂપસિંહે કિશોરસિંહને પુનઃ એકવાર પૂછયું:—"ત્યારે હવે તું અહીંથી ન્હાસવામાં બિલકુલ નારાજ છે ખરૂંને વારૂ ?"

"હા—નારાજ છું, અસમ્મત છું." મનની તથા સ્વરની

સંપૂર્ણ દઢતા સહિત કિશોરસિંહે રાજા ભૂપસિંહના કુટિલ પ્રશ્નનો ઉત્તર આપ્યો.

"ઠીક છે, ત્યારે દુરાચારી બદમાશ, જરા વાર સબૂર કર. હું તને તારી આ ઉદ્ધતાઇ અને ગર્વિષ્ટતાનું ફળ હમણાં ને હમણાંજ ચખાડી આપું છું. આજથી હું તારો સદાનો શત્રુ થયો છું અને તને પૃથ્વીનાં પડપરથી નષ્ટ કરવાના પ્રયત્નમાંજ ગુંથાઉં છું."

આમ કહીને રોષસહિત રાજા ભૂપસિંહ કિશોરસિંહના ઓરડામાંથી બહાર આવી દુઃખિત સ્વરે તથા ઉંચા અવાજે બોલી ઉઠયો કેઃ—"અહાહા ! નાની વયના છોકરાએ આવું કામ કેમ કર્યું?"

દાસી કમલા અત્યાર સુધી ઘરની બહારના ચોકમાં ઉભી હતી. રાજાનાં દુઃખભરેલાં વચનો સાંભળીને તે ગભરાટથી રાજાની પાસે દોડી આવી અને વ્યાકુળતાથી તેણે તેને સંબોધીને પૂછ્યું કેઃ—"કેમ, રાજન્! વળી પાછું શું થયું?"

રાજા ભૂપસિંહ જાણે ઘણા દુઃખિત, ઘણાજ દિલગીરીભરેલા અને ઘણાજ કરુણાભરેલા ભાવથી બોલી ઉઠયોઃ—"એ વાતને મ્હોં પર લાવતાં પણ મારૂં હૃદય કંપી ઉઠે છે, છોકરાએ મારી પાસે પોતાના તમામ ગુન્હાઓને બરાબર કબૂલી લીધા છે ! અહાહા ! છોકરો કહે છે કે, તેણે વરુણસિંહનું ખૂન કર્યું છે, ગઈ કાલે પ્રભાતમાં મારા બે અશ્વારોહી સૈનિકોના જે મુડદાં પાસેના જંગલમાંથી મળી આવ્યાં છે, તેમની હત્યા પણ તેણેજ કરી છે અને તે ઉપરાંત તે એમ પણ જણાવે છે, તે દિવસે રાત્રે તે પોતાની ઇચ્છાથીજ કારાગૃહનું દ્વાર ભાંગીને ન્હાસી છૂટયો હતો! અહા! કેવી શઠતાની! હજી પૂરો ઉગીને ઉભો તો થયો નથી, એવામાં એ છોકરાની કેવી બદમાશી ! આજ સુધી અમો તેને તદ્દન નિર્દોષ ધારતા હતા, પણ આજે હું તેનાજ મુખેથી કાનોકાન જે સાંભળી શકયો છું તે પરથી બધા ગુન્હાઓનો ગુન્હેગાર એ પોતેજ છે, એમાં હવે મને કશો પણ શક રહ્યો નથી. આટલી નાની ઉમ્મરમાં આવી અદ્દભુત ચાલાકી ! આવી ઘોરતમ હયવાની ! અજાયબીની વાત તો એ છે કે, જેને હું એક સરળ અને ભોળો યુવક ધારતો હતો, તે આજે ભયંકર હળાહળને હૃદયમાં ધારણ કરી રાખનાર ઝેરીલો નાગ નિવડયો છે !"

"ના—ના જૂઠી વાત-તદ્દન જૂઠી વાત ! આપ વિનાકારણ કિશોરને દોષિત ઠરાવો છો, સર્વથા અસત્યનોજ પ્રચાર કરો છો. હું ઘણી સારી રીતે જાણું છું કે, તેણે તેમાંનું એક પણ કુકર્મ કર્યું

નથી. તે તદ્દન નિષ્પાપ અને પવિત્ર છે. રાજન્! વિનાકારણ એક નિર્દોષ બાળકના શિરપર આવા અસત્ય આક્ષેપનું આરોપણ ન કરો, સત્યને અસત્યમાં છુપાવી નિર્દોષને દોષી ઠરાવવાનો હાસ્યજનક પ્રયત્ન ન કરો."

રાજા ભૂપસિંહનાં વાક્યોમાં બાધા નાખી કમલા આ કેટલીક વાતો બોલી ઊઠી.

"હું સારી રીતે સમજી ગયો છું કે, આ છોકરાએ મીઠી મીઠી વાતો સંભળાવીને તને ભૂલાવી દીધી છે. તું સત્ય વાર્ત્તાથી સર્વથા અજ્ઞાત હોવાથીજ અત્યારે આ ઘોરતમ અપરાધીનો પક્ષ ખેંચી રહી છે. પણ તેનો એકેક ભયંકર અપરાધ જ્યારે તારા જાણવામાં આવશે અને સર્વ સમક્ષ સાબીત થશે, ત્યારે તું બરાબર જાણી શકીશ કે, તું જે કિશોરને સરળતાની પ્રતિમારૂપ માની રહી છે, તે કપટ તથા દુર્બુદ્ધિથી આકંઠ ભરેલો છે."

"ના, રાજન્! કિશોરસિંહથી કદાપિ એવો અપરાધ થાય, એ મારાથી માની શકાતું નથી." કમલાએ પુનઃ કિશોરનો પક્ષ તાણીને કહ્યું.

"તું, એ ચપળ છોકરાનાં મીઠાં વચનોમાં અંધ બની ગઇ છે." કમલાનાં વચનોથી અત્યંત ક્રોધભાવ પ્રકટ કરી રાજા ભૂપસિંહ બોલી ઊઠ્યોઃ–"તું એ ચપળ છોકરાનાં વચનોમાં અંધ બની ગઇ છે, અને તેથીજ અત્યારે તેનો પક્ષ લઇ મારી સમક્ષ આવા શબ્દો ઉચ્ચારવાનું સાહસ કરી રહી છે. પણ મારી પાસે કોઇની પણ ચાલાકી ચાલી શકે તેમ નથી. તેણે મને પોતાના મુખેથી બધી હકીકત કહી સંભળાવી છે. મારી પાસે તેણે પોતાના સર્વ અપરાધોને સ્વીકારી લીધા છે. હવે તું એની ખોટી વકીલાત ન કર, મને જૂઠો બનાવવાનો નિરર્થક પ્રયત્ન ન કર."

કમલાએ કહ્યું:–"શું! તેણે આપની સમક્ષ પોતાના અપરાધોનો સ્વીકાર કર્યો છે! ના, તદ્દન ખોટી વાત! જો તેણે તેમજ કર્યું હોય, તો ફરીવાર મારી પાસે એને એના દોષ કબૂલ કરાવો. તે જો પોતાના દોષને મારી સમક્ષ કબૂલ કરશે, તો પછી હું કશો પણ વાંધો ઉઠાવી શકીશ નહિ. પણ જ્યાં સુધી તે મારી પાસે કશો પણ સ્વીકાર નહિ કરે, ત્યાં સુધી હું આપની વાત પર કોઇ પણ પ્રકારે વિશ્વાસ કરી શકીશ નહિ, આપની વાતને અનુમોદન પણ આપી શકીશ નહિ."

"મારી સાથે વિવાદ?" ક્રોધથી સળગી ઉઠેલી આંખોથી રાજા બહાદુર બોલી ઉઠયોઃ—"મારી સાથે વિવાદ? મારૂં અપમાન! દૂર થા, મારી સ્હામેથી. મારી વાતને નાકબૂલ કરે છે? મને જૂઠો ઠરાવવા માગે છે? જાણતી નથી, કે હમણાંજ રણધીરસિંહને કહીને તને આ કુટુંબમાંથી હું દૂર કરાવી શકીશ? શું તું એમ ધારે છે કે, તારા જેવી દાસીઓની ખોટ પડે તેમ છે? શું તારા જેવી બીજી દાસી અમોને મળી શકે તેમ નથી? એમ ધારવામાં મોટી ભૂલ કરે છે. અમારી આજ્ઞા થતાંની સાથેજ તારા જેવી એક કહેતાં એકવીસ દાસીઓ આવીને હાજર થાય તેમ છે. ખબરદાર! કિશોરસિંહના ગૃહમાં હવેથી તું બિલકુલ આવી શકીશ નહિ. હું તને સખ્ત મના કરૂં છું કે, તારે તેની સાથે કદાપિ મુલાકાત પણ કરવી નહિ."

ભય, દુઃખ અને અભિમાનથી પીડાયલી ભોળી કમલા નીચું મુખ કરી પોતાના ઓરડા તરફ ચાલી ગઈ. રાજાનાં વાકયોમાં તે હવે કશો પણ વાંધો ઉઠાવી શકી નહિ.

કમલાના ચાલ્યા જવા પછી થોડીવારમાંજ દીવાન દોલતસિંહ ત્યાં આગળ આવી પહોંચ્યો, વૃદ્ધ દીવાનને નજીકમાં આવેલો જોઇને રાજા ભૂપસિંહને કહ્યું કેઃ—

"જૂઓ દોલતસિંહ! આજથી ખુની આસામીને નજરકેદ રાખવો પડશે, કિશોરસિંહના ઓરડાના દરવાજાપર આજથી, આઠે પ્રહર પ્રહરીઓનો સખ્ત પહેરો બેસાડવો પડશે. જાઓ, તમે સત્વર તેનો ઘટતો બંદોબસ્ત કરો. જૂઓ, આસામી કોઇ પણ રીતે ઘરની બહાર ન નીકળી શકે, કોઇની સાથે વાતચીત ન કરી શકે, તમારા સિવાય તેના ઘરમાં બીજું કોઈ પણ દાખલ ન થઇ શકે, એની તમે પૂરતી કાળજી રાખજો. કારણકે, છોકરો મહા ચપળ અને બદમાશ છે. કઇ ઘડીએ આંખમાં ધૂળ નાખીને ચાલ્યો જશે, એનો કશો પણ નિશ્ચય નથી, માટેજ મારે તમને આવી સખ્ત ભલામણ કરવી પડે છે. તેમ છતાં પણ જ્યાં સૂધી એ છોકરો બરાબર તંદુરસ્તી ન મેળવે, ત્યાં સૂધી કેવળ સદાશિવ ભાટને દિવસમાં એક એકવાર તેની મુલાકાત કરવા દેજો. પણ તેને પણ પ્રહરીને સાથેજ તેના ઓરડામાં જવા દેજો, એકલો જવા દેશો નહિ. સમજ્યા ને! જાઓ, હવે વિનાકારણ એક ક્ષણનો વિલંબ ન કરો; આસામી ન્હાસી છૂટવાની તજવીજમાં છે."

આમ કહીને રાજા ભૂપસિંહ રણધીરસિંહના ઓરડા તરફ ચાલ્યો ગયો.

જોતજોતામાં અર્ધા કલાકમાંજ રોગી પથારીપર પડેલા, કિશોરસિંહના દ્વારપર પહેરેગીરો આવી બેઠા. કિશોરસિંહ નજરકેદ થયો. પરંતુ એ કલાક સુધી તે આ સંવાદના સંબંધમાં કશું પણ જાણી શક્યો નહિ. પછીથી રાત્રે જ્યારે સદાશિવ ભાટ તેને જોવા આવ્યો, ત્યારે તેના મુખથી તે બધું જાણી શક્યો. સદાશિવે આપેલા સમાચારપરથી તે સમજી ગયો કે, રાજા ભૂપસિંહે તેનો સર્વનાશ કરવાનો કેવો દૃઢ સંકલ્પ કર્યો છે.

રાજા ભૂપસિંહે રણધીરસિંહના ઓરડામાં પ્રવેશ કરીને તેને આ પ્રમાણે કહી સંભળાવ્યું કેઃ—

" કિશોરસિંહે પોતાની ઇચ્છાનુસાર મારી સાથે મુલાકાત કરવાની ઇચ્છા પ્રકટ કરવાથી હું પોતે તેના ઓરડામાં ગયો હતો. કિશોરસિંહે મને જોઇને ઘણીવાર સુધી રડી, ઘણાં દુઃખો પ્રકટ કરી, વારંવાર ક્ષમા માગી, પોતાના મુખેથી પોતાના સર્વ દોષોનો સ્વીકાર કર્યો હતો. કિશોરસિંહે કહ્યું છે કે, મેં મારા ક્રોધને ન દબાવી શકવાથી વરુણસિંહનું ખૂન કરી છેવટે તેના શરીરને પેલી નદીના પ્રવાહમાં ફેંકી દીધું હતું. ત્યાર પછી કારાગૃહના દ્વાર ભાંગીને આનંદદુર્ગમાંથી ન્હાસી છૂટયો હતો; પણ દીવાન દોલતસિંહે એ વાત જાણી જવાથી તેને ફરીવાર પકડી લાવવા માટે બે અશ્વારોહી સૈનિકોને મોકલી આપ્યા હતા. એ બન્ને સૈનિકોએ રસ્તામાં કિશોરને બહુ બહુ સમજાવીને આનંદદુર્ગમાં પાછા આવવાનો આગ્રહ કર્યો હતો. પોતાથી બનતો પ્રયત્ન પણ કર્યો હતો. પરંતુ કિશોરસિંહે એકાએક ઉન્મત્ત બનીને એમને બન્નેને કાપી નાંખ્યા હતા. પછીથી કાંઇક વિચાર કરીને અથવા મારી ધારણા મુજબ અનુતાપને આધીન થઇને તે ફરીવાર દુર્ગની અંદર ચાલ્યો આવ્યો હતો. દુર્ગમાં આવતી વેળાએ તેણે ધાર્યું હતું કે; પોતાના સર્વ દોષોનો સ્વીકાર કરવાથી કદાચિત્ ક્ષમા મળી શકશે. પરંતુ દુર્ગમાં પ્રવેશ કરી લૂટારાના તકરારમાં રોકાયો અને તેમના હાથથી સખ્ત જખ્મી થઇને કેટલાક દિવસ પથારી વશ થઈ પડયો હતો. પછીથી કાંઇક આરોગ્ય મેળવી મારી પાસે અનુતાપની સાથે આ બધી વાતો પ્રકટ કરી દીધી છે. મારા બન્ને પગ પકડીને વારંવાર ક્ષમા માગી છે; મારી મારફત આપની પાસેથી પણ ક્ષમા માગવાનું કહેવડાવી મોકલ્યું છે. પરંતુ મારી ધારણા પ્રમાણે તેના જેવા પાખંડી ખૂની અને નરાધમ મિથ્યાવાદીને કદાપિ કોઇ પણ પ્રકારે ક્ષમા આપવી ઉચિત નથી. તે ફરીવાર જેથી કરીને ન્હાસી ન જાય

જ્ય, એટલા માટે તેના ઓરડાના દ્વારપર મેં હથિયારબંધ પ્રહરીઓને ગોઠવી દીધા છે. બંદિવાન કિશોરસિંહને ઇન્સાફના છેવટના દિવસ સુધી નજરકેદ રાખવામાં આવશે. શ્રીમતી સુશીલાની ધાત્રી કમલાને હવે તેના ઓરડામાં પ્રવેશ કરવાની કશી પણ આવશ્યકતા નથી. તે ઉપરાંત તેના જેવા ખૂની આસામીની સાથે કોઇને પણ મુલાકાત કરવા દેવાનું હું બિલકુલ વ્યાજબી ધારતો નથી.”

“ કિશોરસિંહ ગમે તેમ તોપણ એક મહા પાપી પુરુષ છે. હું આજ દિવસ સુધી તેને એક સરળ અને સાત્વિક વૃત્તિવાળો યુવક ધારતો હતો; પણ જ્યારથી તે કારાગૃહમાંથી ન્હાસી છૂટગો છે અને તેણે એકી સાથે મારા બબ્બે સૈનિકોમાં ખૂન કરી નાંખ્યાં છે, ત્યારથી મારી એ ધારણા બિલકુલ બદલાઇ ગઇ છે. રાજન્! હવે એ પાપીને કોઇ પણ પ્રકારે ક્ષમાનું દાન આપવું એ પણ મને ઉચિત લાગતું નથી.”

રાજાના વાક્યોના ઉત્તરમાં વૃદ્ધ રણધીરસિંહે જણાવ્યું કે:–“ મહારાજ ! આપે આ જે કાર્ય કર્યું છે, તે બરાબર યોગ્યજ કર્યું છે. આપની અપૂર્વ બુદ્ધિમતાને માટે હું આપને ધન્યવાદ આપું છું. રાજાનો ખરો ધર્મ અપરાધીને ઘટતી સજા કરવાનોજ છે. કિશોરસિંહને મારો આશ્રિત હોવા છતાં, ઇન્સાફની નજરે તે સખ્ત સજાને પાત્ર છે.”

આમ કહીને પુત્રના શોકથી દીવાના જેવા થઇ આવેલો વૃદ્ધ રણધીરસિંહ અનેક પ્રકારનો વિલાપ અને પરિતાપ કરવા લાગ્યો. તે પોતાના ભાગ્યને તથા કિશોરસિંહને હજારોવાર ધિક્કારવા લાગ્યો, ફિટકારવા લાગ્યો. રાજા ભૂપસિંહ તેને નાના પ્રકારનું સાંત્વન આપવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

છેવટે જોતજોતામાં દશ દિવસ વીતી ગયા. બિચારો નિરપરાધી કિશોરસિંહ ભયંકર અપરાધનો અપરાધી બનીને આનંદદુર્ગમાં નજરકેદ થઇ પોતાના દિવસો વીતાડવા લાગ્યો. દાસી કમલા હવે તેની પાસે આવી શકતી નહોતી. કોઇની સાથે તે હવે વાતચીત સુદ્ધાં કરી શકતો નહોતો. કેવળ સદાશિવ ભાટ દિવસમાં બેવાર આવીને તેને જોઇ જતો હતો; તે પણ દીવાન દોલતસિંહની સાથેજ. આથી, એક માત્ર હૃદયની દારુણ ચિંતાને આઠે પ્રહરની સહચરી કરી વિનાકારણ આનંદદુર્ગના એક એકાંતવાળા ઓરડામાં નવીનયુવક બંદીવાન તરીકે પોતાના દિવસો ગુજારવા લાગ્યો. એક માત્ર તે સર્વનિયંતા પરમ કરુણામય પરમ પિતા પરમેશ્વરના પવિત્ર પાદપદ્મમાં તે બિચારો આત્મોત્સર્ગ કરીને રહેવા લાગ્યો.

જોતજોતામાં દશ દિવસ વીતી ગયા. દશ દિવસ પછી સંવાદ આવ્યા કે, વરુણસિંહના ખુનના મુકર્દમાનો ઇન્સાફ કરવા માટે સુરંગપૂરના રાજદરબારમાંથી બે વિચારપતિઓ-ન્યાયાધીશો આનંદપૂરમાં આવે છે. આનંદપૂરના ન્યાયાલયમાંજ કિશોરસિંહના ખૂન સંબંધી ચાલૂ ગુન્હાનો ઇન્સાફ થવાનો છે.

---

## ચતુર્વિંશ પ્રસંગ

### શાંતિપ્રસાદની ચાલાકી

---

" Cas. Vengeance, lie still,
thy cravings shall be stated.
Death roams at large, the furies are unchain'd,
And murder plays her mighty master-piece."
Nathaniel Lee-Alenander-
-The great. Act V. Scene II

× × × + × ×

સુરંગપૂરની રાજસરકાર તરફથી આ સમાચાર મળતાંની સાથેજ રાજા ભૂપસિંહ પોતે ઇન્સાફ સંબંધી સર્વ સાધનો અને તૈયારીઓ કરવામાં પ્રવૃત થયો. આનંદપૂરના તાબાના ન્યાયાધીશ રમાપ્રસાદ સિંહને પત્ર લખીને આનંદ-દુર્ગમાં બોલાવવામાં આવ્યો. રમાપ્રસાદ સિંહે આનંદદુર્ગમાં આવીને રાજાના મુખથી વરુણસિંહના ખૂન સંબંધી સઘળી હકીકત ધીમે ધીમે સાંભળી;-સાક્ષીઓની એકતરફી જુબાની પણ સાંભળી લીધી. રાજા ભૂપસિંહે રણધીરસિંહની પાસે આ પહેલાં કિશોરસિંહના પોતાના મુખથી સર્વ દોષો સ્વીકારવા સંબંધી જે વર્ણન કર્યું હતું, તે સર્વને કાગળમાં નોંધી, તેમાં પોતાના નામની સહી કરી તે વર્ણનવાળો કાગળ રમાપ્રસાદસિંહના હાથમાં રજુ કર્યો. વૃદ્ધ દીવાન દોલતસિંહ આવીને ચમકતા મુખથી પોતાના પ્રભુના પક્ષનું સમર્થન કર્યું; તે અરજીમાં તેણે પોતાના નામની પણ સહી કરી આપી.

રમાપ્રસાદસિંહ પ્રથમ એક સાધારણ સ્થિતિનો માણસ હતો; અરે વિશેષ શું, પ્રથમ તે એક સામાન્ય પાયદળ સંવાદ વાહકનું કામ કરતો હતો. પછીથી રાજા ભૂપસિંહનો કોઇ ખાસ ઉપકાર કરવાથી ધીમે ધીમે રાજાની કૃપાથી તે આનંદપૂરના મુખ્ય ન્યાયાધીશના

પદ પર સ્થાપિત થયો હતો. આ કારણથી રાજા ભૂપસિંહને પણ દૃઢ વિશ્વાસ હતો કે, રમાપ્રસાદને તે જે તરફ ફેરવશે, તે તરફજ ફરશે; જેમ કહેશે, તેમજ કરશે. અને એ કારણથીજ તેણે સર્વથી પ્રથમ રમાપ્રસાદ સિંહને આનંદપૂર–દુર્ગમાં બોલાવ્યા. તેના આવ્યા પછી તેણે નાના પ્રકારની આત્મીયતા દર્શાવી, સદ્વ્યવહાર ચલાવી તથા અપૂર્વ સ્નેહ પ્રકટ કરી તેને પોતાની મુઠ્ઠીમાં પણ લઇ લીધો. રાજાની સહીવાળી અરજી તથા શિક્ષિત સાક્ષીઓની જુબાની સાંભળીને રમાપ્રસાદ સિંહે કિશોરસિંહને સર્વ વિષયોમાં ભયંકર અપરાધી તરીકે સાબીત કરી દીધો.

બીજા દિવસે પ્રભાતમાં સુરંગપૂરની મંત્રીસભામાંથી મુખ્ય ન્યાયાધીશ, એક સહકારી અને બે કર્મચારીઓને સાથે લઇ આનંદપૂરમાં આવી પહોંચ્યો. રાજા ભૂપસિંહ તથા રણધીરસિંહ ઘણાજ સન્માનપૂર્વક તેમનો સત્કાર કર્યો. રાજા ભૂપસિંહે પોતાના શયનગૃહમાં તેમનું નિવાસ–સ્થાન નિર્માણ કરી દીધું. બીજા કર્મચારીઓને તેમની પદવીની મોટાઇ મુજબ મહાલયના રહેવા લાયક બીજા કોઇ જૂદા જૂદા ઓરડામાં ઉતારો આપવામાં આવ્યો. રાજા ભૂપસિંહ મુખ્ય ન્યાયાધીશને પ્રસન્ન રાખવા માટે પુષ્કળ પ્રયત્ન કરવા લાગ્યો.

કિશોરસિંહે પોતાના ઓરડામાં રહીનેજ આ સમાચાર મેળવ્યા. પરંતુ એ સંવાદથી આપણા નિષ્કલંક નવીન યુવકનું હૃદય લેશ માત્ર પણ ભીત કે વિચલિત ન થયું; પરંતુ ઉલટું આશાના અપૂર્વ આશ્વાસનથી અધિક આશ્વાસિત થઇ ઉઠયું. તેણે પોતાના મનમાંજ વિચાર્યું કે, આ વખતે મારી નિર્દોષતા સાબીત થશે, આ વખતે મારા શિરપર જે મિથ્યા અપવાદ અને અપરાધનું જે ભયંકર આરોપણ કરવામાં આવ્યું છે, તેમાંથી હું મુક્ત થઇશ. લોકોના મનમાં મારા માટે જે ખોટો ખ્યાલ ભરાઇ બેઠો છે અને મને સર્વજનો એક મહા ભયાનક ખૂની અને હીચકારા તરીકે ઓળખાવી રહ્યા છે, તે વિષમ કલંક પણ મારા કપાળમાંથી દૂર થશે.”

તેણે એમ ધાર્યું કે, બીજે દિવસેજ તેનો ઇન્સાફ ચલાવવામાં આવશે.

આનંદપૂરના ન્યાયાધીશ રમાપ્રસાદ સિંહે, કિશોરસિંહને કહેવડાવી મોકલ્યું હતું કે, જો તે પોતાના બચાવ માટે કોઇને પણ સાક્ષી આપવા માગતો હોય, તો તે સાક્ષીઓનાં નામ–ઠામ અને જાતિ વગેરે બધું એક અરજીપર લખીને તેણે તરતજ ન્યાયાધીશની તહેના-

તમાં રજુ કરી દેવું. પરંતુ વીરવર કિશોરસિંહે ન્યાયાધીશના એ કથનના પ્રત્યુત્તર રૂપે કહેવડાવી દીધું હતું કે, તેનો સાક્ષી બીજો કોઇજ નથી. તેની પોતાની સરલ અને સત્ય વાર્ત્તાજ ચાલુ મામલામાં તેના પક્ષમાં એક માત્ર સાક્ષીરૂપ છે. તેની ઇચ્છા પોતાનો બચાવ કરવા માટે બીજા કોઇ પણ સાક્ષીને શોધવા જવાની નથી.

તેનો અભિપ્રાય લઇને એક પ્રહરી ન્યાયાધીશ રમાપ્રસાદ પાસે ચાલ્યો ગયો.

રાત્રિનો લગભગ બીજો પ્રહર ચાલતો હતો. કિશોરસિંહ પથારીપર સુતો સૂતો ચાલૂ બનાવનો વિચાર કરી રહ્યો હતો. ધીમે ધીમે ઉંઘ આવવા માંડી હતી; એવામાં, તેના દરવાન પ્રહરીએ ધીમે ધીમે તેની પાસે આવીને તેને બોલાવ્યો કેઃ—" એકવાર ઉઠશો કે ?" હજી કિશોરસિંહની આંખોજ મીંચાઇ હતી; નિદ્રાદેવી હજી સૂધી સંપૂર્ણ રીતે તેના બાહ્ય ચૈતન્યનું હરણ કરી શકી નહોતી. આથી, પ્રહરીનું સંબોધન મૃદુ હોવા છતાં પણ તે સંબોધનથી પરિચિત કંઠની પેઠે તરતજ તેના કાન વીંધાઇ ગયા. તેણે ચમકીને જોયું કે, પ્રહરીના વેશમાં શાંતિપ્રસાદ પંડિત તેની પાસે આવી ઉભો રહ્યો છે. શાંતિપ્રસાદને પોતાની નજર સ્હામે જોતાંની સાથેજ તે આનંદમાં આવી બોલી ઉઠયોઃ—"આ શું! પંડિત મહારાજ! તમે અહીં ક્યાંથી ? તમારી સાથે ફરીવાર મારી મુલાકાત થશે, એવી મને સ્વપ્નમાં પણ આશા નહોતી. તમારો મારા પર જે અપૂર્વ સ્નેહ છે, તેને હું કદાપિ ભુલી શકીશ નહિ. આ સંસારમાં હું સર્વથા નિરાધાર હોવા છતાં પણ, તમોએ મને મારા આધાર રૂપે રહીને સર્વદા સુખી કરવાનોજ પ્રયત્ન કર્યો છે, એ પણ મારાથી કદાપિ વિસરી શકાય તેમ નથી."

આમ કહેતાં કહેતાં કિશોરસિંહની વિશાળ આંખોમાંથી આંસૂની ધારા વહેવા લાગી. તેણે ત્યારે ધીમે ધીમે બન્ને આંખો લૂછીને ફરીવાર શાંતિપ્રસાદને પૂછ્યું કેઃ—" પરંતુ, તમે અહીં શી રીતે આવ્યા ?"

શાંતિપ્રસાદે જવાબ આપ્યો કે—"હું કેટલાક દિવસ થયાં તમારી સાથે એકવાર મુલાકાત કરવાની તપાસ કરતો હતો, પરંતુ તેમાં કોઇ પણ રીતે ફાવી શકયો નહોતો. જે વ્યક્તિપર આજની રાત્રિને માટે તમારા દ્વારની રક્ષા કરવાનો ભાર હતો, તે માણસ મારો સારો ઓળખીતો અને અનુગત હતો. મારાં વચનને તેણે આજ સૂધીમાં કદાપિ ઉથાપ્યું નહોતું. તે આજે અહીં પહેરો ભરશે, એમ જાણીને

આજે સાંઝે મેં તેને મારા ઘરમાં આમંત્રણ કર્યું તે મારા કહેવા મુજબ સાંઝ વીત્યા પછી આ ચીંધેલો પોશાક મને સોંપી ગયો હતો. એ પ્રહરી દારુ પીને ઘણીવાર દીવાનો બની જાય છે, એ વાત મારા જાણવામાં આવી ગઇ હતી, એથી મેં તેને માટે પ્રથમથીજ દારુની ગોઠવણ કરી લીધી હતી. તેણે સાંઝે મારી પાસે આવ્યા પછી પુષ્કળ દારુ પીધો હતો અને તેને લીધે છેવટે તે બેભાન પણ બની ગયો હતો. મેં જ્યારે જોયું કે, હવે તે જરા પણ શુદ્ધિમાં નથી, ત્યારે તેનો આપેલો પોશાક પહેરીને હું ધીરે ધીરે તેની કમરપરથી તમારા આ દરવાજાની ચાવી છોડી, દરવાજાનું તાળું ખોલી અત્યારે એ પ્રહરીના રૂપમાં તમારી પાસે આવ્યો છું."

"સાધુ પુરુષ, શાંતિપ્રસાદ તમે ખરેખર એક સ્વાર્થત્યાગી પુરુષ છો." આમ કહીને કિશોરસિંહ આનંદસહિત પથારીપર ઉઠીને બેઠો થયો અને શાંતિપ્રસાદ પંડિતને પથારી પાસે બેસાડીને કહેવા લાગ્યો કેઃ—"હુ અત્યાર સુધીની તમારી કારકીર્દી જોઇને સ્પષ્ટ જાણી શકયો છું કે, તમે મારા માટે સર્વ કાંઇ કરી શકો તેમ છો. મારાપર તમારો જે સ્નેહ છે. તે આદર્શ અને અકૃત્રિમ છે, મારા માટે તમે સર્વ આપત્તિઓની પણ કશી પરવાહ કરો તેમ નથી. તમારૂં હૃદય પરોપકારની પિયૂષધારાથી ભરપૂર ભરેલું છે. તમે કદાચ અત્યારે સારી તક મળેલી જોઇને મને ન્હાસવાનો ઇલાજ બતાવવા માટેજ આવ્યા હશો. પરંતુ એવો વિચાર કરીને જો તમે આવ્યા હો તો તેમાં મહા ગંભીર ભૂલ થઇ છે. કારણ કે હવે મારી ઇચ્છા કાપુરુષની પેઠે આ નશ્વર કાયાનું રક્ષણ કરવાની નથી. વિધાતાએ જ્યારે મારૂં મૃત્યુ નિર્માણ કર્યું હશે, ત્યારે હું અવશ્ય મરીશજ, એ મૃત્યુના સપાટામાંથી મારો કોઇ પણ પ્રકારે બચાવ થઇ શકશે નહિ. દુનિયામાં જન્મ ધારણ કરી પ્રત્યેક માનવીને મરવાનું તો અવશ્ય છેજ, તો પછી તેનાથી શા માટે ડરવું જોઇએ? તમે મારાપર આવા પ્રકારની જે સહૃદયતા પ્રકટ કરી છે, તેનો મારાથી સ્વીકાર કરી શકાશે નહિ. મારાથી આ વિષયમાં કદાચ કાંઇ અપરાધ થતો હોય, તો એ અપરાધની ક્ષમા આપશો. આવતી કાલેજ મારા ઇન્સાફનો ભયંકર દિવસ છે—"

"હું તમારા સત્સાહસનું અપમાન કરવા આવ્યો નથી, કાપુરુષના કલંકથી કલંકિત કરવા પણ આવ્યો નથી." કિશોરસિંહની વાર્તાને અટકાવી શાંતિપ્રસાદ પંડિત બોલી ઉઠયોઃ—"અહીંથી

ન્હાસવાની સલાહ આપી તમારા સત્સાહનું અપમાન કરવા આવ્યો નથી, કાપુરુષના કલંકથી તમને કલંકિત કરવા હું અહીં આવ્યો નથી. મારો દૃઢ વિશ્વાસ છે કે, તમે તદ્દન નિર્દોષ છો અને તે સાથે મને આશા છે કે, આવતી કાલના ઇન્સાફમાં પણ એમજ સાબીત થશે. કમલા મને વારંવાર કહે છે કે, તમે તદ્દન નિર્દોષ છો, અને તેની સલાહથીજ તમારા દ્વારરક્ષકને દીવાનો બનાવી આજની રાત્રિને માટે હું તમારી રક્ષાર્થે નિમાયો છું. "

આ વાત સાંભળીને કિશોરસિંહનો ઉત્સાહ અને ઉત્કંઠા અત્યંત વધી પડી. કોઇ એક પ્રકારની અણધારી આશાનો ઝાંખો પ્રકાશ જાણે તેની હૃદય ગુહાની નજીકમાં ક્ષણવારને માટે ઝળકી ઊઠયો. તેણે ગભરાટની સાથે પૂછયું:–" સ્નેહમયી કમલાનો હેતુ શો છે ? "

" તે સર્વ તમે જાણી શકશો, જરાવાર સબૂર કરો. " આમ કહીને શાંતિપ્રસાદ પંડિતે ઓરડાની બહાર જઇ એકવાર ચારે તરફ જોઇ જોયું કે, એટલામાં કયાંય બીજું કોઇ છે કે નહિ. તેણે જોયું કે, કોઇ કયાંય પણ નથી. ત્યારે તે નિર્ભયતાથી કિશોરસિંહની પાસે ફરીવાર આવીને ધીમે ધીમે બોલ્યો કે:–" તમારા માટે એક વ્યક્તિ જીવનની આશાનો પરિત્યાગ કરવા બેઠી છે. જેની સાથે તમે બચપણથી પોષાતા આવ્યા છો, જેના અકૃત્રિમ પ્રેમમાં તમે બંધાયલા છો, જેને તમે દુર્દાન્ત દાનવતુલ્ય લૂટારાઓના પંઝામાંથી બબ્બે વાર બચાવી છે, જે તમને જોયા વિના એક ક્ષણ પણ રહી શકતી નથી; તમારી આ સ્થિતિથી જેનું કોમળ હૃદય અત્યંત રીબાઇ રહ્યું છે, તે એકવાર તમારી સાથે મુલાકાત—"

શાંતિપ્રસાદનું વાક્ય પૂરૂં થતાં ન થતામાં કિશોરસિંહ આનંદના ઉભરાથી કૂદી ઊઠયો અને ખુલ્લા અવાજથી બોલી ઊઠયો કે:–" શું મારી સુશીલા–મારી સુશીલા–મારી સાથે મુલાકાત કરશે ? શું તમે ખરૂંજ કહો છો ? "

" ચૂપ કરો, કોઇનાં આવવાનાં પગલાંનો અવાજ સંભળાય છે." આમ કહીને શાંતિપ્રસાદ બ્રાહ્મણ પોતાની મુકરર જગાએ જઇને ફરીવાર પહેરો ભરવા લાગ્યો. કિશોરસિંહ ઉત્કંઠિત હૃદયથી આશા અને પ્રતીક્ષામાં પોતાની શય્યાપર બેસી રહ્યો.

## પંચવિંશ પ્રસંગ

### યોગમન્દિર–ગુપ્તસમ્મિલન

દિલ મેરા સોજ-એ-નિહાંસે[૧] બે મુહાબા[૨] જલ ગયા;
આતિશ-એ-ખામોશ[૩] કી માનિન્દ ગોયા જલ ગયા;
દિલમેં જોક[૪]-એ-વસ્લો[૫] યાદ એ-યાર તબ બાકી નહીં;
આગ ઇસ ઘરમેં લગી ઐસી કિ જો થા જલ ગયા;
મેરી તામીર[૬] મેં મુજ. મિર[૭] હૈ યક સૂરત[૮] ખરાબી કી;
હયૂલા[૯] બર્ક[૧૦]-એ-ખરમનકા[૧૧] હૈ ખૂન-એ-ગર્મ દ્હિકાં[૧૨] કા;
ખમોશીમેં[૧૩] નિહાં[૧૪] ખંગશ્તા[૧૫] લાખોં આરજૂએં હૈં;
ચિરાગ-એ-મુર્દા[૧૬] હૂં મૈં બે જુબાં ગોર-એ-ગરીબાં[૧૭] કા;

**મહા કવિ ગાલિબ**

× × × × ×

ચાર પળ જેટલો વખત આશામાં ને આશામાંજ વીતી ગયો, એવામાં દાસી કમલાએ બહુજ ધીમા પગલે કિશોરસિંહના ઓરડામાં પ્રવેશ કરી હાથના ઇશારાથી તેને તેની પાછળ પાછળ ચાલવાની સૂચના કરી. કિશોરસિંહ ક્ષણનો પણ વિલંબ ન કરતાં તેની પાછળ ચાલવા માંડયો. શાંતિપ્રસાદ મહારાજ પ્રહરીના વેશમાં દરવાજાપરજ ઉભો રહ્યો.

કમલા આગળ આગળ ચાલતી હતી. કિશોરસિંહ ધીમાં પગલાં ભરતો તેની પાછળ પાછળ ચાલ્યો જતો હતો; છેવટે અનેક સાંકડા છૂપા માર્ગો ઓળંગીને કિશોરસિંહ કમલાની સાથે એક ગુપ્ત સીડીપર ચઢી રાજ મહાલયના આંગણામાં આવેલા યોગમંદિરના અંતઃપુર તરફના ચોકમાં આવી પહોંચ્યો. રાજમહાલયના એ સઘળા માર્ગ પર કિંવા યોગમંદિરની આણી તરફ કોઇ પ્રહરી રહેતા નહોતા, રહેવાની જરૂર પણ નહોતી. કિશોરસિંહે ધાત્રી કમલાની સાથે યોગમંદિરના એ ચોક-પ્રદેશમાં આવીને જોયું કે-સુંદરી સુશીલા અર્દ્ધાવગુણ્ઠનથી દીવાલને અઢેલીને પહેલેથીજ ત્યાં ઉભી હતી. સુશીલાને જોતાંજ

---

૧. આંઠરિક ચિંતા. ૨. એકીસાથે. ૩. હોલવાયલો અગ્નિ. ૪. શૌક-શોખ. ૫. મિલન. ૬. બનાવટ. ૭ મળેલું. ૮ મૂર્ત્તિ. ૯, ઉપાદાન-સાધન. ૧૦. વીજળી. ૧૧. ખેતરની કાપણી કર્યા પછી ઠુંડાસહિત જે છોડવાનો ઢગલો કરવામાં આવે છે તે. ૧૨. ખેડુત. ૧૩. મૌન. ૧૪, ગુપ્ત. ૧૫. મૃત. ૧૬. હોલવાયલો દીપક. ૧૭. યાત્રાળુની સમાધિ.

કિશોરસિંહ આગ્રહ તથા ઉદ્વેગની સાથે તેની બન્ને સુકોમળ બાહુ-લતાઓને ધારણ કરી આનંદથી ઉછાળા મારતા હૃદયે બોલી ઊઠયોઃ—"સુશીલા! પ્રાણાધિકા!"

કિશોરસિંહ બીજું કશું પણ બોલી શકયો નહિ; તેનું આખું શરીર કંપવા લાગ્યું. મનના આવેગથી તેનું હૃદય છલકાઇ ગયું; મુખની વાત મુખમાંજ રહી ગઇ. તેનો કંઠ જાણે રૂંધાઇ જવા આવ્યો. તે કંપતો કંપતો સુશીલાના પગ પાસે ઘુટણમંડીએ બેસી ગયો. બેસીને એકીટસે સુશીલાના તે શોકથી ફીકા પડી ગયેલા સુંદર વદન તરફ ઘણીવાર સૂધી જોઇ રહ્યો.

ઘણીવાર પછી કિશોરસિંહે મૌનવ્રતનો ભંગ કરી, ધીમા અને દુઃખ ભરેલા અવાજથી કહ્યું કેઃ—"સુશીલા! મારાપર શું તને વિશ્વાસ આવે છે? તારી સ્નેહાળ ધાત્રી તથા મારી માતા સમાન કમ-લાએ તને જે કાંઇ કહ્યું છે, તેનાપર શું તને આસ્થા બેસે છે? ખરૂં કહે, સુશીલા, મને શું તું નિર્દોષ ધારે છે? મારાપર તને અ-વિશ્વાસ નથી આવતો? તું મને ખૂની, હત્યારો કે ચોર ન માનતાં પવિત્ર અને સરળ માને છે? મારાપર જે આક્ષેપનું ઓરાપણ થયું છે, તે આક્ષેપને શું તું સર્વથા અસત્ય ગણી કાઢે છે?"

સુશીલાએ કહ્યુંઃ—"કમલા બ્હેનના મુખેથી સઘળી વાત સાંભળ્યા પહેલાંજ મેં તમોને નિર્દોષ ધારી લીધા હતા અને હજી પણ મારી એવીજ ધારણા છે. તમોને નિર્દોષ ધારીનેજ મારા દિલમાં આવી અસહ્ય વેદના થવા માંડી છે. મારૂં હૃદય મને વારંવાર સ્પષ્ટ કહ્યા કરે છે, રાજા ભૂપસિંહે તમારાપર કેવળ અસત્ય આક્ષેપ મૂકયો છે, તમોને હેરાન કરવાનું કૃષ્ણ કારસ્થાનજ રચ્યું છે. પણ કાલે તો ઇન્સાફનો દિવસ છે. કાલે ઇન્સાફમાં જો તમારા—"

જાગીરદાર બાલા વધારે બોલી શકી નહિ. આ છેવટનાં વાકયો બોલતાં બોલતાં તેનું હૈયું ભરાઇ આવ્યું. તેણે દુઃખથી પોતાનું કોમળ મુખકમળ નમાવી દીધું. કાલના ન્યાયમાં કદાચ કિશોરસિંહ ગુન્હેગાર તરીકે સાબીત થશે, એવી ભયાનક ભાવના તેના મનમાં ઉગી આવતાંજ તેનું કોમળ—બાળક—હૃદય અસ્વાભાવિક વેદનાથી વ્યાકુળ બની ગયું. તેના હૃદયના તારો થરથર કંપવા લાગ્યા. તેના ચિંતાથી ક્ષીણ થયેલા સુકોમળ શરીરમાં પણ થરથર કંપનો સંચાર થવા લાગ્યો. કિશોરસિંહે જોયું કે, છેવટના શબ્દો બોલતી વેળાયે તેની પ્રિયતમા પ્રાણાધિકાનાં ઇન્દીવરને પણ લજ્જાવનારાં બન્ને શુષ્ક નયનો

અશ્રુના ભારથી નીચાં નમી પડયાં હતાં. તેના કમળથી પણ કોમળ બન્ને હાથોની હથેળીઓ મરેલાં માણસના શરીરના કરતાં પણ ઠંડી પડી ગઇ હતી. આ સર્વ કરુણા ભરેલો દેખાવ જોઇને કિશોરસિંહ દુઃખ સહિત બોલી ઉઠયોઃ—" હાય હાય ! પરમેશ્વર ! મારા માટે શું આની આવી સ્થિતિ ! આવી દશા ! મારા જેવા દુર્ભાગી સાથે પ્રેમ કર્યો માટે શું તેને આવી સજા ? આવી શિક્ષા ! ઇશ્વર, નિયંતા ! તું આવો કેવો અન્યાયી છે !" આમ કહી તેણે આંસુ ભરી આંખોથી સુશીલાના મુખ તરફ જોઇ તેને સંબોધીને કહ્યું:— "પ્રાણાધિકા ! તારી આ વેદના હવે મારાથી સહી શકાતી નથી."

સુશીલા અત્યાર સૂધી સમભાવે ઉભી હતી; એવામાં કિશોરનાં આ કરુણ વચનો સાંભળીને ઉન્હા આંસુનું એક બિંદુ તેનાં તે વિશાળ ચક્ષુને ભેદીને, તેના ફીકા ગાલોને ધોઇને ધીમે ધીમે કિશોરના જમણા હાથપર જઇ પડયું. એથી કિશોરસિંહ કંપી ઉઠયો. તેનું હૃદય વીંધાવા માંડયું. તે એક ઊંડો નિઃસાસો મૂકી નિરાશ સ્વરથી બોલ્યોઃ— જગદીશ્વરે આવી રીતે સૂર્યનાં કિરણોના અસહ્ય તાપથી જિન્દગી સૂધી દગ્ધ કરવા માટેજ શું આ સુંદર અને પ્રફુલ્લિત કુમુદિનીને સરજી હતી ?"

સુશીલા અત્યાર સૂધી એક સરખી ઉભી હતી, પણ હવે તેનાથી તેમ થઇ શક્યું નહિ. તેનું હૃદય તથા શરીર વિશેષ અવસન્ન થઇ જવા માંડયું, ત્યારે તેણે બાજૂના થાંભલાપર આખા શરીરનું વજન મૂકી, શરીરને તે થાંભલા સાથે અડકાડી દીધું. કિશોરસિંહ પણ ઉઠીને તે થાંભલાની બાજુમાં સુશીલાની દક્ષિણમાં આવી ઉભો રહ્યો. બન્નેની આંખોમાંથી આંસુની અખૂટ ધારાઓ વહેવા લાગી અને તે જાણે એ જૂદા જૂદા પર્વતમાંથી બબ્બે જૂદી જૂદી નદીઓ પ્રબળ વેગ પૂર્વક વહેતી હોયની ! એવોજ ભાસ કરાવવા લાગી. બન્નેના હૃદયની વેદનાથી વ્યાકુળ બની ગયાં બન્ને જણે ચારે દિશાઓને શૂન્યમય જોવા લાગ્યાં. કિશોરસિંહ જાણી ગયો હતો કે તેની પ્રાણેશ્વરી સુશીલા હવે તેની અર્ધાંગના થઈ શકશે નહિ અને સુશીલાએ ધાર્યું હતું કે, તેનું હૃદય હવે તેનું નથી; તેનાપર હવે તેનો અધિકાર નથી; તેનું હૃદય તેની અનિચ્છા હોવા છતાં પણ દૈવયોગે કે વિધિની વિડંબનાના યોગે અન્યનું થઇ ચૂક્યું છે. ઇંદ્રના નંદનવનને અત્યારે દુરાચારી દુષ્ટ દૈત્યરાજે પોતાના અધિકારમાં બળાત્કારે લઇ લીધું છે—છીનવી લીધું છે. આ સર્વ વિચારો કરીને બન્નેએ બન્નેના હૃદયને નિરાશાના

ઉંડા સમુદ્રમાં ધકેલી દીધાં, વ્હેતાં મૂકી દીધાં.

અહાહા! એ સમયે રોહિણી અને ચંદ્રનું મિલન કાળાં વાદળાથી જાણે આચ્છાદિત થઇ ગયું હોયની! એમજ જણાઇ આવતું હતું. પૂર્ણ વિકસેલી કમલિની અસ્તાચલમાં જતા ભાસ્કરને જોઇને જેવી રીતે મલિન રૂપ ધારણ કરી લે છે, તેવુંજ રૂપ સુશીલાનું પણ થઇ ગયું હતું.

વિનાકારણ બન્ને પ્રેમીઓ આવી રીતે કેટલીક વાર સુધી તે યોગમંદિરના ગુપ્ત ચૉકના થાંભલાને અઢેલીને ઉભાં રહ્યાં. દાસી કમલા દરવાજાપર રહીને પહેરેગીરનું કામ બજાવવા માટે નિયુક્ત થઇ. આ સમયે બરાબર જાણે, દૈત્યરાજ બાણના ભયંકર કારાગૃહમાંથી મુક્તિ મેળવીને કામકુમાર અનિરુદ્ધે બુદ્ધિમતી ચિત્રલેખાની સહાયતાથી ફરીવાર ઉષા સુંદરીની સાથે ગુપ્ત રીતે જે સંમિલન કર્યું હતું, તેનું યથાર્થ સ્મરણ થઇ આવતું હતું.

થોડી વાર પછી કિશોરસિંહ હૃદયના વેગને કાંઇક અંશે દબાવીને ઘણાજ પ્રશાન્ત ભાવથી કહેવા લાગ્યો કેઃ—" જિગરની સુશીલા! અથવા એ સંબોધનપર હવે મારો કશો અધિકાર નથી!— સુશીલા! હવે શા માટે? શાંત થા; શું કહું કહે? હવે મને શા માટે સંદેહના દોલામાં ડોલાવે છે? હવે અહીં ઝાઝી વાર આવી રીતે આપણે રહેવું એ પણ ઉચિત નથી. કારણ કે, તેથી જે ભયંકર પરિણામ આવે તેમ છે, તે તો તું જાણે છે. વળી એ ઉપરાંત બીજી પણ અનેક આપત્તિઓ આવવાની સંભાવના છે, અનેક સંકટો ઉપસ્થિત થવાનો સંભવ છે."

"શાંત થવાનું કહો છો, કિશોર!" એકાએક મુખના દ્વારને મોચન કરી ભાંગ્યા તૂટયા અવાજથી સુશીલા બોલી ઊઠીઃ—" 'શાંત થવાનું કહો છો કોને? શાંતિ હવે તો મને મળવાની નથી. શાંતિ જ્યારથી મારો અને તમારો વિયોગ થયો છે, ત્યારથી મારી ભયંકર વૈરિણી બની ગઈ છે. આખી ઝિન્દગીની શાંતિને હું સદાને માટે ખોઇ બેઠી છું. શાંતિ હવે હું ક્યાંથી મેળવીશ? કિશોર! મેં તમને શા માટે ચાહ્યા હતા, શા માટે સ્નેહની દૃષ્ટિથી જોયા હતા, એ વાતને પણ મારાથી મુખમાં લાવી શકાતી નથી. હજી પણ હું તમારા વિના બીજું કાંઇ પણ જાણતી નથી, કોઇને પણ ઓળખતી નથી. તમે મારા થશો એમ ધારીને મેં તમારા નામપર મારા દિલને કુરબાન કર્યું હતું. પરંતુ વિધાતાએ શું એમ કર્યું છે ખરું કે? કિશોર! તમે

કહ્યું હતું કે ચાર દિવસમાં અનેક અવનવા બનાવો બનશે અને ઘણા ફેરફારો થઇ જશે; પણ છેવટે શું આવોજ બનાવ બન્યો ? આવોજ ફેરફાર થયો ? છેવટે હું શું મારા વ્હાલા ભાઇને, મારા હૃદયના આધાર—તમને અને મારા પોતાના જ્ઞાનને પણ ગુમાવી બેઠી. તમે તો કહ્યું હતું કે, દૈવ આપણુને અનુકૂળ છે, એ અનુકૂળ દૈવેજ શું આખરે આવું કાર્ય કર્યું ? કિશોર ! આપણી શું પરિણામે આવીજ દુર્દશા થઇ ? આપણા પવિત્ર પ્રણયની શું અંતે આવીજ દશા થઇ ? આપણા સ્નેહ વીણાના તારો શું છેવટે આવી રીતેજ તૂટી ગયા ? ”

આમ કહેતાં કહેતાં સુશીલા અટકી પડી. સુશીલાનું એક એક વાક્ય કિશોરના હૃદયમાં જાણે તપાવેલી તીક્ષ્ણ છૂરીની પેઠે પેસીને હૃદયના પડેપડને વીંધવા લાગ્યું. કિશોરસિંહની નસેનસમાં લોહીનો પ્રબળ પ્રવાહ ઉછાળા મારવા લાગ્યો. કિશોરસિંહ જાણે શૂન્ય નયનથી, શૂન્ય મનથી અને શૂન્ય હૃદયથી એ સર્વ સાંભળવા લાગ્યો.

સુશીલાએ ફરીવાર કહ્યું કેઃ—“ કિશોર ! દૈવ આપણાથી તદ્દન પ્રતિકૂળ છે. નહિતો આવો ન બનવાનો ભયંકર બનાવ કેમ બને ? તમે શા માટે વિનાકારણ આવા તુચ્છ અને દારુણ કલંકથી કલંકિત થાઓ ? હું પણ પાંજરામાં પૂરાયલી પંખિણીની પેઠે ખાણ્ડવદાહનના દારુણ દહનથી રાત્રિ દિવસ શા માટે દગ્ધ થયા કરૂં ? કહો કિશોર આપણા ભાગ્યમાં આવી ભયાનક ઘટના શાથી ઘટી ? આપણા ભાગ્યનો પ્રવાહ કઇ દિશામાંથી કઇ દિશામાં ફરી ગયો ? હું તમારા હાથમાં જઇ કોના હાથમાં આવી બેઠી ! શા કારણથી હું આજે બીજાના હાથમાં ગઇ ? કેવળ તમારા માટેજ ને ! કમલા જાણે છે, સારી રીતે જાણે છે કે, કેવળ તમારા માટેજ આજે હું ભૂપસિંહની સાથે લગ્ન કરવાને સમ્મત થઈ છું. ”

આમ કહીને સુશીલા પાછી ચૂપ થઇ. તેનું હૃદય ધીમે ધીમે અસ્થિર થવા માંડયું હતું. પ્રાણુ વાયુ જાણે એકદમ તેના દેહનો નિવાસ ત્યાગવાને તૈયાર થઇ ગયો હતો. તેનું શરીર પહેલાના કરતાં ઘણુંજ થાકી ગયું હતું. એથી તે ફરીવાર અટકી પડી. થોડીવાર અટક્યા પછી ફરીવાર તેણે કહેવાનું શરૂ કર્યું. સુશીલાએ કહ્યું કેઃ—

“ જૂઓ કિશોર ! ફક્ત તમારા માટેજ હું બીજાના હાથમાં જઇ બેસું છું. જે દિવસે મારા મોટા ભાઇના ગુમ થવાના સમાચાર સાંભળ્યા, જે દિવસે પિતાના સખ્ત હુકમથી તથા આનંદદુર્ગના ધૂર્ત

રાજાની ખટપટથી તમે લોઢાની મજબૂત સાંકળોથી જકડાઇને કારાગૃહમાં કેદ થયા, તે દિવસ રાત્રેજ મારા પિતાએ મારા ઓરડામાં આવી મને ઘણીજ ધીરજ આપીને કહ્યું હતું કે, તેઓ મને કોઈ પણ બાબતમાં કશો પણ અનુરોધ નહિ કરે. મારી સાથે તે વખતે મુલાકાત કરવામાં તેમનો એક ગુપ્ત હેતુ છૂપાયલો હતો, તેના બીજે દિવસે તેઓ રાજા ભૂપસિંહને સાથે લઇને ફરીવાર મારા ઓરડામાં આવ્યા હતા. આવીને તેમણે મને કહ્યું હતું કે, રાજા એકાંતમાં મને કાંઇક કહેવાની ઇચ્છા ધરાવે છે. આમ કહીને તેઓ મને રાજાની પાસે એકલી મૂકી ઓરડામાંથી બહાર ચાલ્યા ગયા હતા. જતી વેળાયે કમલાને પણ ત્યાંથી ચાલ્યા જવાનું સૂચવી ગયા હતા. કમલા પણ ઓરડામાંથી તરતજ ચાલી ગઇ હતી. રાજા ભૂપસિંહ અને હું મારા ઓરડામાં રહ્યાં હતાં. રાજા ભૂપસિંહે પ્રથમ પહેલાંજ મને તમારી વાત પૂછી હતી-"

• "મારી વાત?" કિશોરસિંહે ચકિત થઇને પૂછ્યું:-"મારી વાત? સમજ્યો, હવે સમજ્યો! સારૂં તારા મુખથીજ પ્રથમ હું સારી રીતે એ બધી હકીકત સાંભળું છુ-"

"તેણે પ્રથમજ તમારા સંબંધમાં મારી કેવી ધારણા છે, તમે અપરાધી છો કે નિરપરાધી છો અને એ વિષયમાં મારો શો વિશ્વાસ છે, એ વાત મને પૂછી હતી. મેં તરતજ તેની પાસે તમને નિર્દોષ કહીને ઓળખાવ્યા હતા. તેથી તેમણે કહ્યું હતું કે, તમે દોષીત હો અથવા નિર્દોષ હો, પરંતુ તમારા બચાવનો કશો ઇલાજજ નથી. અત્યારે જે જે સંજોગો આવીને ઉભા રહ્યા છે; તે પરથી તમે ગુન્હેગારજ ઠરશો અને છેવટે તમને ફાંસીની સજા થશે. આવી રીતે તમારા ભાગ્યનું ભયંકર ભાવથી એક ચિત્ર આંકીને તેણે મને બતાવ્યું હતું કે, જેથી હું તો છેક બેભાનજ બની ગઇ હતી. મારી બુદ્ધિ તથા વિચાર શક્તિ તે વખતે કોણ જાણે ક્યાં અદશ્ય થઈ ગઇ હતી. તે સમયે હું જાણે સીમાહીન સમુદ્રના ઘોરતમ ઉછાળા મારતા જળમાં પડેલા મનુષ્યની પેઠે વ્યાકુળ ચિત્તથી એકવાર ડૂબતી હતી, તો એકવાર બહાર નીકળી રહી હતી. ઓહ! એ વાત યાદ આવતાં હજી પણ મારા હૃદયમાં કમ્પારી વછૂટે છે! પણ હવે એ સર્વે વાતો કહેવાની જરૂર નથી. ધૂર્ત રાજા ભૂપસિંહ મારા મનોભાવને સારી રીતે જાણી ગયો હતો. તમારા જીવનને હું ચાહનારી છું, એ વાત પણ તેના જાણવામાં બાકી રહી નહોતી. તમારા માટે હું સર્વસ્વ ત્યાગવાને

તૈયાર છું, એ વાતને જાણે તે સ્પષ્ટ જાણી ગયો હતો."

ત્યારે તેણે મને કહ્યું હતું કે, હું તેની એક વાતનો સ્વીકાર કરીશ એવું જો કબૂલ કરૂં, તો તે પણ તમારી રક્ષા કરશે; ગમે તે ઉપાયે તેઓ તમને કારાગૃહમાંથી મુક્ત કરાવશે, આ વિપત્તિના વાદળમાંથી તમારો બચાવ થશે અને જલ્લાદોની જાલિમ તલ્વારના સપાટામાંથી તમારી રક્ષા થશે, એમ ધારીને, પરિણામનો વિચાર પણ ન કરતાં, મનની સાથે એકતા ન કરતાં, હું તેમની વાતને કબૂલ કરીશ એવા એક સત્યબંધનમાં તરતજ બંધાઇ ગઇ હતી. તમારા મનમાં વિશ્વાસ બેસાડવા માટે તેજ ક્ષણે મારા હાથથી તે ભયંકર પત્ર પણ લખાઇ ગયો હતો. પરંતુ, કિશોર ! મેં સ્વેચ્છાથી તમારા પ્રેમને વિસર્જન કર્યો નથી. તેનો સ્વેચ્છાથી તે ભયંકર પત્રની લેખિની ધારણ કરી નહોતી. દૈવજ સર્વ રહસ્યનું મૂળ છે. દૈવજ આપણા પ્રતિ પ્રતિકૂળ છે. દૈવેજ તે લિપિ લખાવવા લેખિની ઉપડાવી હતી અને દૈવજ આપણી દરેક આશાના માર્ગનાં પ્રતિવાદી થઇ ઉભો હતો."

કિશોરસિંહ બોલી ઉઠયોઃ—

" ઓહ ! એજ ભયંકર પત્ર ? કે જે પત્રે મારા હૃદયની સદાની આશાલતાને જડમૂળથી ઉખેડી નાખી હતી ? "

" પરંતુ હજી પણ અંત આવ્યો નથી. મારી કથા હજી બાકી છે." સાથે સાથે સુશીલા પણ આ વાત બોલી ઊઠી. તેને ભય ઉપજવા લાગ્યો કે, આ સર્વ વાર્તા સાંભળીને કિશોરસિંહ કદાચિત્ પુનઃ વિચલિત થઇ ઉઠશે. કદાચ તેની પ્રતિજ્ઞાનો ભંગ થશે. આવો વિચાર કરી તેણે કિશોરસિંહને બીજું કાંઇ પણ કહેવાના અવસર ન આપતાં પોતેજ ફરીવાર કહેવા માંડયું કેઃ—

" સાંભળો કિશોરસિંહ ! રાજા ભૂપસિંહની સાથે મારી વાતચીત પૂરી થવા આવી હતી, એવામાં પિતાએ તે ઓરડામાં ફરીવાર પ્રવેશ કર્યો. તે સમયે મેં શી રીતે મારા મનની વેદનાને દબાવી રાખી હતી, એ વાતને હું અત્યારે મારા મુખેથી પ્રકટ કરી શકું તેમ નથી. તે સમયે મને એમજ જણાવા લાગ્યું હતું કે, જાણે મારૂં હૃદય વિદીર્ણ થઇ જવા આવ્યું હતું અને હું આ અસાર સંસારનો ત્યાગ કરીને ક્ષણવારમાંજ પરલોકની પ્રવાસી બની જાઉં તેમ હતી. મારી વાચાશક્તિ કંઠને ભેદીને પલાયન કરવાની તૈયારી કરી રહી હતી. પરંતુ તરતજ પાછું તમારી ચાલૂ સ્થિતિનું સ્મરણ કરી, તમારા જીવનને

સંશયમાં આવી પડેલું જાણી, મેં મારા જીવનનો ઉત્સર્ગ કરવાનુંજ તે સમયે સર્વથી અધિક ઉચિત ધાર્યું. જીવનની યાવતીય યંત્રણાને ચૂપચાપ સહન કરવાને હું તૈયાર થઈ ગઈ. મનના ખરા ભાવને મનમાંજ છુપાવીને મુખથી પિતાને જણાવ્યું કે, આનંદપૂરની રાજરાણી થવાને હું સમ્મત છું. એ સાંભળીને પિતા અજાયબ થયા, રાજી પણ થયા. પરંતુ મારૂં એમ કરવાનું કારણ તેઓ કોઇ પણ રીતે જાણી કે સમજી શક્યા નહિ, હું કેવળ તમારા માટેજ એવી રીતે આત્મબળિદાન આપવાને અગ્રસર થઇ હતી, એની તેમના મનમાં કશી કલ્પના પણ આવી નહિ. તેઓ સરળ વિશ્વાસપર આધાર રાખી રાજાનો હાથ ઝાલી મારા ઓરડામાંથી ચાલ્યા ગયા. ત્યાર પછી કમલા મારી પાસે આવી, ત્યારે કમલાને મેં બધી હકીકત કહી સંભળાવી. રાજાની પાસે જે કબૂલાત આપી હતી, તે પણ તેને જણાવી દીધી. ત્યાર પછી મારો પોતાનો બીજો એક ગુપ્ત સંકલ્પ પણ મેં તેની પાસે પ્રકટ કર્યો. એ સંકલ્પ શો હતો, તે સાંભળશો કે, કિશોરસિંહ ? તે ઘણોજ ભયંકર સંકલ્પ હતો. કિશોર ! મારૂં મન ક્ષુદ્ર નથી, મારો પ્રેમ કેવળ ઉછળતો નથી, મારો સ્નેહ દર્પણના પ્રતિબિંબ જેવો નથી ! મેં મનમાં ને મનમાંજ દૃઢ સંકલ્પ કર્યો હતો કે, સત્યની રક્ષા કરીશ, એક ક્ષણવારને માટે રાજા ભૂપસિંહની મહિષી—મહારાણી પણ થઇશ; પરંતુ, અન્ય ક્ષણેજ આ અભાગિનીના દગ્ધ જીવનમાં મહા પરિવર્ત્તન થઈ જશે, મારા આ દેહપર કોઇનો પણ અધિકાર રહેશે નહિ. હું કોઇ પણ વ્યક્તિના સહવાસમાં રહીશ નહિ. અન્ય ક્ષણેજ આ અભાગિની સુશીલાનું નામ આ દુનિયામાં બીજું કોઇ પણ સાંભળી શકશે નહિ—”

આમ કહેતાં કહેતાં સુશીલાનો કંઠ રૂંધાઇ જવા આવ્યો. તેની વિશાળ આંખોને ભેદીને શ્રાવણની વારિધારાની પેઠે અવિરલ અશ્રુધારા વહેવા માંડી. કિશોરસિંહ પણ રડી પડ્યો. કેટલોક સમય આવી રીતે વહી ગયો. થોડીવાર પછી કિશોરસિંહે કહ્યું:—

“ સુશીલા ! હૃદયની સુશીલા ! મારી નિર્દોષતાના સંબંધમાં જેવી રીતે તને કશી શંકા નથી, તેવી રીતે તારા પ્રેમમાં પણ મને કશી શંકા નથી. તારો પ્રેમ, તારો સ્નેહ અપાર્થિવ છે. એ પ્રેમની તુલના નથી, હ્રાસ નથી, ક્ષય નથી. રમણી સમાજમાં તુંજ સર્વના સારરૂપ રત્ન છે. અકૃત્રિમ અને સરલ પ્રેમનું જ્વલન્ત દૃષ્ટાન્ત એક માત્ર તારામાંજ વિદ્યમાન છે. પરંતુ સુશીલા, કાલે કદાચ ધાર કે, હું

ઇન્સાફમાં ગુન્હેગાર સાબીત થાઉં, કાલે જો મારો પ્રાણ લેવાની સજા ફરમાવવામાં આવે, કાલે કદાચ મારૂં અનિત્ય જીવન અનિત્ય જગતના સદાના શોક તથા દુઃખના સંબંધથી કિંવા તારા સંબંધથી વિખુટું કરીને હમેશને માટે આ જગતમાંથી વિદાય ગ્રહણ કરે, તો તો કાંઇ સવાલજ નથી. પરંતુ કાલે જો આ હતભાગિનું નામ નિષ્કલંક તરીકેજ સર્વજનો સમક્ષ પરિચિત થાય, કાલે ઇન્સાફમાં જો મારા સાધુચરિત્રનું નિર્દોષ ચિત્રજ સર્વ જનોના જોવામાં આવે, કાલે જો મારા સમસ્ત અપરાધ અને સમસ્ત અપવાદ ન્યાયના પ્રવાહમાં સ્ખલિત થઇ જાય, તો, તો સુશીલા ? તેથી શું થશે ? મારા હૃદયની જે સદાની આશા છે, તે આશાનું શું થશે ? તે આશાની લતા શું ફલવતી થશે ? ”

નિરાશાનો દીર્ઘ નિશ્વાસ નાખી, મલિન મુખને ઉંચુ કરી, સુંદરી સુશીલાએ ધીરે ધીરે દુઃખ ભરેલા અવાજથી કહ્યું:-“ હું રાજા ભુપસિંહની પાસે સત્યના કઠિન બંધનમાં બંધાઇ ગઇ છું. તેઓ તમને આ દેશમાંથી ન્હાસવાનો ઇલાજ કરી આપી તમારા જીવનની રક્ષા કરશે, અને હું આનંદદુર્ગની રાણી થઇશ. તેમણે તો તમને સહાયતા કરી છે. પરંતુ જો કે તમે, ગમે તે કારણથી, દુર્ગમાં પાછા ચાલ્યા આવ્યા છો, તથાપિ તેમની પ્રતિજ્ઞાની તો રક્ષાજ કરવામાં આવી છે. તેઓ તો સત્યથી મુક્ત થયા છે ! હવે મારે પણ મારા સત્યનું પાલન કરવું પડશે. ના—ના, કિશોર ! સત્યનો ભંગ કરી હું ધર્મમાંથી કદાપિ પતિત થઇ શકીશ નહિ. સમય આવ્યે અવશ્ય મારે મારા સત્યનું પાલન કરવુંજ પડશે. એ સિવાય જુઓ, કિશોર ! આપણો આ પ્રેમ ભગવાનનો ઇચ્છિત પ્રેમ નથી ! જો તેમ ન હોય, તો જે દિવસે પ્રથમ આપણે પરસ્પર એક બીજાના અનુરાગની વાત પ્રકટ કરી, જે દિવસે પ્રથમ આપણે જાણી શક્યાં કે, આપણો એક બીજાનો સ્નેહ નિર્દોષ બાલ્યાવસ્થાનો સ્નેહ નથી; એ સ્નેહ અન્ય પ્રકારનો છે; એ સ્નેહના દુર્ગમાં અંધ પ્રેમનો સંચાર થયો છે, તે દિવસથીજ આપણાં નસીબ ફૂટવાની શરૂઆત થઇ ચૂકી છે; તે દિવસથીજ આપણા સ્નેહના તરફ કુગ્રહની નજર પડી છે, તે દિવસથી જ દુર્ભાગ્ય આપણા પર તૂટી પડયું છે, તે દિવસથીજ ડગલે ને પગલે આપણા કલ્યાણના બનાવો બનવા માંડયા છે-”

“ હા, ભગવાન્ ! સુશીલાની બુદ્ધિનો પણ શું અંતે વિભ્રંશ થયો ? ”

આંતરિક ઉદ્વેગની સાથે ઉન્માદ સ્વરથી સંગિનીની વાતમાં વિઘ્ન નાખી કિશોરસિંહ બોલી ઉઠયોઃ–"હા, ભગવાન્! સુશીલાની બુદ્ધિનો પણ શું અંતે વિભ્રંશ થયો? કેમ, સુશીલા, મેં શું તને આ પહેલાં પાછું કહ્યું નહોતું કે, દૈવબળથીજ હું જીવી શકું છું, દૈવજ મારો રક્ષક છે. દૈવજ મારો ઉત્તરદાત્તા છે? દૈવ શક્તિથી મારું હૃદય ઉત્તેજિત છે; દૈવજ મારી ડગલે ડગલે રક્ષા કરતો આવે છે; દૈવજ મને સર્વ વિપત્તિઓમાંથી બચાવશે; દૈવજ મારી સકળ આશાને પૂર્ણ કરી દેશે? એ ભવિષ્યની આશાથીજ મારું હૃદય આશ્વાસિત છે, ઉત્સાહિત છે–કહે જોઇએ, સુશીલા, કે રાસ–પૂર્ણિમાની રાત્રે તે રાસમંડપના ચોકપર સર્વજન સમક્ષ તે બન્ને અપાર્થિવ આકૃત્તિઓએ તને આશીર્વાદ આપવાના આશયથી શામાટે પોતાના હાથ પ્રસાર્યા હતા વારુ?"

"આનંદપૂરની રાણી થઇ, એટલા માટે પણ કદાચ પ્રસાર્યા હોય!"

કિશોરસિંહના આગ્રહ ભરેલા પ્રશ્નનો દુઃખિની સુશીલાએ આવો દુઃખી જવાબ વાળ્યો.

"ના સુશીલા,–" અત્યંત અધીરતાની સાથે કિશોરસિંહ બોલી ઉઠયોઃ–"ના, સુશીલા, એ એમ નથી. સાંભળ ત્યારે, હું શામાટે પલાયન કરીને દુર્ગમાં પાછો ચાલ્યો આવ્યો, તે બધી હકીકત બરાબર સાંભળ. જ્યારે હું આનંદદુર્ગના કારાગૃહમાંથી પલાયન કરી મૃત મહારાજાના સમાધિસ્તંભ સુધી ગયો હતો, બરાબર તેજ વખતે તે અપાર્થિવ મૂર્ત્તિ કે જે આકૃત્તિના હું વારંવાર દર્શન કરું છું, તેજ આકૃતિએ અકસ્માત્ મારી સ્હામે આવિર્ભૂત થઇ મને લેશ માત્ર પણ વિલંબ કર્યા વિના દુર્ગમાં પાછા ચાલ્યા આવવાનો સંકેત કર્યો. હું તેના આદેશને અમાન્ય રાખી શકયો નહિ; તરતજ તેના ઇશારા મૂજબ પાછો ફર્યો. પાછા ફરી ખુલ્લા દરવાજા પાસે આવી મેં જોયું તો તું લૂટારાના હાથમાં—"

"ઓહો! હું તો કશું પણ સમજી શકતી નથી. કિશોર! મારું મન ધીમે ધીમે ઉન્મત્ત થવા માંડયું છે. મારા આખા શરીરમાં જાણે રોમાંચ થઇ આવે છે."

આમ કહીને કૃશાંગી સુશીલાએ કિશોરસિંહની બાહુલતાને ધારણ કરી લીધી.

બરાબર એજ સમયે ભગવાન બુદ્ધદેવના યોગમંદિરનો તે એકાંતવાળો ચોક એકાએક પ્રકારના અનૈસર્ગિક આલોકથી આલોકિત થઇ ઉઠયો. થોડીવારમાંજ બન્ને પ્રેમિકો ભય, વિસ્મય અને આશ્ચર્ય-

ની સાથે જોઇ શક્યાં કે, તે પહેલાં જોયેલી અદ્ભુત આકૃતિજ આ પ્રકારનાં પીળાં વસ્ત્રથી આખા શરીરને આચ્છાદિત કરી અકસ્માત્ તેમની સન્મુખમાં આવિર્ભૂત થઇ.

ત્યારે કિશોરસિંહ તથા સુશીલા તરતજ ઘુંટણુમંડિએ બેસી બે હાથ જોડી તેના સ્હામું જોઇ તેની પ્રાર્થના કરવા લાગ્યાં. બન્નેએ મનમાં ધાર્યું હતું કે, આ વખતે તેઓ તે છાયા—મૂર્ત્તિની પાસેથી પોતપોતાના ભાગ્યનું ફળ જાણી લેશે, પરંતુ, તેમના મુખની વાત બહાર નીકળતાં ન નીકળતામાંજ તે મૂર્ત્તિ પોતાનો હાથ ફેલાવી તરતજ તેમને ત્યાંથી ચાલ્યા જવાનો ઇશારો કરી, બન્નેને પ્રકારાન્તરે આશીર્વાદ આપી સહસા પાછી અદૃશ્ય થઇ ગઇ.

છેવટે—ચિંતાથી ગભરાયલા હૃદયને વિચાર કરવાનો ક્ષણુ માત્ર પણુ અવસર ન આપતાં તેઓ તરતજ તે અદ્ભુત ઉપદેવતાની આજ્ઞાનું પાલન કરવાને પ્રયત્નશીલ થયાં. સુશીલા દરવાજાપર ઉભેલી કમલાને સાથે લઇને અન્તઃપુરમાંના પોતાના ઓરડામાં ચાલી ગઇ. કિશોરસિંહ પણુ તે ગુપ્ત માર્ગોને પાર કરીને પોતાના મુકરર કરેલા ઓરડામાં આવી પહોંચ્યો, એ ક્ષણિક મિલન પછી આ આકસ્મિક વિચ્છેદને સદાનો વિચ્છેદ કિંવા વિયોગ ધારીને જાણે શૂન્ય શરીરે તેઓ એક બીજાથી જૂદાં પડયાં. જૂદાં પડતી વેળાયે એક બીજાનો કેવળ એક એકવાર સૂકાયલા અને નિરાશા ભરેલા કટાક્ષનો વિનિમય થયો, પણુ કોઇ પણુ પ્રકારના વાકયનો વિનિમય થયો નહિ.

કિશોરસિંહ પોતાના ઓરડામાં અને સુશીલાના અંતઃપૂરમાં પાછા ફર્યા પછી, તરતજ એક કદાવર પુરુષાકૃત્તિ શ્વેતવસ્ત્રથી આખા શરીરને ઢાંકીને ધીમે ધીમે ગુપ્ત સીડીપરથી નીચે ઉતરી આવી, અને અનતઃપુરને પાર કરી છેવટે ખુલ્લા બગીચા તરફ ચાલી ગઇ. કિશોરસિંહ કિંવા સુશીલા તે સંબંધમાં કશું પણુ જાણી શકી નહિ.



## ષડવિંશ પ્રસંગ

### ઇન્સાફનો આરંભ

Cean This suspense,
This horrid fear–I can no longer bear it
For heaven's sake, tell me, what has taken place."
Coteridge:—The Death of walleustein.

*—Act I Seene X.*

આનંદપૂરનો રાજદુર્ગ આજે લોકોની મોટી મેદનીથી પરિપૂર્ણ થઇ ગયો હતો. વરુણસિંહના ખૂની મુકર્દમાનો આજે ઇન્સાફનો દિવસ હતો. રાજમહાલયના મુકરર કરવામાં આવેલા ન્યાયાલયમાં આજે હાકેમ, વકીલ, અમલદાર, ફરિયાદી, આસામી, સાક્ષી, પટ્ટાવાળા, કોટવાળ, અને દર્શકોનો આજે મોટો સમૂહ એકત્ર થયો હતો. રાજમહાલયની ચારે બાજૂએ ભારી બૂમરાણ મચી ગયું હતું.

સુરંગપૂરનો મુખ્ય ન્યાયાધ્યક્ષ સર્વથી ઉંચા આસન પર બેઠો હતો. તેની જમણી બાજુએ સહકારી ન્યાયાધીશ બીજા એક આસનપર બેઠો હતો. સર્વથી નીચા આસનપર એક સિરસ્તદાર અને બે બનાવટી સ્મૃતિજ્ઞ પંડિતો તથા બીજી બાજુએ રમાપ્રસાદસિંહ બેઠા હતા. સ્હામેની કેટલીક કુરસીઓપર ફરિયાદી રણધીરસિંહ, રાજા ભૂપસિંહ દીવાન દોલતસિંહ, દેવીપૂરનો જાગીરદાર બ્રહ્માનંદ ચોધરી તથા શહેરના કેટલાક મુખ્ય મુખ્ય આબરૂદાર પુરુષો બેઠા હતા. બે સરકારી કર્મચારીઓ પાંજરાની એક તરફ બીજાં બે આસનોપર બેઠા હતા. પાંજરાની વચ્ચોવચ્ચ હતભાગી કિશોરસિંહ નીચું મ્હોં કરીને ઉભો હતો. ન્યાયાલયની નજીક અને દૂર ઉભેલાં હજારો માણસો ઇન્સાફનો નતીજો સાંભળવા માટે આતુરતાથી ચૂપચાપ જોઇ રહ્યાં હતાં. વચ્ચે વચ્ચે ખળભળાટ અટકાવવા માટે સૈનિક મહાત્માઓ છાતી કાઢીને ગર્વથી પગલાં ભરતા ન્યાયાલયના એક છેડાથી બીજા છેડા સૂધી ટહેલવામાં રોકાયા હતા.

રાજા ભૂપસિંહ અને સુરંગપૂરનો પુરાતન યુદ્ધ સચિવ રણધીરસિંહ બન્ને એકજ આસનપર એકી સાથે બેઠા હતા. ભૂપસિંહની પ્રત્યેક દૃષ્ટિ તથા મુખપરનો પ્રત્યેક ભાવ તેના અંતરની દૃઢ પ્રતિજ્ઞાનો

પરિચય પ્રદાન કરતો હતો. ગમે તેમ કરીને, સુશીલાના પ્રેમના પ્રતિસ્પર્દ્ધીને તથા તેના માર્ગના કંટકને કચડી નાખશે, આ જગત્‌માંથી તે પ્રતિસ્પર્દ્ધીને બિલ્કુલ નાબુદ કરી નાખશે, એવો દૃઢ સંકલ્પ જાણે તેના મુખપર, કપાળપર અને આંખોના તારાપર જ્વલન્ત અક્ષરોમાં સ્પષ્ટ જણાઇ આવતો હતો. પરંતુ વૃદ્ધ રણધીરસિંહના હૃદયમાં એવી ભાવના નહોતી. કિશોરસિંહપર કાંઇ આપત્તિ આવી પડે એવી ચિંતાએ તેના ઉદાર હૃદયમાં સ્થાન પણ મેળવ્યું નહોતું. તેમ છતાં પણ તેનું હૃદય તેના એકના એક પ્રાણાધિક પુત્ર રત્નના અકાળ મૃત્યુથી બિલ્કુલ ભાંગી પડયું હતું. જે કિશોરને તે આજ સુધી પુત્ર તરીકે પાલન કરતો આવ્યો, તેજ કિશોર પરિણામે તેના માટે કાળા નાગ જેવો થઇ પડયો, એવી ચિંતાથી જ વૃદ્ધ રણધીરસિંહ તદ્દન અવસન્ન થઇ પડયો હતો. શું થાય છે, એ સર્વ બાબતોમાં જાણે તેનું કશું ભાનજ નહોતું. તે શૂન્ય હૃદયે, શૂન્ય મને શૂન્યતાવાળા ભવનમાં જ વાસ કરી રહ્યો હતો. બહારનું જ્ઞાન કે ચૈતન્ય તેને જાણે એકદમ આખી જિન્દગીને માટે ત્યાગીને ચાલ્યું ગયું હતું. આ સર્વ કારણોથી અત્યારે જાણે તે પહેલાનો રણધીરસિંહજ નહોતો, એમ જણાઇ આવતું હતું. !

પરંતુ, કિશોરસિંહ પોતાનું જીવન એવા સંકટમાં આવવા છતાં પણ નિર્દોષ હૃદયની સ્વાભાવિક સ્ફૂર્તિથી પરિપૂર્ણ હતો. તેનું શોક ભગ્ન હૃદય હજી સુધી આશાના પ્રકાશથી પ્રકાશિત હતું. તેના ક્ષોભથી સુકાયલાં વિશાલ નયનો દૈવી તેજથી ઝગહળી રહ્યાં હતાં. તેનું નિરાશાથી પીડાયલું ભાંગેલું હૃદય હજી સુધી સારા સાહસથી ભરેલું હતું. આપણો નવીન યુવક આ અણધારી સર્વ વિપત્તિઓ અને ચિંતાઓની બિલ્કુલ પરવાહ ન કરતાં એક માત્ર દૈવશક્તિ પરજ પોતાનો આત્મા સમર્પણ કરી બેઠો હતો તથા કેવળ દૈવની ચિંતામાંજ ડુબી ગયો હતો.

તેના તરફ મહામાન્ય રણધીરસિંહની એકવાર નજર પડી. તેણે હૃદયચક્ષુથી કિશોરસિંહના નિર્દોષ અને નિષ્કલંક હૃદયનું અવિકલ પ્રતિબિંબ યુવકના મુખ–દર્પણપર એકવાર સારી રીતે તપાસી જોયું. એ જોઇને તે પોતાના મનમાંને મનમાંજ બોલી ઉઠયો:–" હા, ભગવન્ ! આ યુવક શું અપરાધી છે ? ના–ના અસંભવિત ! તદ્દન અસંભવિત ! "

રાજા ભૂપસિંહ રણધીરસિંહના મુખમાંથી નીકળેલો છેવટનો 'અસંભવિત' શબ્દ સાંભળી ગયો તથા તે સાથે તેનું મુખ જોઇને

તેના હૃદયનો ભાવ પણ જાણી ગયો. આથી તરતજ તે બોલી ઉઠયો કે:–" એને ઓળખતા નથી–ઓળખતા નથી, એ ઘણો દગાબાજ છે, ઘણો બદમાશ છે."

પરંતુ રણધીરસિંહે તે તરફ ધ્યાન આપ્યું નહોતું; એથી રાજા ભૂપસિંહનાં વચનો તેના કાને સંભળાયાં નહિ; તેણે તેનો કશો ઉત્તર પણ આપ્યો નહિ.

રમાપ્રસાદસિંહ કિશોરસિંહના તરફ આંગળી ચીંધી રાજા ભૂપસિંહને સંબોધીને બોલ્યો કે:–" જૂઓ, મહારાજ ! આપના મુખથી જો પ્રથમથીજ બધી વાત સાંભળવામાં ન આવી હોત, તો આ યુવકની આકૃતિ તથા પ્રકૃતિ જોઇને મને તો એણે માન્યવર વરુણસિંહનું ખૂન કર્યું છે, એવો વિશ્વાસ આવત નહિ. યુવક દેખાય છે તો કાંઇક નિર્દોષ અને કાંઇક સારા સ્વભાવનો."

" ઘણોજ ભયંકર પુરૂષ છે! ઘણોજ ભયંકર પુરૂષ છે! ઉમ્મરમાં નાનો છે, પણ શયતાનિયતમાં પાકો છે. હું તો એની બુદ્ધિ ને ધન્યવાદ આપું છું. એ એક પાકો બદમાશ છે.! આવો ઢોંગી અને દગાબાજ માણસ આખા હિન્દુસ્તાનમાં બીજો કોઇ નથી."

રમાપ્રસાદ સિંહના વાકયના પ્રત્યુત્તરમાં રાજા ભૂપસિંહે આ કેટલીક વાતો કહી. વૃદ્ધ રણધીરસિંહ અત્યાર સુધી બીજી ચિંતામાંજ ગુંથાઇ ગયો હતો. અત્યારે રમાપ્રસાદસિંહ અને રાજા ભૂપસિંહની વાતચીતનો અમુક ભાગ તેના કાને સંભળાયો એ સાંભળીને તેણે શોકાતુર સ્વરથી કહ્યું:–

" જૂઓ, મહારાજ ? આપે કહ્યું હતું કે, કિશોરસિંહે આપની પાસે તેના પોતાના તમામ દોષોને કબૂલ કર્યા હતા; અને દારુણ અપરાધોને માટે ક્ષમા માગી હતી, પરંતુ તેના મુખપર જે ભાવ ઝળકી રહ્યો છે, તે જોઇને મને તો તેનાપર અવિશ્વાસ આવતો નથી."

રાજાએ કહ્યું:–" ત્યારે જે કહ્યું હતું, તેનાં ઘણાં કારણો હતાં. પ્રથમ કારણ તો એ હતું કે, ત્યારે તે બીમારીના બિછાનાપર પડયો હતો, ત્યારે તેની ઝિન્દગીની આશા બિલકુલ નહોતી; તેથી તેણે વિચાર્યું હતું, કે જો આવી હાલતમાંજ મરવું પડશે, તો દેહનો ત્યાગ કરતાં પહેલાં પોતાના દોષોનો સ્વીકાર કરવા માટે પણ કદાચ બીજો જન્મ ધારણ કરવો પડશે. આમ ધારીનેજ તેણે તે વખતે મારી પાસે બધા દોષો કબૂલી દીધા હતા. પરંતુ હવે તે જૂએ છે કે, હું પાંજરામાં પૂરાયો છું, સહજમાં મારો છૂટકો થાય તેમ નથી. એથી બીજા કોઇ

પણ ઉપાયે છૂટવાની બારી શોધી રહ્યો છે. એનું મ્હોં જોતાં તો એ જાણે નિર્દોષ અને સાધુ પુરૂષ જણાય છે ! પણ જોતા નથી કે, એ કેવો હરામખોર છે ? રણધીરસિંહ મહાશય ! આપ જાણતા નથી કે, આ છોકરો એક મોટો દગાબાજ છે, મહા ચાલાક છે."

રણધીરસિંહે હવે કશો પણ ઉત્તર આપ્યો નહિ. કોનાપર તેને વિશ્વાસ કરવો એ પણ તે નક્કી કરી શક્યો નહિ. એક તરફ સંજોગો આવીને કિશોરસિંહની વિરુદ્ધ સંપૂર્ણપણે ઉભા છે અને બીજી તરફ યુવકની સ્વાભાવિક તેજસ્વિની સ્ફૂર્તિ તેને સાધુની સૂક્ષ્મદૃષ્ટિ રૂપે ઓળખાવી રહી છે. રણધીરસિંહનું મન દારુણ સંશયથી ડોલાયમાન બની ગયું. સર્વ બનાવો તેના માટે જાણે સ્વપ્નના દેખાવ જેવા થઇ પડયા. એકવાર રાજા ભૂપસિંહની વાત તેને સાચી જણાવા લાગી, મનમાં ચોક્કસ ભાસવા લાગ્યું કે, કિશોરસિંહ ખરેખર આ ભયંકર અપરાધનો અપરાધી છે, ખરેખર તેણે રાજાની પાસે પોતાના સર્વ દોષોનો સ્વીકાર કરી લીધો છે, પરંતુ તરતજ પાછો વિવેક શક્તિનો તીવ્ર ડંસ તેને કહી દે છે કે, એક ખરો ગુન્હેગાર મનુષ્ય શું કદાપિ ન્યાયાલયમાં ન્યાયાધીશોની મંડળી સમક્ષ છાતી કાઢીને નિર્દોષ નજરથી સ્વાભાવિક સત્સાહસપર આધાર રાખી આવી રીતે ઉભો રહી શકતો હશે ખરો કે ?"

કેવળ વૃદ્ધ રણધીરસિંહનીજ આવી દશા થઇ હતી, એમ નહોતું, પરંતુ ઘણા ખરા દર્શકો, ન્યાયાધીશો અને સાક્ષીઓ વગેરેના મનમાં પણ આ સંબંધમાં આવાજ પ્રકારનાં સંશયના અંકુર અંકુરિત થયા હતા. કેવળ બે વ્યક્તિઓજ કિશોરસિંહને પૂરતી દૃઢતાની સાથે અપરાધી ઠરાવીને, તેને મરણની સજા ફરમાવવા માટે મક્કમ નિશ્ચય પર આવી ગઇ હતી. તે બન્ને વ્યક્તિઓમાંની પ્રથમ અને પ્રધાન વ્યક્તિ રાજા ભૂપસિંહ તથા બીજી વ્યક્તિ તેનો લાયક અને વિશ્વાસુ કર્મચારી દીવાન દોલતસિંહ હતો.

મુખ્ય ન્યાયાધીશનો હવે વખત થયો. તેણે હવે સિરસ્તદાર તરફ સંકેત કર્યો. સિરસ્તદાર પણ તરતજ હાથ જોડી ઉભો થઇ ન્યાયાસનને અભિનંદન કરી ધીમા અવાજથી કહેવા લાગ્યો કેઃ—

" મહામાન્ય ન્યાયાધ્યક્ષ આ અભિયોગના ખરા રહસ્યને સંપૂર્ણ તથા સારી રીતે જાણી શકે એટલા માટે માન્યમાન સજ્જનોના શ્રવણાર્થે નિવેદન કે, આ 'આસામી કિશોરસિંહ બચપણથીજ રણધીરસિંહ રાયના આશ્રય તળે તેમના અન્ન તથા યત્નથી પોષાતો

આવ્યો છે, આવે છે. આસામીનાં માતા-પિતા કોણ છે, આસામી કઇ જાતિનો છે, તે સંબંધમાં કોઇ કશું જાણતું નથી. નિરાશ્રય બાળકને પોતાના આશ્રયતળે મેળવીને મહામાન્ય રણધીરસિંહે તેનું પુત્રની પેઠે પાલન કર્યું છે. દયાપૂર્વક પોતાના કુટુંબમાં સામેલ કરી રાખ્યો છે. લગભગ છેલ્લા ત્રણ ચાર માસ થયાં કોઈ પણ કારણવશાત્ સુરંગપૂરનો ત્યાગ કરી તેઓ થોડા દિવસને માટે તેમના મિત્રવર્ય રાજા ભૂપસિંહની રાજધાની આનંદપૂરના રાજદૂર્ગમાં આવી કુટુંબ સહિત વસે છે. રાજદૂર્ગમાં આવ્યાને એક પખવાડીયું વીત્યા પછી રણધીરસિંહ રાયના પુત્ર વરુણસિંહે એક દિવસ બગીચાની એક બાજૂમાં જોયું કે, આ કિશોરસિંહ તેની કુમારી અને યુવતી ભગિનીની સાથે સ્વતંત્રતાથી પ્રેમાલાપ કરી રહ્યો હતો. પરંતુ વિવેકશીલ વરુણસિંહે એ સમયે કિશોરસિંહને કાંઇ પણ ન કહેતાં, પોતાના પિતાને સઘળી હકીકત કહી સંભળાવી. એક અજાણ્યા કુળવાળો અને પરાયા અન્નથી પોષાતો પોતાનો એક મામૂલી નોકર યુદ્ધ સચિવ મહામાન્ય રણધીરસિંહ રાયની કન્યાને ખરાબ માર્ગપર દોરવાની કોશિશ કરી રહ્યો છે, એ તેને માટે અત્યંત અસહ્ય થઇ પડયું! ફરિયાદ કરવાથી કાયદામુજબ એ અપરાધીથીજ આસામીને આ પહેલાં ભયંકર સજા ભોગવવી પડત. પરંતુ ઉદાર વૃત્તિના રણધીરસિંહ રાયે ઘણા વિચારો કરીને કિશોરસિંહને તે વખતે બીજું કશું પણ કહ્યું નહિ. કિશોરસિંહ રાયકુમારીનો ગૃહ શિક્ષક હતો. પણ તે દિવસથી રાય મહાશયે આ આસામીને શિક્ષણના કાર્ય પરથી દૂર કરી દીધો અને તે સાથે એમ પણ જણાવી દીધું કે આ આસામી હવેથી તેના પુત્ર કે પુત્રીની સાથે મુલાકાત તેમજ વાતચીત પણ કરી શકશે નહિ. રણધીરસિંહ રાયના કુટુંબના કાંઇ પણ સંબંધમાં આવી શકશે નહિ. તેને એકલાનેજ એક ઓરડામાં રહેવું પડશે. એક માણસ આસામીને જોઇતી વસ્તુઓ પૂરી પાડવા માટે હમેશાં પૂરતી સંભાળ રાખશે. આવી રીતે લગભગ એક માસ વીતી ગયો. આસામી રાયકુટુંબથી અલગ રહીને દિવસો ગુજારવા લાગ્યો. એ દરમ્યાન આસામીને રાયકુમારીની સાથે મુલાકાત કરવાનો બીજો કંઇ અવસર મળ્યો નહિ. આ પ્રમાણે બીજો એક માસ પણ વ્યતીત થયો; એ સમયે મહામાન્ય રણધીરસિંહે રાજા ભૂપસિંહના હાથમાં પોતાની કન્યાનું સમ્પ્રદાન કરવાની અભિલાષાથી સુરંગપૂરથી પત્રદ્વારા આમંત્રણ આપીને તેમને રાજધાનીમાં બોલાવ્યા. રાજા ભૂપસિંહના આ રાજમહાલયમાં

પ્રવેશ કર્યાને બીજે દિવસે આનંદપૂરનો ભયાનક લૂટારાસરદાર મહાવીર ઉર્ફે રામુ સરદાર કોઇ પણ કપટથી રાયકુમારી સુશીલાને ઉપાડીને લઈ ગયો. આસામી ગમે તે ઉપાયે લૂટારાના હાથમાંથી તેને છોડાવીને લઇ આવ્યો. આ સ્થળે સુયોગ મળતાં રાયકુમારીની સાથે આસામીની પુનઃ એકવાર મુલાકાત થઇ, પુનઃ એકવાર વાતચીત થઇ.

અહીં સુધી બોલીને પેશકાર કિંવા સિરસ્તદારે પુનઃ તેના લખેલા કાગળપત્ર તરફ એકવાર નજર કરી અને થોડીવાર પછી તે પાછો બોલવા લાગ્યો કે:—

"સર્વના જાણવામાં છે કે, રાજા ભૂપસિંહ વંશપરંપરાથી ચાલ્યા આવતા બૌદ્ધ ધર્મના એક ચૂસ્ત ઉપાસક છે. કાર્ત્તિકી—પૂર્ણિમાને દિવસે દર વરસે રાજમહાલયમાં એક મોટો ઉત્સવ ઉજવવામાં આવે છે. એ મહોત્સવ ને બીજે પ્રભાતમાં કુમારી સુશીલા તેની ધાત્રીની સાથે મહાલયની પાછળના ઉપવનમાં વાયુસેવન કરતી હતી, એવામાં બનવાજોગે આસામી પણ ત્યાં આવી ચઢયો હતો. આસામીની સાથે રાયકુમારીની સાથે વાતચિત ચાલી હતી. રાય—કુમાર વરુણસિંહે નજીકમાં એક વૃક્ષના ઓથમાં રહીને એ બધો બનાવ પોતાની નજરો નજર જોયો હતો. તેમની સઘળી વાતચિતને પણ પોતાના કાનોકાન સાંભળી હતી. તેથી તેને ઘણોજ ગુસ્સો ચઢી આવ્યો હતો, અને એમ થવું સંભવિત પણ છે. ત્યારે તેણે ખુલ્લી રીતે બહાર આવીને પ્રથમ પોતાની ભગિનીનો ઘણોજ તિરસ્કાર કરીને મહાલય તરફ મોકલી આપી હતી અને ત્યાર પછી આસામીનું પણ અત્યંત અપમાન અને તિરસ્કાર કર્યો હતો. એના પરિણામે પ્રથમ બન્નેની વચ્ચે ઘણી વાર સુધી ખુબ બોલાચાલી થઈ હતી તથા પાછળથી આસામીએ એકાએક વરુણસિંહપર આક્રમણ કરી તલ્વારના વારથી તેના શરીરના ટુકડે ટુકડા કરી તેના મડદાંને નદીના જળમાં ફેંકી દીધું હતું. કુમારી સુશીલાના રાજમહાલયમાં પાછી આવ્યા પછી લગભગ બેએક કલાકે લોહી તથા કાદવથી ખરડાયલાં શરીરથી, મલિન મુખથી અને ખાલી મ્યાનથી આસામી રાજમહાલયમાં પાછો આવ્યો હતો. દરવાને આસામીની હાલત જોઇને તેને તેમ થવાનું કારણ પૂછતાં, આસામી તેને કાંઈ પણ સંતોષકારક જવાબ આપી શકયો નહોતો. લગભગ એક કલાક પછી એક ખેડુત એક લોહીથી ખરડાયલી ભાંગેલી તલ્વાર લઇ રાજમહાલયમાં આવી હાજર થયો હતો. તેણે કહ્યું હતું કે, નદીના કિનારાપર બહોળા પ્રમાણમાં લોહીની પાટો ભરેલી છે અને ત્યાંથીજ

આ ભાંગેલી તલ્વાર મને મળી આવી છે. પાછળથી તપાસ કરતાં જણાયું હતું કે, એ તલ્વાર આરોપીનીજ હતી. એથી આસામીની બૂમ પડી હતી. રાજા ભૂપસિંહે પોતે તેની જુબાની લીધી હતી. તથા વરુણસિંહના સંબંધમાં સર્વ વાર્ત્તા તેમણે તેને પૂછી હતી. પરંતુ આસામીની સફાઇને લીધે તે વખતે કશો સંતોષજનક ઉત્તરજ મળ્યો નહોતો. એવામાં બીજા એક ખારવા-ખલાસીએ વરુણસિંહનું લોહીથી રંગાયલું શિરસ્ત્રાણ (ફેંટો) નદીના પાણીમાંથી મેળવીને સર્વ સમક્ષ રાજમહાલમાં લાવી રજૂ કર્યું હતું. તે ફેંટો બાંધીનેજ વરુણસિંહ તે દિવસે ફરવા માટે બહાર નીકળી પડ્યો હતો, તે પણ સહજમાંજ સાબીત થઇ ચૂકયું હતું. અત્યારે અહીં એકઠા થએલા સાક્ષીઓમાંના સર્વ સાક્ષીઓ તે સમયે ત્યાં આગળ હાજર હતા. તેઓ સર્વ તેનાથી સારી રીતે જાણીતા છે. ત્યાર પછી આસામીને ફરીવાર પ્રશ્ન પૂછવામાં આવ્યા હતા; પરંતુ આસામી એ બધું સાંભળીને તથા બધી બીનાને જાહિર થયેલી જોઇને ભયનો માર્યો તે સ્થળેજ મૂર્છિત થઇ પડ્યો હતો."

આ વખતે કિશોરસિંહે મુખનું દ્વાર ખોલ્યું. મહામાન્ય ન્યાયાધીશને યથાયોગ્ય પ્રણામ કરી મજબૂત તથા ખુલ્લા અવાજે તે બોલ્યો:–" વરુણસિંહ ખરેખર ત્યારે જળમાં ડૂબી માર્યો ગયો છે, એમ ધારીનેજ શોક તથા સંતાપથી વ્યાકુળ થયેલા ચિત્તે હું બેભાન થઇ પડ્યો હતો. ત્યાર પછી મને જ્યારે શુદ્ધિ આવી, ત્યારે મેં જોયું કે, હું કારાગૃહમાં લોઢાની સાંકળોથી જકડાયલો હતો, એથી, વન પ્રદેશમાં બનેલો ખરો બનાવ રાજા ભૂપસિંહ કિંવા માનનીય રણધીરસિંહ રાયને હું સમજાવી શક્યો નહોતો. કારાગૃહમાંથી એ વાતને જણાવવા માટે મેં ઘણી કોશિશ કરી હતી, પરંતુ મારી પ્રાર્થનાને કોઇએ પણ પૂર્ણ કરી નહોતી."

" સારૂં, થોડીવારમાંજ તારી પ્રાર્થના પૂર્ણ થશે. થોડીવાર પછી હું તારી બધી વાત સાંભળીશ." કિશોરસિંહના વાક્યનો મુખ્ય ન્યાયાધીશે આવો ધીરજ ભરેલો પ્રત્યુત્તર આપ્યો.

કિશોરસિંહ બીજું કશું પણ બોલ્યો નહિ. ન્યાયાધીશની આજ્ઞાથી તેને લાચારીથી સમયની વાટ જોવાને નિરુપાય થવું પડયું.

પેશકારે ફરીવાર કહેવાની શરૂઆત કરી:—

" બંદીવાનને કારાગૃહમાં મોકલ્યા પછી બીજી રાત્રે રાજા ભૂપસિંહ મહારાજના વિશ્વાસુ વજીર દીવાન દોલતસિંહે તે આસામીની ખબર લેવા જતાં જોયું કે આસામી તે વખતે ત્યાં નહોતો; બંદીવાન

કારાગૃહમાંથી ન્હાસી છૂટયો હતો. દીવાન એથી ક્ષણ પણ વિલંબ ન કરતાં એ હથિયારબંધ ઘોડેસ્વારો લઇને આસામીની પાછળ નીકળી પડયો હતો, દીવાને એ સમયે અવશ્ય જોયું હતું કે, દુર્ગની પાછળનો દરવાજો ખુલ્લો પડયો હતો. એથી તેના મોકલેલા બન્ને ઘોડેસ્વારો પણ એ રસ્તેથીજ આસામીનો પત્તો મેળવવા માટે તેની પાછળ નીકળી પડયા હતા. એ બનાવ બન્યા પછી બરાબર બે કલાક લૂટારાઓ કોઇ પણ ઉપાયે ગુપ્ત દ્વાર દ્વારા રાજમહાલયમાં દાખલ થઈ કુમારી સુશીલાને ઉપાડી ન્હાસી ગયા હતા, એ વખતે સર્વના જોવામાં આવ્યું હતું કે, આસામીનું મરણતોલ શરીર દુર્ગના પાછલા દરવાજાની બહાર પડયું હતું. પણ હા—એક વાત કહેવાની રહી ગઈ છે. તે વાત એ હતી કે, લૂટારાઓ સુશીલાને ઉપાડીને ન્હાસી ગયા છે, એ વાત જ્યારે દુર્ગના રક્ષકોના જાણવામાં આવી ત્યારે તેઓ એકદમ તેમની પાછળ પડયા હતા અને તેમનાં ત્રણ માણસોને મરણને શરણ કરી તથા કેટલાકને જખ્મી કરીને કુમારી સુશીલાને છોડાવી લાવ્યા હતા. માનનીય રણધીરસિંહે આસામીને મરણતોલ થયેલો જોઇને દયાપૂર્વક તેને કારાગૃહમાં ન મોકલતાં એક સારા શૃંગારેલા ઓરડામાં રાખવાની આજ્ઞા કરી હતી તથા તેની ચિકિત્સાનો પણ ઉમદા બંદોબસ્ત કરાવી આપ્યો હતો. તેમના સાંભળવામાં આવ્યું હતું કે, આ આસામીએ રાયકુમારીને માટે લૂટારાઓની સાથે આ વખતે પણ ખાસ યુદ્ધ કર્યું હતું. પરંતુ એ વાર્તા કેટલે અંશે સત્ય છે, અથવા આસામીજ લૂટારાઓની સાથે મળીને કુમારી સુશીલાની ચોરી કરી જતો હતો કે નહિ, એ કોઇનાથી પણ નિશ્ચિત કહી શકાતું નથી. ખૂની માણસ બધું કરી શકે છે.”

કિશોરસિંહ એકાગ્ર મનથી અને સ્થિરતાથી અત્યાર સુધી સર્વ હકીકત સાંભળતો હતો. પરંતુ જ્યારે તેણે સાંભળ્યું કે, કારાગૃહમાં મોકલ્યા પછી બીજે દિવસે રાત્રે તે કારાગૃહનાં દ્વાર ભાંગીને નાઠો હતો. દીવાન દોલતસિંહે જાણી જવાથી તેને પકડવા માટે બે ઘોડેસ્વારોને મોકલી દીધા હતા, અહીં સુધી જ્યારે સાંભળ્યું, ત્યારે તેના શરીરનું સઘળું લોહી ઉછળી આવ્યું. તે ક્રોધનો માર્યો દાંત સાથે દાંત પીસવા લાગ્યો. તેજ ક્ષણે, નરપિશાચ ભૂપસિંહે જેવી રીતે તેને કારાગૃહમાંસી ન્હાસવાની સલાહ આપી હતી, જેવી રીતે બળાત્કારે તેને દુર્ગમાંથી બહાર હાંકી કાઢયો હતો, તે બન્ને ઘોડેસ્વારો રાજાની આજ્ઞાથીજ તેના ભોમિયા તરીકે તેની સાથે આવ્યા હતા, તે બધી

બીનાને પહેલેથી છેવટ સુધી જણાવી દેવાને કિશોર એકવાર તૈયાર થયો હતો, પરંતુ એવામાં એકાએક સુશીલાની વાત તેને સાંભરી આવી. તેને સ્મરણ થયું કે, તે સર્વ પ્રકટ કરવા જતાં સુશીલાનું નામ પ્રકટ થઇ જશે, સુશીલાના નામપર કલંક લાગશે ! આવો વિચાર કરીને કિશોરસીંહ તરતજ ચૂપ કરી ગયો. તેણે વિચાર્યું કે, આવા ખોટા આળથી—ખોટા આરોપથી અને બનાવટી કારસ્થાનોથી હજારોવાર મરવું પડે તો તે પણ બહેતર છે; પરંતુ સુશીલાના નામને કલંકિત થવા દેવું એ બિલ્કુલ ઉચિત નથી. હું સુશીલાના કોઇ પણ સંબંધને ખુલ્લો કરી શકીશ નહિ, સુશીલાના પવિત્ર જીવનને કલંકની કાળાશ લાગવા દઇશ નહિ. આવો વિચાર કરી તે વખતે તેણે તેટલા બધા ક્રોધને પણ દબાવી દીધો. તે મનના અગ્નિથી મનમાંજ દગ્ધ થવા લાગ્યો. પરંતુ જ્યારે સિરસ્તદારે કહ્યું કે. કદાચ લૂટારાઓની સાથમાં મળીને તે સુશીલાનું હરણ કરવામાં પ્રવૃત્ત થયો હશે, ખૂની માણસ બધું કરી શકે છે, ત્યારે તેનાથી સહી શકાયું નહી. તેની આંખો કાન, અને નસકોરામાંથી જાણે આગની ચિનગારીઓ વરસવા લાગી. વિતીજાય ક્રોધથી તે જાણે બિલ્કુલ બેભાન થઇને ઉદ્ધત સ્વરથી બોલી ઊઠયોઃ—" ઓહ ! ભયાનક અસત્ય ! સર્વ મિથ્યા ! બધું બનાવટી ! "

" ચૂપ રે છોકરા ! " રમાપ્રસાદસિંહ મના કરવાના ઇરાદાથી બોલી ઊઠયોઃ—" ચૂપ રે, છોકરા ! આ ન્યાયાલય છે, માનનીય ન્યાયાધ્યક્ષ સમક્ષ બેઅદબી જાહિર કરીશ નહિ. નહિ તો હમણાંજ સખ્ત સજાને પાત્ર થઇશ, ચાબૂકના સપાટામાં આવી જઇશ. "

સહકારી ન્યાયાધીશ રાજા રઘુપ્રસાદ સિંહે કહ્યુંઃ—" તને બોલવાને હજી વાર છે, થોડીવાર સબૂર કર. "

કિશોરસિંહ નીચું મસ્તક કરી ચૂપચાપ ઉભો રહ્યો. તેનું મ્હોં ચૂપ થયું ખરૂં, પરંતુ તેના હૃદયમાં ભયાનક આઘાત—પ્રતિઘાત થવા લાગ્યા, તેની મનોવૃત્તિનો પ્રબળ પ્રવાહ છેવટે કાબૂમાં ન રહી શક્યો. તેનું જિગર ચીરાવા માંડયું.

એ સમયે રાજા ભૂપસિંહે રમાપ્રસાદને એકાંતમાં જણાવ્યું કેઃ—

" સાવધાન સિંહ ! છોકરો બિલ્કુલ ગમાર છે, જ્યારે મુખમાં જે કાંઇ આવશે, તે તરતજ બકી નાખશે ! હવે એ મરણિયો થઇ પડયો છે, એટલા માટેજ હું તમોને કહી દઉં છું કે, જરા એની નજર રાખજો. તેને જૂઠી કે ફંદાભરેલી એક પણ વાત બોલવા દેશો નહિ. વધારે બોલવાનો વખતજ આપશો નહિ. "

"એ વિષયમાં આપ કશી ફિકર રાખશો નહિ." રમા૰પ્રસાદસિંહે કહ્યું:—"એ વિષયમાં આપ કશી ફિકર કરશો નહિ. આસામીને બરાબર જબરદસ્તીમાં રાખીશ. મારૂં એજ કામ છે."

આ તરફ સિરસ્તદારે ફરીવાર કાગળ તરફ જોઇને કહેવાનું શરૂ કર્યું તેણે કહ્યું કે—

"સેવાસુશ્રૂષાથી આસામીએ કાંઇક તંદુરસ્તી મેળવીને એક દિવસે સાંઝે દીવાન દોલતસિંહદ્વારા રાજા ભૂપસિંહને પોતાની પાસે બોલાવ્યા હતા. એ વાતને આજે લગભગ બે સપ્તાહ જેટલો સમય થવા આવ્યો છે. કેવળ અનાયબીને આધીન થઇનેજ રાજા ભૂપસિંહ આરોપીને ત્યાં આવ્યા હતા. આરોપીએ તેમના બન્ને પગ પકડીને આંસૂની ધારાઓ વરસાવતાં વરસાવતાં રાજા સમક્ષ પોતાના સર્વ દોષો કિંવા અપરાધોનો એક પછી એક સ્વીકાર કર્યો હતો. આરોપીએ કહ્યું હતું કે: "જાગીરદાર રણધીરસિંહની કન્યાને તેણે પ્રથમ કુમાર્ગે તરફ વાળવાની કોશિશ કરી હતી, ત્યારપછી તે વિષયને લઇનેજ વરુણસિંહની સાથે નદીના કિનારાપર તેની એક દિવસ ભયંકર તકરાર થઇ હતી. આરોપીએ ક્રોધથી ઉદ્દીપ્ત થઇને વરુણસિંહનું ખૂન કર્યું હતું; તેથી તેની પોતાની તલ્વાર ભાંગી ગઇ હતી. કારાગૃહમાં કેદ થયા પછી બીજી રાત્રે લૂંટારાઓની સહાયતાથી તે ન્હાસી છૂટયો હતો; રસ્તામાં રાજમહાલયના બે અશ્વારોહીના જીવ લઇને તથા છેવટે લૂટારાઓના મંડળમાં મળીને તેણે સુશીલાનું હરણ કરવાની કોશિશ કરી હતી;" મહામાન્ય રાજા ભૂપસિંહ દેવ સત્યનું સ્મરણ કરીને સર્વ વાર્ત્તાઓનો સ્વીકાર કરે છે, કે આરોપીએ તેમની પાસે એ બધું કબુલ કર્યું હતું. રાજા ભૂપસિંહની અરજીમાં તેમના પોતાના નામની સહી છે, તેમાં અવિકલ આ પ્રમાણેજ વર્ણવેલું છે અથવા રાજા ભૂપસિંહની સાક્ષીનું અપમાન કરવાને કોણ સાહસી થઇ શકે તેમ છે? આ સર્વ કારણોથી આરોપીને આનંદપૂરના તાબાના મુખ્ય ન્યાયાધીશ રમાપ્રસાદસિંહ ન્યાય સભાને સુપ્રત કરે છે તથા આસામીના અપરાધનાં કારણો પણ નીચે મૂજબ રજૂ કરે છે:—

પહેલું:—આબરૂદાર કુળની કન્યાને કુમાર્ગે દોરવાની કોશિશ;

બીજું:—જાગીરદારપુત્ર વરુણસિંહ બહાદુરનું ખૂન:—

ત્રીજું:—કારાગૃહમાંથી છટકી જવું:—

ચોથું:—બે નિરપરાધી અશ્વરોહી સૈનિકોનું વિના કારણ જીવનહરણ:—

પાંચમું:—લૂટારાઓના મંડળસાથે મળીને રાજા ભૂપસિંહના મહાલયમાં અનધિકાર પ્રવેશ, લૂટફાટ અને ફરીવાર કુળકન્યાનું હરણુ કરવાનો પ્રયત્ન.

ગમે તેમ હો, પણુ હું આશા રાખું છું કે આવા ભયંકર અપરાધોનો અપરાધી કિશોરસિંહ માનનીય ન્યાયાધીશ તથા અન્ય સર્વ એકત્ર થયેલા રાજન્યજનોના મહામૂલ્ય સમયને હવે વિના કારણુ નષ્ટ ન કરતાં સર્વજનો સમક્ષ વિનીત ભાવથી પોતાના કરેલા અપરાધોનો સ્વીકાર કરી સર્વની પ્રીતિ પ્રાપ્ત કરશે અને એથી, માનવંતા ન્યાયાધીશ તથા અન્ય સર્વ સભ્યજનો આરોપીની સજાનો ભાર પણુ અમુક અંશે ઓછો કરી શકશે. હું ધારૂં છું કે, આ વિષયમાં આરોપી હવે વિશેષ વિલંબ કરશે નહિ."

આમ કહીને સિરસ્તદાર પોતાના આસનપર બેસી ગયો. આખું ન્યાયાલય લગભગ એક મિનિટને માટે નિસ્તબ્ધ થયું. એક મિનિટ સુધી કોઇના મુખમાંથી એક શબ્દ પણુ બહાર નીકળ્યો નહિ.

એક મિનિટ પછી મુખ્ય ન્યાયાધ્યક્ષે સાક્ષીઓની જુબાની લેવાની ઇચ્છા દર્શાવી. એથી તરતજ એકપછી એક સાક્ષીઓની બૂમ પડી. સરકારી વકીલદ્વારા સવાલ જવાબ થવા લાગ્યા.

પહેલો સાક્ષી, રાજમહેલનો દરવાન હતો. તે જે કાંઇ જાણુતો હતો તથા પ્રથમ તેણે રાજાની પાસે જે કાંઇ જણુાવ્યું હતું, તે તેણે અક્ષરે અક્ષર કહી સંભળાવ્યું.

બીજો સાક્ષી, લક્ષ્મણુપ્રસાદ હતો. તેનો નિવાસ આનંદપૂરમાં હતો અને તે ધંધો ખેતીનો કરતો હતો. તે પ્રથમ કિશોરની ભાંગેલી તલ્વાર લઇ આવ્યો હતો. કિશોરસિંહને કારાગૃહમાં મોકલવાના દિવસે રાજા ભૂપસિંહ તથા રણુધીરસિંહ વગેરે સર્વ સમક્ષ તેણે જે કાંઇ કહ્યું હતું, તે બધું તેણે બરાબર કહી દીધું. નકલી કારકુને તે બધું લખી લીધું.

ત્રીજો સાક્ષી, રતનદાસ નામનો ખલાસી અને ધંધો માછલાં વેચવાનો કરતો હતો. તેણે પણુ રાજમહાલયમાં પહેલે દિવસે જે કાંઇ કહ્યું હતું તથા જેવી રીતે વરુણુસિંહના ફેંટાને નદીના જળમાંથી મેળવ્યો હતો, તે સર્વ જણુાવ્યું. લેખકે લખી લીધું.

આ ત્રણે સાક્ષીઓમાંના કોઇએ એવી કોઇ પણુ વાત કહી નહિ કે, જેથી કોઈ પણુ પ્રકારે કિશોરસિંહને વરુણુસિંહના ખૂનના આરોપના આરોપી તરીકે કોઇ પણુ વ્યક્તિના મનમાં કાંઇ સંદેહ જન્મી શકે.

ચોથો સાક્ષી, રાજા ભૂપસિંહનો વિશ્વાસુ કર્મચારી વૃદ્ધ દીવાન દોલતસિંહ ઠાકોર હતો, દોલતસિંહે પ્રસન્ન મુખથી કહ્યું કે આસામી કારાગૃહમાંથી નાઠો હતો; તેણે તેને પકડવા માટે બે ઘોડેસ્વારોને મોકલ્યા હતા. આરોપીની પ્રાર્થનાથી રાજા ભૂપસિંહને આસામીના ઓરડામાં તે પોતાની સાથે લઇ ગયો હતો. તેની હાજરીમાં આસામીએ રાજા ભૂપસિંહ પાસે પોતાના તમામ ગુન્હાઓને કબૂલ કર્યા હતા.

પાંચમો સાક્ષી રાજા ભૂપસિંહ પોતે હતો. તેણે કેવળ સત્યનું સ્મરણ કરી પ્રતિજ્ઞા પૂર્વક કહ્યું કેઃ—" તેની લખેલી અરજી કે જે તેણે સરકારી વકીલના હાથમાં સોંપી છે, તે સત્ય અને યથાર્થ છે, તેમાં આસામીની વિરુદ્ધમાં જે કાંઇ લખવામાં આવ્યું છે, તે સર્વ સત્ય છે; આસામીએ એ સર્વ તેની પાસે દીવાન દોલતસિંહની હાજરીમાં પોતાના મુખથી કબૂલ કર્યું છે."

સાક્ષીઓની એક પછી એક જુબાની થઇ ગઈ. નકલી કારકુને સઘળી જુબાની એક પછી એક લખી લીધી. મહામાન્ય ન્યાયાધ્યક્ષ અને તેના સહકારી તથા સાધારણ આબરૂદાર તેમજ ઇતર સર્વ એકઠી થયેલી મંડળીએ એ સઘળી હકીકત સાંભળી. રણધીરસિંહે પણ સઘળું સાંભળ્યું. પરંતુ એક દિવસ રાત્રે, જે દિવસે વરુણસિંહના ખૂનની અફવાહ તેના કાને આવી, તે દિવસે રાત્રે પોતાના શયનગૃહમાં વૃદ્ધ સદાશિવ ભાટના મુખેથી જે એક ભયાનક ગુપ્ત વાત સાંભળી હતી હતી, તેનું સ્મરણ થઇ આવતાં દીવાન દોલતસિંહની સાક્ષી તેને તદ્દન જૂઠી અને બનાવટી જણાવા લાગી; રાજા ભૂપસિંહ દેવના પોતાના પર પણ તેને કાંઇક સંશય ઉત્પન્ન થયો. પરંતુ, તેના માન મરતબાના ગૌરવથી તેનો તે સંશય સ્થિર રહી શક્યો નહિ. વળી એકદમ કિશોરસિંહને ખરો અપરાધી ગણવાનું પણ તેનાથી સાહસ થઇ શક્યું નહિ. પુત્રના શોકથી વ્યાકુળ થયેલો રણધીરસિંહ વિષમ ચિંતામાં આવી પડ્યો, કોઇ પણ દિશામાં તેની મનોનૌકાને તે સ્થિર રાખી શક્યો નહિ.

કિશોરસિંહે એક પછી એક સર્વ સાક્ષીઓની સઘળી જુબાની સાંભળી. દીવાનની સાક્ષી સાંભળી, તેની નસેનસમાં અગ્નિ ઉભરાવા લાગ્યો. રાજા ભૂપસિંહનું સત્ય શ્રવણ કરી, સમસ્ત પૃથ્વી તેને જાણે શૂન્યમય જણાવા લાગી. તેનું માથું ફરી ગયું.



## સપ્તવિંશ પ્રસંગ

### ન્યાયનો અંત અને દેહાન્ત દણ્ડ

Nature never made
A heart all marble, but in its fissures sows
The wild flower Love; from whose rich seeds- spring forth
A word of mercies and sweet charities."

—*Barry Cornwall.*

હવે આરોપીનો વારો આવ્યો. મુખ્ય ન્યાયાધીશે કિશોરસિંહને તેને કાંઇ કહેવાનું છે કે નહિ, એવો પ્રશ્ન પૂછ્યો. ચાલૂ મુકર્દમાંથી તે કોઈ પણ પ્રકારે પોતાનો બચાવ કરવા માગે છે કે નહિ, કોઇ પણ પ્રકારે પોતાની નિર્દોષતા સાબીત કરી શકશે નહિ, એવી ઇચ્છા પણ દર્શાવી. સરકારી વકીલે કિશોરસિંહને સારી રીતે મુખ્ય કિંવા વડા ન્યાયાધીશના મનનો ભાવ સમજાવી દીધો. રીતિ અનુસાર શપથ લેવડાવવામાં આવ્યા. નામ, ઠામ, જાતિ અને ધંધા સંબંધી ઘટતી પૂછપરછ કરી. કિશોરસિંહે પણ ન્યાયાધીશનું યથાયોગ્ય સન્માન સાચવીને સમયોચિત સંબોધનથી નિર્ભય હૃદયથી, નિર્દોષ અને સરલ દૃષ્ટિથી તથા ખુલ્લા અવાજે કહેવાનો આરંભ કર્યો.

કિશોરસિંહ અત્યંત શાંતપણે બોલ્યોઃ–" ધર્માવતાર, ન્યાયાધ્યક્ષ મહારાજ ! હમણાં હું જે હકીકત કહેવાનો છું, તે સત્યને સ્મરીને જેવી બની છે, તેવીજ આપની પાસે કહી સંભળાવું છું. મારે સાક્ષી પુરાવા કાંઈ છે નહિ; તો પણ મારા સંભાષણમાં અસત્યનો અંશ માત્ર પણ આવે તેમ નથી. મારી સર્વ હકીકતને શાંતપણે શ્રવણ કરો અને તેનો વિચાર કરીને મને ઈન્સાફ આપો. બાલ્યાવસ્થાથી અથવા મારી અજ્ઞાન અવસ્થાથીજ મહામાન્ય રણધીરસિંહ રાયના સ્નેહ, યત્ન, અન્ન અને આશ્રયથી હું પોષાતો આવું છું. તેમણે આજ સૂધી મને પોતાના પુત્રની પેઠે પાળ્યો છે, હું પણ તેમને હમેશાં પિતાથી પણ અધિક માનતો આવ્યો છું, તે ઉપરાંત ભક્તિ તથા શ્રદ્ધા પણ દર્શાવતો આવું છું. તેમની અનુમતિ લઇનેજ હું દરેક કાર્ય કરૂં છું, તેમના પુત્ર વરુણસિંહની સાથે હું એકત્ર રહીને ઉછર્યો છું.

એકત્ર પોષાયો છું. વરુણુસિંહને હું નાના ભાઇના કરતાં પણ વધારે ચહાતો હતો, વરુણુસિંહ પણ મને હમેશાં મોટા ભાઈ જેવો માનતો હતો, બચપણથીજ અમારા બન્નેના હૃદયમાં અકૃત્રિમ ભ્રાતૃ-સ્નેહનો સંચાર થયો હતો. વયની સાથે અમારો તે અનુપમ સ્નેહ-ભાવ પણ ઉત્તરોતર વધતો જતો હતો. કદી કોઇ પણ કારણથી અમારા એક બીજાની વચ્ચે કાંઇ મનોવાદ થયો નથી, એક દિવસને માટે પણ અમારા હૃદયમાં કોઇ પણ કારણથી એક બીજાના તરફ ઇર્ષાની ભાવનાનો સંચાર થયો નથી. એક પિતાના પુત્રની પેઠે અથવા બન્નેના શરીરમાં એકજ આત્મા વસતો હોય, તેની પેઠે અમો પરસ્પર પરસ્પરની પ્રતિનો વિનિમય કરી પરમ આનંદથી સમય વીતાડતા હતા. અમો ભોજન, શયન, ભ્રમણ આદિ સર્વ કાર્ય એકત્ર રહીનેજ કરતા હતા. એક ક્ષણ પણ અમારામાંથી કોઈ કોઇનો વિયોગ સહી શકાતો નહોતો. કુમારી સુશીલાને હું નાની બ્હેનના કરતાં પણ વધારે ચહાતો હતો; હૃદયના કરતાં પણ વિશેષ તેના પર હું મારો સ્નેહ રાખતો હતો. મેં કાળજીપૂર્વક સુશીલાને અનેક વિષયોનું શિક્ષણ પણ આપ્યું હતું. પરંતુ સમયના દોષથી, વયની ચપળતાથી અને મનની ચંચલતાથી અમારા બચપણના તે સ્નેહનું, ભાઇ બ્હેનના પવિત્ર અને અકૃત્રિમ સ્નેહનું રૂપાંતર થઇ ગયું. ઘણા થોડા દિવસમાંજ અમો એક બીજાના મનોભાવને સારી રીતે જાણી શક્યાં. મેં જાણ્યું કે, સુશીલા મને પ્રેમની નજરથી જૂએ છે, સુશીલાએ પણ ધારી લીધું કે, અમારો સ્નેહ પ્રણયમૂલક છે. એજ મારા જીવનનો અપરાધ છે. એક અજાણ્યા કુળવાળો અને અન્યના અન્નથી પોષાતો હોઇને મેં મહામાન્ય રણધીરસિંહ રાયની કન્યાને પ્રેમની નજરથી જોઇ છે, એ અપરાધથી હું મારા માનવંતા પ્રતિપાલકની પાસે અપરાધી છું. એ કારણથીજ હું નિમકહરામ ઠર્યો છું! પરંતુ વિચારી જૂઓ કે, એમાં મારો દોષ શો છે? સ્વાધીન મનોવૃત્તિની પ્રબળ ગતિને કોણ અટકાવી શકે તેમ છે? પવિત્ર પ્રેમના કઠોર શાસનનું ઉલ્લંઘન કરી કેટલીક વ્યક્તિઓ આ જગતમાં વિચરણ કરવાને સમર્થ થઇ શકી છે? મનુષ્યના હૃદય ક્ષેત્રમાં પ્રણય સત્વરજ અંકુરિત થાય છે, વિના યત્ને સત્વરજ ખીલી ઉઠે છે, પરિણામે સત્વરજ તે ફૂલથી ફાલી ઉઠે છે. હૃદયને વિચ્છિન્ન કરવા છતાં પણ તે અંકુરને ઉખેડવાનું, તે ફૂલનો ધ્વંશ કરવાનું, આ પૃથ્વીના કોઇ પણ જીવમાં સામર્થ્યજ નથી. તેમ છતાં હું એ વાતનો સ્વીકાર કરૂં છું કે, સમાજની દૃષ્ટિમાં મેં જે કર્યું

છે, તે સેંકડો વાર અન્યાયીજ થયું છે. મહામાન્ય રણધીરસિંહ બહાદુરની કુમારી કન્યાના કાને પ્રેમની ભાષા વર્ણવીને, હું કઠોર સમાજબંધનના કઠિન શાસનનો દંડ ભોગવવાને પાત્ર થયો છું. પરંતુ શું કરૂં? ક્ષણ વારને માટે મારી ઉછળતી ચિત્તવૃત્તિ જે માર્ગમાં પ્રવૃત્ત થઇ હતી, ત્યારે તેને તે માર્ગપરથી હું પાછી વાળી શક્યો નહોતો; તેમ છતાં ત્યારે હું બધું જાણી શક્યો હતો, મારો અપરાધ મારી સમજમાં આવી ગયો હતો. સાધારણ સર્વ જન સમક્ષ મારે નિમકહરામ થવું પડશે, એવી ધારણા જ્યારે મારા મનમાં જન્મી, ત્યારે હું તે માર્ગપરથી પાછો ફર્યો. તે કલ્પનાને મેં વિસર્જ્જન કરી તથા તે આશાનો પણ પરિત્યાગ કર્યો. ક્ષણવારને માટે મારા હૃદયમાં તેવા પ્રેમનો સંચાર થયો હતો, પણ પાછો ક્ષણવારમાંજ મારા મનનો તે ભાવ બદલાઇ ગયો હતો, વિલીન થઇ ગયો હતો. દુર્લભ પદાર્થની આશાથી મારા મનને મેં વાસનાના પ્રવાહમાં પ્રવાહિત થવાનો પછીથી અવસર આપ્યો નહોતો.”

કિશોરસિંહ થોડીવાર સુધી ચૂપ રહ્યો. તેણે એકવાર ન્યાયાલયની ચારે તરફ વીજળીના વેગથી દૃષ્ટિ દોડાવી. એ સમયે તેને જણાયું કે, આખું ન્યાયાલય જાણે તદ્દન નિસ્તબ્ધ થઇ ગયું છે, ગૃહનો વાયુ પણ નિશ્ચલ બની ગયો છે. ન્યાયાધીશથી લઇને સાધારણ દર્શક સુધીના સર્વ જનો શ્વાસ પણ ન લેતાં એકીટસે તેની વાર્તા સાંભળવામાં નિમગ્ન બની ગયાં છે. તેણે કેવળ જોયું કે, તેનો પ્રતિપાલક પિતાતુલ્ય રણધીરસિંહ રાય બન્ને હાથથી મ્હોં ઢાંકીને અવિરલ ધારાથી આંખનાં આંસૂ વરસાવી રહ્યો છે. હા, વૃદ્ધ યુદ્ધસચિવના મનના તે સમયનો જે ભયાનક ભાવ થઇ પડયો હતો, તેનું લેખિનીથી વર્ણન થવું પણ અશક્ય છે.

થોડી વાર પછી કિશોરસિંહ ફરીવાર કહેવા લાગ્યોઃ—

“જે દુર્દિવસે શ્રીમતી સુશીલાની સાથે મારી પ્રથમ પ્રેમની ભાષામાં વાતચીત થઇ, તે દિવસથી હું રાય—સંસારથી જૂદો રહીને વખત વીતાડતો આવું છું. તે દિવસેજ મુરબ્બી રણધિરસિંહે આજ્ઞા કરી કે, હું રાયકુટુંબના સંબંધમાં સામેલ રહી શકીશ નહિ. તેમની કન્યા કે પુત્રની સાથે વાતચીત કરી શકીશ નહિ. એકલો એક ઘરમાં રહીશ. કેવળ એ કુટુંબ તરફથી મારૂં ભરણપોષણ થશે. મને આખી જિન્દગી સુધી પાળનારા પિતા તુલ્ય રણધિરસિંહ મહાશયનો આ હુકમ સાંભળીને હું તરતજ તે કુટુંબનો ત્યાગ કરીને બીજા કોઇપણ દૂર દેશમાં ચાલ્યો જઇ શકત, તે દિવસથીજ પોતાની શક્તિ અને પોતાની વિદ્યા

